" नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते "

!!! महात्माओंनी प्रसादी !!!

# સાદી શિખામણ.

## પુસ્તક ૭ મું.


સંગ્રહકર્તા અને પ્રકાશક

**મગનલાલ શંકરભાઇ પટેલ.**

કર્તા:—જ્ઞાનદીપક, સુખીસદન અને

સાદી શિખામણ ભાગ ૬.

ઠે. ગુગડી દરવાજે, મું. **પાટણ.** (ઉત્તર ગુજરાત.)


**દોહરો.**

ઉપજાવે આનંદને, જોતાં ચિંતા જાય;
પરિણામે સુખ પ્રાપ્તિનું, લક્ષણ એ લેખાય.


આવૃત્તિ પહેલી :: :: પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૫ :: :: સને ૧૯૨૯

કિંમત રૂા. ૩-૦-૦.

## महात्मानी प्रसादी.

### દોહરા.

સુખ પાછળ દુઃખ દેખીયે, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે, રાત્રિ પછી દિન જોય.

* * * *

દુઃખ ઘણું દુનિયા વિષે, આની લીધે મનાય;
દેહ દુઃખ કે દરિદ્રતા, ગણતાં ખરાં ગણાય.

* * * *

સુખ નહીં સંસારમાં, રાજા પ્રજા ને રંક;
કહે પ્રીતમ વૈરાગ્ય વિના, નર નહિ હોય નિશંક.

* * * *

**सम्पत्तौच विपत्तौच महतामेकरूपता ।**

ભાવાર્થઃ— સંપત્તિમાં તેમજ વિપત્તિમાં મહાન પુરૂષોની વૃત્તિ એકજ પ્રકારની હોય છે.

* * * *

**आपत्स्वेव हि महतां शक्तिरभिव्यज्यते न संपत्सु !**
**अगुरोस्तथा न गंधः प्रागस्ति यथाग्निसंस्थितस्य ॥**

ભાવાર્થઃ—મહાત્માનું ખરૂં સામર્થ્ય આપત્કાળેજ ખરૂં થાય છે. તે સામર્થ્ય સંપત્તિના વખતમાં નથી પ્રગટ થતું અગરને દેવતામાં નાખ્યા બાદ જે સુગંધી નીકળે છે, તેવી સુગંધી, તે જ્યારે બહાર હોય છે ત્યારે નીકળતી નથી.

કાયા ગારા કાળકા, ઉસમેં કહાં ગુમાન;
કહે પ્રીતમ અભિમાન તજ, ભજ ભાવે ભગવાન.

* * * *

ઘર ત્યાગા તો ક્યા હુવા, તજ્યો ન માયા સંગ;
સરપ તજે જેમ કાંચળી, ઝેર તજ્યો નહિ અંગ.

* * * *

જે દુઃખ દે માબાપને, કરીને આજ્ઞા લોપ;
તેના ઉપર થાય છે, જગકર્ત્તાનો કોપ.

* * * *

શ્રેષ્ઠ કાર્ય તે જ છે કે, જે કરાયું છે અને શ્રેષ્ઠ જ્ઞાન તે જ છે કે, જે અમલમાં મૂકાયું છે.

* * * *

પળે પળે સત્ય તરફ અને ધર્મ તરફ દ્દષ્ટિ રાખવી, એ સર્વોત્તમ તપ છે.

* * * *

સંસાર એ સમુદ્ર છે, એનો એક છેડો સ્વર્ગ તરફ અને બીજો છેડો નર્ક તરફ છે. સાચા સ્વર્ગ તરફ જવા ઇચ્છનાર મુસાફર માનવી માટે અધર્મ—અનિતિની નિવૃત્તિ ઉપરાંત વિષય નિવૃત્તિ પણ અગત્યની હોડી છે.

* * * *

સંસાર તરફ એક જ દ્દષ્ટિથી જોવું કે, તે અસ્થાયી અને નાશવંત છે.

* * * *

પરમાર્થદર્શિ લોકોનું મૌન પણ હિતકારી ને વાણી પણ સુખકારી છે.

# પ્રસ્તાવના.

રાજર્ષિ ભર્તુંહરિ નીતિશતકમાં કહે છે કેઃ—

**प्रारभ्यते न खलु विघ्न भये न नीचैः**
**प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।**
**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः**
**प्रारब्ध मुत्तमजना न परित्यजन्ति ॥**

**ભાવાર્થઃ**—"નીચ અથવા હલકા લોકો" ફલાણું વિઘ્ન નડશે એવી ધાસ્તીથી કોઇપણ સારૂં કામ શરૂ કરતા નથી. બીજા એક પ્રકારના લોકો એવા હોય છે કે પોતે કામ શરૂ કરે, પણ વચ્ચે હરકત આવે એટલે એ કામ મૂકી દે, પણ જે ઉત્તમ પ્રકારના માણસો હોય છે તે એકવાર સારૂં કામ કરે છે ને શરૂ કર્યા પછી અનેક હરકતો અને વિટંબણાઓ આવે તોપણ તે કામને પૂરૂં કર્યા સિવાય મુકતા નથી."

ઉપરનું કથન હું રા. ગ. ભાઇ શ્રી. મગનલાલભાઈ જે આ પુસ્તકના લેખક છે તેમને માટે લાગુ પાડીશ અને આશા છે કે તે માટે તેઓશ્રી મને ક્ષમા આપશે. તેઓશ્રીએ ૬ ઠ્ઠા ભાગને પ્રસિદ્ધિમાં મૂકતાં જાહેર કરેલું કે "હવે સાદી શિખામણનો ૭ મો ભાગ નહિ છપાય" પણ છેવટે તો એ "ઉત્તમ જન" જ રહ્યા! તે માટે તેમને હું મુબારકબાદી આપું છું. એમણે આરંભેલું કાર્ય મુકી દીધું નથી તેથી મને આનંદ થાય છે અને વાચક વર્ગ પણ મારી સાથે સંમત થશે એવી આશા છે.

ભક્તજનો ગાય છે કેઃ—

"વ્હાલો પ્રેમને વશ થયા રાજી રે
એમાં શું કરે પંડિત ને કાજી રે"

"દરેક વસ્તુ પ્રેમને અવલંબે છે. ત્યાં પંડિતાઇ કે કાજીપણું ચાલતું નથી." લેખકને પુસ્તક તરફ પ્રેમ છે.

**જગતમાં બધી વસ્તુ પ્રેમથી બને છે.**

વાચક આગ્રહ કરે છે કે "આગળ બીજા ભાગ છપાવો" તો મારા જેવો પંડિત કે કાજી થવા જાય એથી શું? "કાચલીમાં કપુર

હોય ત્યાં સુધી સુગંધ આવવાની જ." પછી આપણે શેની જરૂર ? કાચલીની કે કપુરની ? ગમે તેટલા ભાગ છપાય તેની મર્યાદા ન બાંધતાં જ્યાં સુધી સુગંધ આવે ત્યાં સુધી સંગ્રહ કરવો એવી મારી લેખકને વિનતી છે.

ભા. ૬ ઠ્ઠા ની માફક ૭ માની પ્રસ્તાવના લખવાનું કામ પણ મારી પાસે આવે છે એ જોઇ મને વધુ ક્ષોભ થાય છે. છતાં આનંદ પણ થાય છે. મારે લેખકને બને તેટલું પ્રોત્સાહન અને મદદ આપવાં જોઇએ. ત્યાં "મિથ્યા પંડિતાઈ કે કાછપાણું" ચાલવાનું નથી." આપણે એમનાથી વિશેષ કામ કરી બતાવીએ તો તો ઠીક, નહિ તો એ જે કામ કરે છે એ શું ખોટું છે ?

**દેશની ગરીબાઇ અને પુસ્તકો.**

"પુસ્તક એ આપણો સાચો મિત્ર છે, તે સૌથી સારામાં સારો મિત્ર છે." આ મોંઘવારીના જમાનામાં ખાવાનું કે પહેરવા-ઓઢવાનું મળવાના સાંસા છે તો આપણા મનને ખોરાક આપનારાં નીતિવિનોદનાં પુસ્તકો ખરીદવાની જોગવાઇ ક્યાંથી હોય ? યુરોપાદિ દેશોના સાધનસંપન્ન લોકો પુસ્તકો પાછળ પૈસાની છોળો ઉરાડે છે, જ્યારે હિંદ જેવા કંગાલ દેશમાં વિદ્યાર્થીઓને અને મુમુક્ષુ જનોને જોઇતાં પુસ્તકો મળતાં નથી એ ઘણું જ શોચનીય છે રા. મગનલાલ ભાઈ અનેક પુસ્તકો વાંચીને, તેનો અભ્યાસ કરીને જગતના અનુભવને અનુસરતાં વાક્યો તથા ઉતારા આપે છે જે ઘણાને "મુદ્રાલેખ" જેવાં લાગે છે,

**સારાં નરસાં પુસ્તકો અને આપણી ફુરસદ.**

આ જમાનામાં પુસ્તકો પણ એટલાં બધાં વધી પડેલાં છે કે કયું પુસ્તક સારૂં ને કયું ખોટું એ શોધવું મુશ્કેલ છે. તે પ્રસંગે અનેક પુસ્તકોમાંથી ઉપયોગી બાબતોને ચુંટી કહાડીને આપવામાં આવે છે. "આપણી પાસે પુસ્તકો ખરીદવા જેટલા પૈસા નથી, અને વાંચવા માટે ફુરસદ નથી." પ્રખ્યાત આંગ્લ લેખક લોર્ડ બેકન કહે છે કે "કેટલાંક પુસ્તકો માત્ર

**ચાખવાનાં** હોય છે, કેટલાંક **ગળી જવાનાં** હોય છે ને કેટલાંક **પચાવવાનાં** હોય છે." **ચાખવાનાં** અને **ગળી જવાનાં** પુસ્તકો તો બહુ જ ઉભરાય છે, પણ **પચાવવાનાં** પુસ્તકોનો અભાવ છે. જે રા. મગનલાલભાઈ આપણને પૂરાં પાડે છે. લોર્ડ બેકન વળી કહે છે કે "વાંચવાથી માણસ **પૂર્ણ** થાય છે, વાતચિતથી **તૈયાર** થાય છે અને લખવાથી **ચોક્કસ** થાય છે."

**પુસ્તકોમાંથી લેવાતા ઉતારા તથા નોંધો.**

બધાં પુસ્તકો પોતે જ વાંચવા જોઇએ એવો કંઇ ખાસ નિયમ નથી. કોઇ વાંચી સંભળાવે, કોઇ વાંચીને તેમાંથી કંઇક કહે, અગર વાંચેલા પુસ્તકોમાંથી ઉતારેલી સારી વસ્તુઓ જોઇ લેવાય તોપણ ચાલે. મારા એક મિત્રે મૂળ પુસ્તક જોયા વગર માત્ર ઉતારા (Notes) વાંચીને બી. એ. ની પરીક્ષા ઘણા સારા માર્કથી ઉંચા નંબરે પાસ કરી હતી. સામાન્ય જનસમૂહને અવકાશના વખતમાં ઉંચામાં ઉંચી વાંચવાની વાનીઓ "સાદી શિખામણ" પૂરી પાડે છે એમ હું માનું છું ને આશા છે કે સૌ અનુભવી વાચક વર્ગ એ પ્રમાણે માનશે. વિદ્વાન વર્ગ પણ એ બાબતમાં મારી સાથે સંમત થશે એવી આશા છે.

**સાદી શિખામણની ઓળખાણ.**

જેમણે સાદી શિખામણનાં ૧ થી ૬ સુધીનાં પુસ્તક વાંચ્યાં છે એમને માલમ હશે કે સાદી શિખામણ હવે નવીન પુસ્તક નથી, કે જેની ઓળખાણ સમાજને આપવાની હોય. તેમ છતાં પ્રસ્તાવના એ પરિચય આપવાનું સાધન છે એમ માની આ પુસ્તકનો પરિચય આપીએ છીએ.

**લેખક અને તેમનો અનુભવ.**

આ પુસ્તકના લેખક રા. મગનલાલભાઇ પોતે ઘણા ઉત્સાહી લેખક છે. તેમણે ઘણાં પુસ્તકો વાંચેલાં છે, તે જુદાં જુદાં દેશી રાજ્યોમાં નોકરી કરીને તેમણે સારો અનુભવ મેળવેલો છે. તેમનું મિત્રમંડળ પણ વિશાળ છે. એ મિત્રોનું પ્રોત્સાહન એજ સાદી શિખામણ રૂપી ફળ.

લેખકે દરેક પુસ્તકમાં દાનવીરોના ટુંકાં જીવનચરિત્રો આપવા માંડયાં છે તે વધારે ને વધારે અપાય એ જરૂરનું છે. ગુજરાતમાં એવા ઘણાયે દાનવીરો છે કે જેમણે "મૂકદાન" આપેલાં છે ને આપ્યે જાય છે, તેમણે ઘણા ગરીબોને પોષ્યા છે ને હજી પોષ્યે જાય છે. ઘણા વિદ્યાને ઉત્તેજન આપે છે, ધર્મશાળાઓ બાંધે છે, કૂવાઓ ખોદાવે છે અને લાયબ્રેરી, દવાખાનાં બંધાવે છે. એવા ભડ દાનવીરોને શું ગુજરાત ભૂલશે? લેખકે તે તમામનાં જીવનચરિત્રો એક પછી એક આપવાં રહ્યાં છે. હજી પેટલાદ, પાટણ, વડોદરા, અમદાવાદ, સુરત, ભરૂચ, મુંબઈ, રાજકોટ, ભાવનગર, વઢવાણ અને ગોંડળ જેવે ઠેકાણે પણ તેવા ઘણા દાનવીરો છે. તેમની આ પુસ્તકદ્વારા સેવા કરવી ઘટે છે.

**ગુજરાતના દાનવીરોનાં ચરિત્રોનો જરૂર.**

આ પુસ્તકનું નામ જ કંઈ અજબ છે. એમાં "સાદી શિખામણો" આવે છે. તે સાદી છે કેમકે તરત સમજી શકાય તેવી છે. ગામડામાં તેમજ શહેરમાં નવરાશના વખતમાં આ પુસ્તક ઘણું જ વંચાય છે. લેખકે જાતે શિખામણો આપવાનો બીલકુલ પ્રયાસ કર્યો નથી. જેવી અને તેવી મળી આવે તે પ્રમાણે મુકેલી છે.

**આ પુસ્તકનું નામકરણ.**

કેટલાંક ગામોમાં જ્યાં વિદ્યાનો પ્રચાર છે ત્યાં ભીંતોએ "अतिथी देवो भव" "નથી વિદ્વતા વાપરી દેશ દાઝે" "વખત અમુલ્ય છે," "Health is wealth" વગેરે સૂત્રો છૂટથી લખેલાં છે. ધર્મશાળાઓની ભિંતોપર, દેવસ્થાનની દિવાલોપર, કૂવા, વાવ, તળાવ જેવે ઠેકાણે કંઈ કંઈ ઉપયોગી સૂત્રો લખેલાં હોય છે. કોઈ કોઇ ગામોમાં "મૂક" સૂત્રો પણ હોય છે, એટલે કે વડ, લીંબડા, પીંપળા વગેરે રોપેલા હોય છે. કોઈ ઠેકાણે ચબુતરા તથા ઓટલા બંધાવેલા હોય છે કે જ્યાં જાનવરો તથા મનુષ્યો

**આદર્શ ગામ અને લોકો.**

આરામ લે છે. અંગ્રેજી, ગુજરાતી, બંગાળી, હિંદી વાક્યોનો છૂટથી ઉપયોગ કરીને કોઇ કોઇ તો આખા ઘરની ભીંતો રંગી કહાડે છે. એ બધાના ફોટોગ્રાફ લેવાય તો પુસ્તકોનાં પુસ્તકો થાય.

મેં એક ઠેકાણે એક ગૃહની ભિંતો ઉપર ગીતાના ઉપયોગી અધ્યાયોના શ્લોક લખેલા જોયા હતા, એટલું જ નહિ પણ અમુક અમુક અધ્યાય પુરા લખેલા હતા. વેદ, ઉપનિષદની ઋચાઓ પણ હતી. ગામના લોકોનાં ઘરો એકદમ સ્વચ્છ હોય, લોકો અતિથીને ચહાનારા હોય, ભોળા હોય, સત્ય બોલનારા હોય, વિનોદિ હોય, પ્રેમી હોય, પવિત્ર હોય, ઉદાર હોય, તો પછી શું જોઇએ? સંસાર અને સ્વર્ગમાં શો ફેર? બહારથી નવાસવા આવનાર માણસને તો એમ જ લાગે કે આ શું? આટલું બધું કોણે લખ્યું? ક્યારે અને કેવી રીતે લખ્યું? ઘર રંગાય કે ધોળાય તોપણ સૂત્રો તો નવાં લખાતાં જ જાય. દરેક ઘરમાં એક બે કબાટ હોય જેમાં નિરંતર પુસ્તકો વધતાં જાય. એ કેવું જીવન? ત્યાં જ સૂત્રોની કિંમત છે, ત્યાં જ જીવન ઉંચું બને છે. અરણ્ય જેવા લાગતા પ્રદેશમાં વેદ ઉપનિષદની ધૂન સંભળાય એ શું ઓછી વાત છે? ગામની પાસે નદી હોય ત્યાં કિનારા ઉપર વૃક્ષારોપણ થાય. આશ્રમો બંધાય. બાળકોને ત્યાં રાખવામાં આવે. જરૂર પુરતાં ફંડ એકઠાં થાય. સમય પત્રકો કહાડી નાખીને ચોવીસ કલાક બાળકો પોતાની મરજી પ્રમાણેનાં પુસ્તકો લઇ ગુજરાતી હિંદી, મરાઠી, બંગાળી, અંગ્રેજી વગેરે પુસ્તકો વાંચે. જરૂર પડે તો વિચારો નોંધી લે. મનન કરીને નવા વિચારોની સ્મરણ પોથીઓ કરે. એ કેળવણી કેટલી ઉંચી થાય? દરવર્ષે લેવાતી પરીક્ષાઓના ક્રમની શી જરૂર છે? વિદ્વાન તે કે જેણે અમુક વિષયોનો ઘણો સમય લઈને ઉંડો અભ્યાસ કર્યો છે.

આ ફેરફારીના જમાનામાં સર્વત્ર ફેરફાર જોવામાં આવે છે.

**સન્માર્ગને પંથે.**

એ ફેરફારો કરવાને અનેક મહાન પુરૂષોએ અથાગ પ્રયત્ન કર્યા હતા. પણ તે ફેરફાર માટે પૂરેપૂરૂં ક્ષેત્ર તૈયાર થયેલું ન હતું. અત્યારે

સીનેમા, નાટકો, નોવેલો, વાર્તાઓ અને ભાષણોથી તેમજ પુસ્તકો તથા વર્તમાનપત્રોથી દેશમાં સર્વત્ર ઉત્તેજન થઇ રહ્યું છે તેવા પ્રસંગે ધાર્મિક, નૈતિક અને આદર્શ જીવનને ઉત્તેજન મળવું જોઇએ એ જરૂરનું છે. જગતના તમામ કામનો આધાર કાર્ય-કારણ ઉપર અવલંબીને રહે છે. મહાપુરૂષોનાં વાક્યો મિથ્યા હોતાં નથી. આપણામાં એક પળવાર પણ સારૂં કામ કરવાની કે સારા વિચાર કરવાની ઇચ્છા થાય તે કંઇ ઓછો ફેરફાર નથી. મહાપુરૂષનાં વચનોનો અને તેમના સદાચારનો લાભ લેવો ઘટે છે. મનુષ્યના અત્યંત ટુંકા આયુષ્યનો ઘણો ભાગ વાતોના તડાકામાં જાય, નિષ્ફળ કામોમાં જાય તેના કરતાં ભવિષ્યના જીવન માટે માર્ગ જડે એવાં કામ થાય એ જરૂરનું છે. આ કારણથી "રા. મગનલાલભાઇ વધારે છાબો પુષ્પોથી ભરે" એવી તેમના પ્રત્યે મારી માગણી છે.

મનુષ્યના જીવનમાં અમુક પળો છે. એ પસાર થઈ જતાં માણસ પસ્તાય છે ને કહે છે:—

**મનુષ્યમાંથી દેવ.**

"મારાં નયણાંની આળસ રે
હરિને ન નિરખ્યા જરી."

એ પળોને સ્હેજ વેગ મળતાં મનુષ્યનું જીવન દેવ જેવું થઈ જાય છે. મનુષ્યનું જીવન નીચું હોય તો તે એટલે દરજ્જે જાય છે કે તે અધમમાં અધમ રાક્ષસ બને છે. એ અધમ જીવનમાં જતાં અટકાવનાર મહાપુરૂષોનાં જીવન તથા તેમનાં સૂત્રો છે.

સાદી શિખામણ ભા. ૭ માની **ફુલછાબ** ૧ લી શરૂ થતામાં જ પૂછવામાં આવેલું છે કે આ જગતમાં વધારે જીવવાનો કોને હક છે?

**ભાગ ૭ માનો પરિચય.**

"જેને દયા છે દીલમાં અપાર,
ઘણા જનોને જન પાળનાર;
જે કામ સારાં કરશે હંમેશ
એવા જનો તો જીવજો વિશેષ."

એ મધુરી લીટીઓ આગળ ચાલે જ જાય છે. ત્યારપછી—

"રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી
પાળે આજ્ઞા પુત્ર, સદા પર આશ નિરાશી"

ઇત્યાદિ વર્ણન આપતો સુખી જીંદગી ઉપરનો છપ્પો છે. ત્યારપછી...

"દરજી ખપતું વેતરે, મોચી વેતરે તંગ."

વાળા દોહરા કરકસરના ઉત્તમ દાખલા આપે છે. **ફુલછાબ** ૨ જી-જુજ ચોરી માટે કેટલું જુઠ્ઠું બોલવું પડે છે એ ઉપરની વાર્તા આવે છે. **ફુલછાબ** ૩ જી—

"ભવિષ્યે લખ્યું હોય તેમ થાય,
ડહાપણ કોઇનું કામ ન આવે,
કરોને ક્રોડ ઉપાય. ભવિષ્યે—"

એ બહુજ સુંદર કાવ્ય આવે છે. **ફુલછાબ** ૪ થી-સાચું બોલવાથી સુખ થાય છે એ ઉપર વાર્તા આવે છે. એ પછી રેડીયો શું છે? એ વિષે માહિતી આપવામાં આવી છે, **ફુલછાબ** ૫ મા. માણસમાં સ્થાન પ્રમાણે વિચાર આવે છે તેની ઉત્તમ વાર્તા આપવામાં આવી છે. **ફુલછાબ** ૮ મા.

"જબરો કાળ તણો ઝપાટો રે, માથે મરણ બાક મોટી,
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા;
મોત બડા મરદાન મરદ જ્યાં, ત્રણ પડે ધારાળા. જ."

એ ભજન બહુ જ સુંદર છે. **ફુલછાબ** ૧૧ મીમાં બરફી માટે બિલાડી થવું પડ્યું ભર્તૃહરીનો આશીર્વાદ વગેરે વાર્તાઓ આવે છે. **ફુલછાબ** ૧૩ મા.

"આયો આયો મનુષ્ય અવતાર રે
નર ચાર દિવસ મહેમાન.
કુટુંબ કબીલા સ્વારથ મીલા
વાકુ ચલન નહિ બાર રે......નર."

એ દેવાનંદનું મીઠું કાવ્ય ગુંજે છે. વળી—

"સમજે નહીં કે હરિ ઇચ્છા વિણ બને ન એકે વાત,
રમત કરી દોરી સંચામી, સંચા માનવ જાત;
કામ કરે છે મનમાં ધાર્યાં. પણ દોરી એને હાથ."

એ માણસના મનસુબા ઉપરતું કાવ્ય આવે છે. ગરમ સ્વભાવ, મધુપાન, મોક્ષની ઇચ્છા વગેરે બાબતો ઉપર વિવેચન કરતાં આવે છે **ફુલછાબ** ૧૯ મી.

"અરે છે કાચની કાયા, જવું પડશે તજી માયા.
ન કાયમનું સમજ આ ઘર,
તું ભક્તિ કર, ભક્તિ કર.
ભરી ભંડાર શું કરશે ? પછી ભવપાર કયમ તરશે ?
થનાર કાલે ખલ્લાસ ઉમર
તું ભક્તિ કર, ભક્તિ કર."

એ કાવ્ય પછી આવે છે:—

"કાયા માયા કુડી રે. રાખી તારી રહેશે નહિ,
જોને તું વિચારી રે, ઘેલા કેમ અકલ ગઇ ?...કાયા૦"

એ દેવાનંદ સ્વામીનું સુંદર પદ આવે છે, જેમાં ત્યાગવૃત્તિ બતાવનારા અનેક દાખલાઓ આવે છે. ત્યાર પછી:—

"ચેતો ચતુર નરનારી રે, ચેતો ચતુર નરનારી,
આ યુગ હમણાં ચાલ્યો જાશે રે
ચેતો ચતુર નરનારી."

એ પદ પણ ઉત્તમ વૈરાગ્યનું ભાન કરાવે છે. **ફુલછાબ** ૨૦ મીમાં વળી દેવાનંદ કહે છે:—

"આયો આયો મનુષ્ય અવતાર, નર ચાર દિવસ મિજબાના
કુટુંબ કબીલા સ્વારથ મીલા, વાકુ ચલત નહિ બાર રે...નર૦"

ત્યાર પછી બાળકો માટે નાડી જંઘ અને ગૌતમની વાત ઠીક આપેલી છે. સ્ત્રીઓના ધર્મ, વાણીઆની અક્કલ, વીમાની કબાલી વગેરે બાબતો પછી આવે છે **ફુલછાબ ૨૬ મી.**

"આનંદ સાથે સદન જેનું, સુત બુદ્ધિમાન છે,
નારી સુભાષિણી અને, સન્મિત્ર સધન સ્થાન છે.

આજ્ઞા ધરે સેવક અને, મિષ્ટાન્ન ભોજન થાય છે.
અતિથી પૂજન ને શીવ પૂજન, નિત્ય ત્યાં તો થાય છે.
સાધુ તણો છે સંગ સતત, તન નિરોગી હોય તો,
એથી અધિક નથી સ્વર્ગમાં સુખ, સુજ્ઞ જન તું જાણજે."

એ ઉત્તમ સંસારનું ચિત્ર આપતું કાવ્ય પૂરૂં થાય છે. પછી—
"અંગરખું એક તારૂં રે. બનાવ્યું બહુ જુગતી કરી."

એ લીટીથી શરૂ થતું ભક્ત કવિ રણછોડનું કાવ્ય પ્રભુની કારીગરીનાં વખાણ કરે છે. ત્યારપછી—

"કરે ઉપકાર જો કોઈ, ઘણો થોડો અગર ભારી,
વગર માગ્યે દીયે વાળી, કહે તેને વફાદારી."

એ કાવ્ય વફાદારી શું છે એ લંબાણથી સમજાવે છે અને માણસો અને પ્રાણીઓમાં વફાદારી કેવી છે ને શામાટે એકબીજાને મળે છે એ બતાવેલું છે. ત્યારપછી કર્તવ્ય અને ધર્મ ઉપર વિવેચન આવે છે. પોતાનું હિત કરનારી બાત્રીસ પ્રતિજ્ઞાઓ ઉત્તમ છે. **ફુલછાબ** ૨૮ મી માં કર્ણ કુંતીનો સંવાદ ઘણો જ સારો છે. **ફુલછાબ** ૨૯ માં જમાનાની જહાંગીરી. ચડતી અને પડતી, પ્રભુ ઇચ્છા બળવાન, જરૂર મરી જવું છે, મનમાં વિચાર્યું નહિ જરી વગેરે સૂચક કાવ્યો આવે છે. ત્યારપછી—

"દશ મહીના માના ઉદરમાં, ઉંધે માથે ઝુલ્યોજી,
જઠરાગ્નિ ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભૂલ્યોજી"

વાળું કાવ્ય ગર્ભવાસનાં દુઃખ બતાવે છે. જીવો ઉપર દયા, વિપત્તિ, ખાલી હાથે જવું નહિ, સોબત તેવી અસર, ધર્મનાં મૂળ, મહાત્માની ધીરજ વગેરે આવતાં જાય છે. **ફુલછાબ** ૩૧ મીમાં માતા તરફ કેવો પ્રેમ હોઇ શકે એ અલેકઝાન્ડરનો દાખલો આપી બતાવવામાં આવ્યું છે.

"લક્ષ્મી અને લલના મળી, પામરજનો પટકાય છે,
ફૂટી જતાં એ ભેદ પાછા, ખૂબ ખત્તા ખાય છે."

એ કડીઓ આવે છે. અમર આશા, પહેલાં પાપથી અટક વગેરે બાબતો આવતી જાય છે. **ફુલછાબ** ૩૨ મી ધનમાં પાપનાં સ્થાન

પાંચ હોય છેઃ-ચુલો, ઘંટી, સાવરણી, ખાંયણીયો અને પાણીયારૂં. માણસે પાંચ યજ્ઞ કરવા જોઇએ, અન્નદાનની મહત્તા, વગેરે આવે છે. **કુલછાબ** ૩૩ મી હંસ અને કાગડો, પરાક્રમ વિનાની પંડતાઈ, સત્યથી સુખ, મૃત્યુથી નહિ ડરનાર, અધર્મની શક્તિઓ, મનુષ્ય દેહ અમુલ્ય વગેરે બાબતો આપવામાં આવી છે. પ્રભુની દયા ઉપર પણ કંઇક આપેલું છે. **કુલછાબ** ૩૫ મી

"જ્યાં સત્ય ત્યાં લક્ષ્મી ખરી,
જ્યાં લક્ષ્મી ત્યાં નિશ્ચે હરિ
હોય હરિ ત્યાં ધર્મ પળાય,
ધરે ધર્મ તેનો જય થાય."

એ કાવ્ય પછી વેળા એ વસુ છે, નારદનું જીવનવૃત્તાંત, શકુંતલાને કણ્વની શિખામણ વગેરે બાબતો આવે છે. **કુલછાબ** ૩૭ મી ખાલી ટેકથી પણ ફાયદો છે, કસરતની જરૂર. સાચી દાનત, સફળ વહેપાર કેમ થાય, વિષ વિનાનો સર્પ વગેરે આવે છે. **કુલછાબ** ૩૮ મી એમાં સ્વામી મુકતાનંદનો શિષ્ય તરફ ભાવ બતાવેલો છે. મન ભાગ્યું સંધાતું નથી, પતિવ્રતા સ્ત્રીનો ટેક, કાળીદાસનું પૂર્વજીવન, લીલાવતીની વાર્તાઓ તથા નિબંધો આવતા જાય છે. **કુલછાબ** ૩૯ મી. એક કવિની માતા ગીતો ગાઇને પોતાનું દુઃખમય જીવન સુખી કરતી. તેનો પુત્ર મહાન કવિ થયો.

"હૃદયનાં દાન દીધેલાં, ફરી લેવાય ના પાછાં.
છૂટયાં જે તીર હાથેથી, કદિ લેવાય ના પાછાં"

એ લીટીઓ પછી ઉત્સાહ આપવાથી કેવાં કામ પાર પડે છે તેના દાખલા આપેલા છે. મૃત્યુ એટલે શું? ઉચ્ચતર જીવનની શરૂઆત છે એમ કહી તેનો કોયડો ઉકેલેલો છે, **કુલછાબ** ૪૦ મી અભણ માણસની કેવી સ્થિતિ થાય છે, ખરી કમાણી શેમાં છે, વગેરે આવે છે. સારા વિચારનો સંગ્રહ, ઉદારતા, અહિંસા, ખાલી હાથે જવાનું છે વગેરે બાબતો આવે છે.

"સીંચ્યો તબ તરૂવર ભયો
કાટયો તબ ભયો ઝાઝ;

તારે પણ ડુબવે નહિ,
બાંહે ગ્રહ્યાકી લાજ."

વળીઃ—

"જે વૈરાગ્ય દેખાડે કરી, તે તો મન કેરી મશ્કરી."

વગેરે વૈરાગ્ય ઉપર લીટીઓ છે. **ફુલછાબ** ૪૧ મી. એમાં સાત પ્રકારના દાસ બહુ સુંદર રીતે આપેલા છે. વળી ધર્મ પ્રમાણે દ્રવ્ય મેળવવાના પ્રકાર બતાવેલા છે. "વ્યસન વધારે દુઃખ કરનારાં છે," સાચો મિત્ર કોણ? "જડજનની શીખામણ" વગેરે ઠીક આપવામાં આવ્યાં છે. વળી—

"ઉદ્યમથી લક્ષ્મી મળે, મળે દ્રવ્યથી માન
દુર્લભ પારસ જગતમાં, મળવો મિત્ર સુજાન."

એ દોહરા બહુજ સુંદર છે. તે એક પછી એક આવ્યે જાય છે, પણ આપણે આગળ ચાલીએ. વૈભવના અભિમાન માટે પૃથ્વીના નકશાની વાત રમુજી છે. **ફુલછાબ** ૪૨ મી–

"ધર્મ થકી ધન સાંપડે, ધર્મે સુખીઆ હોય
ધર્મે યશ વાધે ઘણો, ધર્મ કરો સૌ કોય"

એવા દોહરા સારા પ્રમાણમાં આવે છે. વળી–

"કાયા કાચો કુંપોરે, તું ચેતરે, હિણ ભાગી હંસા
અવિચળ પદવી તું પેખરે, હીણ ભાગી હંસા."

વગેરે બોધક લીટીઓ પછી—

"એ દિનનો છે પંખી મેળો, આખર ઉડી જવાનું છે
લોકો જેને દુનીયાં કહે છે, એક મુસાફર ખાનું છે."

ત્યારપછી વિવેક, ઐક્ય, ચેલાની તપાસ વગેરે બાબતો આવે છે. ત્યારપછી આત્મપરીક્ષા, સન્નારી શકુંતલા, પ્રસન્નતા, સંસારમાં સર્વોત્તમ શું? તથા અનુભવી મહાવાક્યો વાંચવા જેવાં છે. **ફુલછાબ** ૪૩ મી ભાઈભાઈમાં કુસંપ વિષે ઠીક વાર્તા આપેલી છે. **ફુલછાબ** ૪૪ મી અત્રિ ઋષિનું વિદ્યાર્થી જીવન ઘરડા થયા ત્યાંસુધીનું રસમય રીતે આપવામાં આવેલું છે. વ્યાજ કેમ વધે છે? આંકવાળાં દૃષ્ટાંતો ઉત્તમ છે. **ફુલછાબ** ૪૫ મી–બ્રહ્મચર્યનો પ્રતાપ ધૈર્યથી લાભ–

"જીવનના ત્રણ માર્ગ" ઠીક છે. વળી પૈસાદાર થનારે શું કરવું? ગરીબ થઇ જવું. પાઇપૈસો બચાવવો કે જેથી પૈસાદાર થવાય.

પ્રિય વાચક! સાદી શિખામણ ભાગ ૭ માનો પરિચય કરાવવામાં અમે તમારો ઘણો વખત લીધો છે. પરિચય આપવામાં કેટલીક સારી બાબતો રહી જાય એવી બીતિથી જરા લંબાણ થયું છે. તેમ છતાં પુસ્તકને ન્યાય આપવાનું કામ વાચકોનું છે. તેમાં આવતી સારી સારી બાબતોનો ઉપયોગ બહુ રીતે થઇ શકે છે. વાંચવું, વંચાવવું, સાંભળવું, સંભળાવવું અને બને તેટલે ઠેકાણે સારાં સારાં વાક્યો ભીંતે ચીતરાવવાં જોઈએ. મનુષ્ય જાતિ સંસ્કાર માગે છે. સારા સંસ્કાર દૃઢ ક્યારે થાય? પૂર્ણમનન, ચિંતન હોય ત્યારે. પૂર્ણચિંતન માટે તે વસ્તુ હમેશાં ચક્ષુસમીપ ખડી રહેવી જોઇએ તો જ તેથી સફળતા મળે. મહર્ષિ ભર્તુહરિ કહે છે તેમ—

**आदित्यस्य गतागतै रहरहः संक्षीयते जीवितं**
**व्यापारै बहु कार्यभारगुरुभिः कालो न विज्ञायते।**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते**
**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥**

ભાવાર્થ—દરરોજ સૂર્ય ઉગતાથી આથમતા સુધી અને ફરી ઉગતા સુધી જીવન ઓછું થતું જાય છે. આપણા ધંધારોજગારનાં અને આજીવિકા શોધવાનાં કાર્યોમાં એટલો બધો ભાર હોય છે કે વખત પસાર થતાં જણાતો નથી. જન્મ, મરણ અને ઘડપણનાં દુઃખ જોઇને ત્રાસ પણ ઉપજતો નથી. એવી મોહવાળી, પ્રમાદરૂપી મદિરા પીધાથી આખું જગત્ ઉન્મત્ત-ગાંડું બનેલું છે!

આ પુસ્તક વાંચી જીજ્ઞાસુઓની જીજ્ઞાસા તૃપ્ત થશે જ. કોઇપણ ઉંમરના, કોઈપણ જાતના જ્ઞાનવાળા, કોઇપણ ધંધો કરનારા સૌ કોઇ વાચકોને જરૂર લાભ થશે.

લેખક આવી વાનગીઓ વધુને વધુ મેળવે એવી આકાંક્ષાથી અત્રે વિરમીશું.

તા. ૨–૧૦–૨૯.

૬૫૦, અમૃતલાલની પોળ
ખાડીઆ—**અમદાવાદ.**

**ગૌરીશંકર મોતીરામ ભટ્ટ,**
બી. એ.

# અનુક્રમણિકા.

## ફુલછાબ ૩ જી.



## ફુલછાબ ૪ થી.



## ફુલછાબ ૫ મી.

## કુલછાબ ૬ ઠી.



## કુલછાબ ૭ મી.



## કુલછાબ ૮ મી.

## ફુલછાબ ૯ મી.



## ફુલછાબ ૧૦ મી.



## ફુલછાબ ૧૧ મી.



## ફુલછાબ ૧૨ મી.



## ફુલછાબ ૧૩ મી.

## ફુલછાબ ૧૪ મી.



## ફુલછાબ ૧૫ મી.

## ફુલછાબ ૧૬ મી.



## ફુલછાબ ૧૭ મી.



## ફુલછાબ ૧૮ મી.

## ગુલછાબ ૧૯ મી.



## ગુલછાબ ૨૦ મી.



## ગુલછાબ ૨૧ મી.



## ગુલછાબ ૨૨ મી.

## ફુલછાબ ૨૩ મી.



## ફુલછાબ ૨૪ મી.



## ફુલછાબ ૨૫ મી.

## ફુલછાબ ૨૬ મી.



## ફુલછાબ ૨૭ મી.



## ફુલછાબ ૨૮ મી.



## ફુલછાબ ૨૯ મી.

## ફુલછાબ ૩૦ મી.



## ફુલછાબ ૩૧ મી.

## ફુલછાબ ૩૨ મી.



## ફુલછાબ ૩૩ મી.



## ફુલછાબ ૩૪ મી.



## ફુલછાબ ૩૫ મી.

## ફુલછાબ ૩૬ મી.



## ફુલછાબ ૩૭ મી.



## ફુલછાબ ૩૮ મી.

## ફુલછાબ ૩૯ મી.



## ફુલછાબ ૪૦ મી.

## ફુલછાબ ૪૧ મી.



## ફુલછાબ ૪૨ મી.

## ફુલછાબ ૪૩ મી.



## ફુલછાબ ૪૪ મી.



## ફુલછાબ ૪૫ મી.



**શ્રીમાન રાજરત્ન**

**મુલ્લાં મહમદઅલી શેખ શરફઅલી હરહરવાળા**

એમ. બી. ઇ. જે. પી.

જન્મ સંવત ૧૯૧૮—ઈ. સ. ૧૮૬૨—હીજરી સન સને ૧૨૮૦.

મુ. સિધ્ધપુર, ( ઉ. ગુજરાત ).

Krishna Press, Bombay 2.

॥। परोपकाराय सतां विभूतयः ॥।

'અન્યને સહાય કરવી તે આપણો સૌથી પવિત્ર હક છે.'



# ઉત્સર્ગ.

મે. રા. રા. દાનેશમંદ શ્રીમાન રાજરત્ન

**શેઠ મોહમદઅલી શેખ શરફઅલી સાહેબ,**

**એમ. બી. ઈ., જે. પી.,** નિવાસસ્થાન **સિદ્ધપુર,**

હાલ **મુંબઈ.**

આપ સાહેબનું જ્યારે પાટણ પધારવું થતાં મે. રા. રા. વકીલ સાહેબ વિદ્યાશંકરભાઈના મકાન પર આપનાં પવિત્ર દર્શનનો મને પ્રથમ લાભ થયો હતો. તે વખતે આપ નામદારશ્રીનું ઉદાર દીલ તથા ઉચ્ચ ચારિત્ર્ય જોઈ મારા પુસ્તકમાં આપનું મુબારક નામ દાખલ કરવાની માંગણી કરતાં આપ સાહેબે અતિ ઉમંગ સાથે મારી તે માંગણીનો સ્વીકાર કર્યો. આપ નામદાર સાહેબની મહાન સખાવતો અને દીન જનો વિષે દયા રાખી જાતિ ભેદ વિના ગુપ્તદાનો કરી આપના પ્રસંગમાં આવતા દરેક માણુસની હાજતો આપે પૂર્ણ કરી છે, એટલું જ નહિ પણ વિદ્યાદાન તથા પ્રજાની ઉત્તમ સેવા બદલ નામદાર

બ્રિટીશ સરકાર તથા એબીસીનીયન સરકાર તરફથી માનવંતા ઈલ્કાબો મેળવવા ભાગ્યશાળી થયા છો. વળી ઉછરતા ગ્રંથકારોને આશ્રય આપવામાં આપે ઉત્સાહ જણાવ્યો છે. આપ નામદારશ્રી મહાન દૈવી સદ્‌ગુણોથી આકર્ષાઈ મારા તરફથી સુવાસિત પુષ્પોનો સંગ્રહ નામે "સાદી શિખામણ ભાગ ૭ મો" આપશ્રીની આજ્ઞા મેળવી અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. તેનો સ્વીકાર કરવા કૃપાવંત થશોજી. એ જ નમ્ર વિનંતી.

હું છું
આપનો નમ્રસેવક,

મુ. પાટણ (ઉ. ગુજરાત)
તા. ૧-૯-૧૯૨૯

મગનલાલ શંકરભાઇ પટેલ,
પ્રકાશક "સાદી શિખામણ".



# રાજ્યરત્ન શેઠ મુલ્લાં મોહમદઅલી શેખ સરફઅલી સાહેબ એમ. બી. ઇ. જે. પી. (હરહરવાળાનું) સંક્ષિપ્ત જીવન વૃત્તાંત.

આ શ્રીમાન શેઠનો મુબારક જન્મ સંવત ૧૯૧૮ હીજરી સન ૧૨૮૦ અને ઇ. સ. ૧૮૬૨ માં પવિત્ર તિર્થસ્થાન સિદ્ધપુર ક્ષેત્રમાં ખાનદાન વહોરા કુટુંબમાં થયો હતો. તેઓ સાહેબ આપબળથી અને બેહદ બાહોશીથી આજે પ્રભુકૃપાથી લક્ષાધિપતિ થયા છે અને હજારો માણસોનું પોષણ તેમના આશ્રયથી ચાલી રહ્યું છે. શરૂઆતમાં સંસ્કારવાળી ગૃહકેળવણી લીધા પછી તે જમાનાના અલ્પ સાધન પ્રમાણે પ્રાથમિક કેળવણી–સાધારણ વાંચન, લેખન અને ગણીતનું વ્યવહાર ઉપયોગી તથા બીજું ધાર્મિક જ્ઞાન મળ્યા પછી તેઓશ્રી વ્યપારી લાઇનમાં જોડાયા. પરન્તુ ભાવી ભાગ્યોદય હોવાથી એ સહાસિક યુવાનની મહત્વકાંક્ષાને મુંબઇનું ક્ષેત્ર સંકુચિત જણાયું. તેમની દુરંદેશ નજર હિંદના કીનારાથી પણ આગળ વધી આરબી સમુદ્રની પણ પેલીમેર આફ્રિકાના પ્રદેશ ઉપર પડી. એક વેપારીને ત્યાં નોકરીમાં દાખલ થઇ તેઓ અબીસિનિયા ગયા એ રીતે થોડો સમય વીતાડયો અને પ્રારબ્ધ દોરે ત્યાં દોરાયા પછી તેમના ઉપર પરમાત્માની મેહેરબાની થઇ. ઇ. સ. ૧૮૮૦ માં પોતે સ્વતંત્ર થઇ પ્રથમ હરહરમાં પોતાના નામથી દુકાન ખોલી તમામ જાતનો પરચુરણ વેપાર શરૂ કર્યો.

કીસ્મતની યારીથી તેમજ વેપારી કુનેહથી ધંધામાં દિન પ્રતિદિન નફો સારો થયો—વેપાર ઘણો વધ્યો અને તેથી હરહર ઉપરાંત એબીસિનિયામાં એદીસઅબાબા (પાયતખ્ત શેહેર) જગજગા, જુમ્મા, દીરેદવા અને હવાશ વગેરે શહેરોમાં તથા ફ્રેન્ચ સોમાલીલેન્ડના કિનારા ઉપર જબુતી તથા અરબસ્તાનમાં એડન વગેરે જગ્યાઓએ તેમણે સ્વબળથી વેપારની અનેક પેઢીઓ સ્થાપી હતી.

શરૂઆતમાં તો તેમણે નાના પાયા ઉપર વેપાર શરૂ કર્યો ને ચાર પાંચ માણસોથી પોતાના વેપારનું કામ લેતા હતા આજ તેમને ત્યાં હિંદુ મુસલમાન મળી ત્રણસેં નોકરોનું પોષણ થાય છે. અને દર વર્ષે ઘણા માણસોને આફ્રીકા લઇ જઇ તેમને સારી નોકરી આપે છે. એમની એ પેઢીઓમાં દરેક જાતનો મો ા વેપાર ચાલે છે અને તમામ વસ્તુઓ મોટા પાયાપર આયાત નિકાશ કરે છે. ને હજારો વેપારીઓને પણ પ્રસંગોપાત સારી મદદ આપી ઉન્નતિના માર્ગે ચડાવી રહ્યા છે. પરન્તુ શેઠસાહેબ ધર્મનીતિમાં એટલા બધા ચુસ્ત છે કે પ્રજાની નૈતિક અને સામાજીક પાયમાલી કરનારી દારૂ અને તમાકુ વગેરે દુર્વ્યસનની ચીજોનો લાખોના નફાની લાલચ છતાં પણ તેમની કોઇ પણ પેઢીમાં કરવામાં આવતો નથી. એ તેમનો આત્મભોગ અને નૈતિકબળ ધર્મ અને દેશસેવાના ઉંચા આદર્શરૂપ હોઇ આ દેશના દરેક વેપારી તેમજ ઇતર મનુષ્યને ખરેખર અનુકરણીય છે. એડમસ્મીથ નામનો એક વિદેશી વિદ્વાન કહે છે કે બીજાને માટે બહુ લાગણી થાય, પોતાની જાતને વિસરી જવાય, સ્વાર્થને અંકુશમાં રખાય અને દિવ્ય સ્નેહમાં મગ્ન થવાય ત્યારેજ માનવ જીવન સંપૂર્ણ બને છે. તે મહાન દૈવીગુણો શેઠ સાહેબમાં મુળથી વાસ કરી રહ્યા હતા. હમેશાં બીજાં કાર્યો કરતાં હમેશાં દાન એ માણસનું ચારિત્ર વધારે સ્પષ્ટ કરે છે તેથી પોતાના જીવનમાં એ મહાન લાભ લેવાને પણ કદી તેઓશ્રી પછાત રહ્યા નથી. પોતાની જન્મભૂમિ સિદ્ધપુરમાં ધાર્મિકશાળા મદ્રેસા સ્થાપન કરી પ્રજાજનોને ઉત્તમ લાભ દેવાને માટે દવાખાનાની યોજના કરી છે અને તેનો હિંદુ, મુસલમાનો સર્વે લાભ લે છે. તે સિવાય શહેરની શોભામાં અભિવૃદ્ધિ કરવા રૂપિઆ પંદર હજારના ખર્ચે એક ઘડીઆળનું મોટું ટાવર બાંધી આપેલું છે. એટલુંજ નહિ પણ સાર્વજનીક લાઇબ્રેરી માટે રૂપિઆ પંદર હજારની રકમ ઉદાર વૃતિથી આવા આધુનિક સમયમાં વાંચનનું મફત સાધન પુરૂં પાડવા સારી સગવડ કરી આપી છે

આબુરોડમાં રૂપિઆ ૨૦ વીસ હજારના ખર્ચે એક ઉત્તમ સગવડવાળું સેનેટેરીયમ બંધાવ્યું છે.

એ સિવાય અનેક સ્થળોએ આધુનિક કેળવણીના ઉત્તમ સાધનોની સગવડ કરી આપવા મદ્રેસા તથા સ્કુલોની યોજના કરી છે. ઉપરા-ઉપરી પડતા દુષ્કાળોમાં પોતાની ઉદાર સખાવતો આજ પણ જગ જાહેર છે એટલે વધારે લખવું જરૂર નથી. "**वसुधैव कुटुंबकम**" એ સૂત્રને અનુસરી પોતાની કોમ જન્મભૂમિ અને સર્વ કોમની પ્રજાના હિતના ઉપયોગી કામો તથા સખાવતો ઉપરાંત બહારગામ મુંબઈ અને આફ્રિકામાં પણ ઘણી સખાવતો કરી છે.

મુંબઇમાં સેન્ડહર્સ્ટ રોડ ઉપર હમણાં જ કલોકટાવર તથા માણસો અને ઢોરોના પાણી પીવાનો ફુવારો રૂ. ૪૦ થી ૫૦ હજારથી બાંધવાનું નક્કી કર્યું છે.

એબીસિનીયામાં હરહર, એદીસ, અબાબા, દરેદવા, એડન વગેરે સ્થળોએ લડાઇ દરમિયાન નામદાર બ્રિટિશ સરકારને ફંડમાં સારાં નાણાંની મદદ આપી છે તેમજ ત્યાંના રાજા-રૈયતની સારી સેવાઓ બજાવાથી ના. બ્રિટિશ સરકાર તરફથી સારાં બહુ માનપત્રો મળ્યાં છે, વળી ત્યાંના એબીસિનીયન રાજ્ય તરફથી (૧) "કમાન્ડર ઓનરેન ઓફ અબીસિનીયા" તથા (૨) "સ્ટાર ઓફ એબીસિ-નીયા" ના ચાંદો મળ્યા છે અને જબુતીમાં ફ્રેંચ સરકારને પણ ફંડોમાં નાણાંની મદદ તથા લોન લઇ મદદ આપી છે. ટર્કીશ બાલકન વાર વખતે ટર્કીશ સરકારને વૉરમાં ઘાયલ થએલાને મદદ આપવા બદલ પણ સારૂં માનપત્ર મળ્યું છે. તેમજ તમામ યુરોપ અમેરીકાનાં એબીસીનીયા ખાતે રહેનારાં એલચી મંડળો તરફથી બહુ માનપત્રો પણ મળેલાં છે.

શ્રી. ગાયકવાડ સરકાર તરફથી પણ આ રાજ્યના એ શ્રીમંત, સાહસિક અને ઉદાર વતનીની સખાવતો અને જાહેર સેવાની પ્રસંગો-પાત કદર થઈ તેમને "રાજ્યરત્ન"નો સુવર્ણપદક અર્પણ કરેલો

છે. તે ઉપરાંત તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટ અને આ રાજ્યની ધારા-સભામાં સરકારી સભાસદ નીમાયા છે.

બાલ્યાવસ્થાથી તેમનામાં ચંચળતા, ઉદારતા, પ્રમાણિકતા અને સૌજન્યતાનો અલૌકિક સમુહ જણાતો હતો. એ સદ્દગુણો મોટી વયે ઘણા ખીલી નિકળ્યા અને જે સગાસ્નેહીઓને તથા અન્યને તેમનો પરિચય થયો, તેઓએ આ બુદ્ધિશાળી યુવકનાં વખાણ કરી તેમના યશસ્વી ભવિષ્યની આગાહી પણ કરી હતી. તે પાક ખુદાતાલાની મહેરથી સારી સફળ થઇ છે.

કુદરતની મહેરબાનીથી તેઓને બે પુત્ર અને ચાર પુત્રીઓ છે. ખુદા ! તેઓશ્રીને વધુ જાહેર સખાવતો અને પ્રજાસેવાનાં કાર્યો કરવા દીર્ઘાયુ કરો અને તેમના કુટુંબને સુખી જીવન આપો. અમો પ્રાર્થના છે.





**દાનવીર મર્હૂમ શેઠ મેઘજી થોભણ, જે. પી.**

**મુંબઇ.**

| **જન્મ :** | **અવસાન :** |
|---|---|
| સંવત ૧૯૧૯ શ્રાવણ વદી ૧૩ | સંવત ૧૯૮૫ વૈશાખ શુદ ૧૦ શનીવાર. |
| **કચ્છ ભુજ.** | મુંબઇ. |

Krishna Press, Bombay 2.

દાતા તેના "દાન"થી નહિ પણ ભાવથી જ

ઓળખાય છે. 'લેસિંગ'.

!!! **परोपकाराय सतां विभूतयः** !!!

# !!! सहायक !!!

મે. રા. રા. દાનેશ્વરી **શ્રીમાન** મર્હુમ શેઠ **મેઘજી ભાઈ થોભણભાઈ** મુ. **મુંબઈ બંદર.**

આપ સાહેબ શ્રીમાન છતાં નિરાભિમાન પ્રમાણે વર્તી આપે આપનું આખું પવિત્ર જીવન ધર્મના ઉત્તમ કાર્યમાં તથા જનસમાજની સેવા અર્થે વ્યતિત કર્યું છે. ભારતવર્ષમાં આપના મહાન સદ્‌ગુણોની ઉત્તમ છાપ સર્વે સ્થળે પ્રસરી રહી છે. આપે નિરંતર પરોપકારનાં કાર્ય કરી આનંદ ને જ્ઞાનનો ફેલાવો કર્યો છે. આપના પવિત્ર જીવનનું સ્મરણ જૈનસમાજમાં તો ચિરંજીવ હોય જ પણ અન્ય કોમમાં પણ ગર્જી રહ્યું છે. આપના માટે સારામાં સારા શબ્દો ઉચ્ચારી હું આ સ્થળે શું વર્ણન કરૂં? અને કદાપી આપની ઇચ્છા વિરૂદ્ધ બે બોલ લખું તો સોનાને ઢોળ ચઢાવવા જેવું છે. પરમાત્મા આપના પવિત્ર આત્માને શાન્તિ આપો. આપના ચિરંજીવીએ આ નીતિધર્મનું ઉતમ પુસ્તક પ્રગટ કરવા જે સહાય આપી છે તેના માટે હું આપનો હમેશાંનો ઉપકારી છું. એ જ નમ્ર વિનંતિ.

વિ. નમ્રસેવક

મુ. **પાટણ**, (ઉ. ગુજરાત)

તા. ૧-૯-૧૯૨૯

**મગનલાલ શંકરભાઇ પટેલ,**
પ્રકાશક "સાદી શિખામણ"

## દાનવીર મર્હુમ શેઠ મેઘજીભાઇ થોભણભાઇનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.

શ્રી મુંબઈ સ્થાનકવાસી જૈન કોમના નરમણી શ્રીમાન શેઠ મેઘજીભાઈ થોભણભાઇના અચાનક અવસાનના સમાચાર જાણતાં માત્ર મુંબઇ સ્થાનકવાસી જૈન સંઘમાં જ નહી પરંતુ સકળ ભારતના જૈન સંઘમાં ભારે ગમગીની ફેલાઇ છે.

મેઘજીભાઈ એટલે મુંબઇ સ્થાનકવાસી જૈન સંઘનો સંઘપતિ: સાધુ અને સાધવીઓનો સાચો સેવક, એક ચુસ્ત જૈન, જૈન કોમનો સખી મરદ, આદર્શ ગૃહસ્થ અને પરોપકારી નર, જૈન પ્રજાના હીતનો પુજારી અને જૈન કોમનો હીરો. આવા વીરલ આત્માનો અચાનક વિયોગ થયો એ અનિષ્ટ થયું. એમની ખોટ ન પુરી શકાય એવી છે. એમનું આખુંએ જીવન ઉજ્જવળ અને ચારીત્ર્ય ઉત્કૃષ્ટ હતું. એમના જીવનનો આદર્શ અને જીવનનો મંત્ર જૈન કોમની સેવા જ હતો. જ્યારે જુઓ ત્યારે એક જ કાર્ય કે જૈન સંઘની સેવા અને એક જ વાત કે જૈન કોમની પ્રગતિ. એવા સેવાભાવી મેઘજીભાઈને કોણ નથી જાણતું? બાળકથી તે વૃદ્ધ સુધી સૌ કોઇ એમના અવસાનથી ઝુરે છે.

ઘણાય મનુષ્યો જગતમાં જન્મે છે, જીવે છે અને મરે છે. પણ શાસ્ત્રકાર કહે છે કે એ જ માણસ ખરેખર જન્મ્યો છે અને જીવ્યો છે કે જેણે પોતાની કોમ, પોતાના ધર્મ અને પોતાના દેશ માટે તન, મન અને ધનનો ભોગ આપી, નિષ્કામ સેવા બજાવી હોય. જૈન કોમમાં એવો નર વીર જો કોઇ થયો હોય તો તે મરહુમ શેઠ મેઘજીભાઇ જ હતા.

### એમની જીવનકથા.

સંવત ૧૯૧૯ ના શ્રાવણ વદી ૧૩ ના રોજ કચ્છ ભુજમાં એમનો જન્મ થયો હતો. પણ તેમનું નિવાસસ્થાન કચ્છ માંડવીમાં હતું. જ્ઞાતે ઓશવાળ અને ધર્મે સ્થાકવાસી જૈન. પંદર વર્ષની

ન્હાની ઉમરે તેઓ મુંબઇમાં આવ્યા અને રૂની દલાલી શરૂ કરી. સંવત ૧૯૩૫ ની સાલની અંદર મુંબઇની મેસર્સ ગીલ કંપની નામે ચાલતી એક યુરોપીયન પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા અને હજી પણ ભાગીદારી ચાલુ જ છે. એક પહાડમાંથી જેમ છોડવો પત્થર ફાડીને ફુટી નીકળે તેમ પોતે પોતાના જ સ્વપરાક્રમથી ચઢયા. એક વ્યાપારી તરીકે એમની કારકીર્દી દીપી નીકળી. એમનું જીવન સ્વાશ્રયી અર્થાત અંગ્રેજીમાં કહીએ તો self-made હતું. એમની ઉન્નતિનું મૂળ એમની પ્રમાણિકતા અને સદ્‌પુરૂષાર્થમાં જ હતું.

બાળવયથી જ એમનો ધર્મ પ્રત્યેનો પ્રેમ કોઇ અનુપમ હતો. જ્યારથી મુંબઇમાં જૈન સાધુઓનું આગમન થવા લાગ્યું અને ત્યારથી મુંબઇમાં સ્થાનકવાસી જૈન સંઘ પ્રકાશમાં આવ્યો અને એ સંઘનું સંગઠન થવા માંડયું, ત્યારથી જ તેઓ સંઘના દરેક કામમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા અને પોતાનાં બુદ્ધિબળ તથા લાગવળગનો ઉપયોગ કરવા લાગ્યા. એમના સેવાભાવથી આકર્ષાઇને શ્રી સંઘે તેમને સર્વ સંમતિથી સંઘપતિ તરીકે નીમ્યા. વરસો સુધી એમણે શ્રી સંઘની સેવા તન, મન અને ધનથી બજાવી. મુંબઇનો સંઘ પોતાના ઐક્ય અને સંગઠનના પરીણામે ભારતના સ્થાનક-વાસી જૈન સમાજમાં પ્રથમ સ્થાન ભોગવી રહ્યો છે. એનું માન એ સદ્‌ગતના આત્માને જ ઘટે છે. એમનું નામ મેઘજીભાઇ પડેલું. જેવું નામ તેવું જ તેમનું કામ હતું જેમ મેઘ જગત ઉપર વરસી વરસીને જગતની સેવા બજાવે છે તેમ મેઘજીભાઇએ પણ સ્થાનકવાસી જૈન કોમની અમુલ્ય સેવા બજાવી છે. દર વર્ષે મુંબઇમાં સાધુ સાધ્વીઓને ચાતુર્માસ માટે આમંત્રણ કરી તેઓશ્રી પધારે ત્યારથી તે ચાતુર્માસ પછી વિહાર કરે ત્યાં સુધી ખડે પગે ઉભા રહી તેમની સર્વ પ્રકારે સુશ્રુષા કરે.

કોઇ દિવસે મરવું નથી એવું ધારીને લક્ષ્મી પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કર્યો અને આવતી કાલે જ મરી જવું છે એમ ધારીને લક્ષ્મીનો વ્યય કર્યો. ઘણા વખતથી એમણે રૂપિયા બે લાખ પાંસઠ હજારનું

એક ટ્રસ્ટડીડ કરેલું છે. તેમાં તેઓએ જ્ઞાતિબંધુ, ધર્મબંધુ અને દેશબંધુથી માંડીને પશુપક્ષી તથા નાનામાં નાની કીડી માટે પણ પ્રબંધ કરેલ છે. કેટલાય નિરાધારોનો આધાર, કેટલાય વિદ્યાર્થીઓનો વિસામો અને કેટલાય રાંકનું એ રતન હતા. એમની ખાનગી સખાવતો પણ ઘણીએ હતી. કચ્છમાં જ્યારે દુષ્કાળ પડે ત્યારે પોતે ઘાસચારો હજારો રૂપીઆનો આપે, સસ્તા અનાજની દુકાનો ખોલાવે. અહમદનગરમાં જ્યારે દુષ્કાળ પડયો અને ૧૦૪૪ ગાયો છોડાવી, ત્યારે એમની એ કામમાં મોટી મદદ હતી. મહીધર સ્ટેટમાં દર વર્ષે શારદાદેવીને આશરે સાત હજાર જાનવરોનો ભોગ અપાતો હતો. તે ઘોર હીંસા અટકાવવા માટે શ્રીમાન શેઠે તેમના મામાના દીકરા શ્રીમાન શેઠ શાંતીદાસ આસકરણની મદદ સાથે રૂ. ૧૫૦૦૦ ની સખાવત જાહેર કરી અને સ્ટેટમાં કાયદો કરાવ્યો કે દેવીના માટે ધરાતો ભોગ હમેશ માટે બંધ કરવામાં આવે છે. એ કાયદાનો ભંગ કરે તેને રૂપિઆ ૫૦ દંડ તથા છ માસની કેદ. એ શારદાદેવીની ટેકરીપરના બે સ્થંભો કીર્તિસ્થંભની જેમ એમના યશોગાન ગાતા ઉભા છે, એટલું જ નહિ પણ રાજ્યના એ ફરમાનના ઉપલક્ષમાં એમણે એક હોસ્પીટલ બંધાવી આપી અને મહીધર સ્ટેટમાં અનેક દર્દીઓને આશ્રય આપ્યો. અહિંસા પરમોધર્મનો વાવટો ફરકાવી વીર પ્રભુના સાચા સપુત તરીકે એમણે પોતાનું નામ અમર કર્યું. મુંબઈમાં થતાં દુધાળાં ઢોરોની ભયંકર કતલ અટકાવવા શ્રી સાર્વજનિક જીવ દયા ખાતું ઘાટકોપર ખાતે સ્થાપવામાં અને એ ખાતાના પ્રમુખ તરીકે સંવત ૧૯૭૯ થી—સંસ્થાની શરૂઆતથી રહીને અનન્ય સેવા બજાવી. પોતાની વૃદ્ધાવસ્થાને લીધે ગયા વરસે જ રીટાયર થએલા. મુંબઈ શહેરમાં વસતા સ્થાનકવાસી જૈનો માટે શહેરના મધ્ય ભાગમાં ધર્મકરણી કરવાને સંઘની માલીકીનું કોઈ સ્થાન ન હોવાથી તેમણે રૂ. ૧૦૦૦૦) ની રકમથી ફાળાની શરૂઆત કરીને જાતમહેનત ઉઠાવી તે ફાળો રૂ. ૨૪૩૦૦૦) સુધી એકઠો કરીને કાંદાવાડીમાં શ્રી સંઘનું સ્થાનક કર્યું અને ધર્મસ્થાનકની ખોટ પુરી પાડી.

શ્રી શ્વેતાંબર સ્થાનકવાસી જૈન કોનફરન્સને શરૂઆતથી જ એમણે પોષી હતી. અનેક કારણોને લીધે લગભગ બાર વર્ષ સુધી નિષ્ક્રિય બની ગયેલી તે સંસ્થાને પ્રાણવાન બનાવવા એમને પ્રમુખ-પદ આપવામાં આવેલું હતું. અને તેમણે પ્રમુખસ્થાનેથી મનનીય વ્યાખ્યાન આપી, રચનાત્મક કાર્યક્રમ રજુ કરી પરીષદને સફળ કરી હતી. કોન્ફરન્સ ઓફીસને મુંબઈ લાવી તેને નવજીવન આપ્યું. એટલેથી જ નહીં અટકતાં વૃદ્ધાવસ્થા હોવા છતાંય એમણે અથાગ પરીશ્રમ ઉઠાવી કોન્ફરન્સનું સાતમું અધિવેશન મુંબઈમાં ભરવા સ્વાગત સમિતિનું પ્રમુખપદ સ્વીકાર્યું અને એ કોન્ફરન્સને ચીરસ્થાયી તથા ચેતનવંતી બનાવી એ માટે ભારતનો સકળ સ્થાનકવાસી જૈન સંઘ એમને હમેશને માટે યાદ કરશે. એમના અનેક ગુણોથી આકર્ષાઈને મુંબઈના શ્રી સ્થાનકવાસી જૈન સંઘે તેઓશ્રીને તા. ૨૦-૩-૨૭ ને રોજ માધવબાગમાં એક જાહેર માનપત્ર અર્પણ કીધું હતું.

થોડા વખત અગાઉ પ્રખ્યાત આંખના ડોકટર રતીલાલ શાહ પાસે કચ્છ ખાતે આંખના દર્દીઓને ઓપરેશન કરાવી હજારો દુઃખીયાઓના આશિર્વાદ લીધા હતા, જેનો તમામ ખર્ચ શ્રીમાન શેઠ આપ્યો હતો. તેઓ હમેશાં સાદા, સરળ અને નિરભિમાની હતા. વ્યવહારમાં અને વ્યાપાર વિવેકમાં તો તેઓ પ્રવીણ હતા. વૈરાગ્ય અને અધ્યાત્મિક ભાવનાથી એમનો આત્મા રંગાએલો હતો. એમની સાદાઈ અને ભલાઈનો જેણે સ્વાદ ચાખ્યો છે તે સૌ એ પુરૂષને કોઈ દૈવી પુરૂષ તરીકે માનતા. એમનાં ધર્મપત્ની એક સાધ્વી જેવાં કોમેલ હતાં. એક ગૃહસ્થ તરીકે એ દંપતી જીવન ખરેખર આદર્શ હતું. વળી આજ્ઞાંકીત પુત્ર પરીવાર મુકીને ૬૭ વર્ષની ઉમરે એ પુણ્યાત્માએ જીવન લીલા સમાપ્ત કરી. એમણે જીવી જાણ્યું તેમ મરી પણ જાણ્યું. ધન્ય હો! એ અમર આત્મા જ્યાં હોય ત્યાં અમારા વંદન હો! એ પુણ્યપ્રતાપી આત્માને વીર પ્રભુ અનંત શાંતિ આપો! જય હો!!

**सतेषु जयते शुर। सहस्रेषु च पंडितः**
**वक्ता दश सहस्त्रेषु। दाता भवती वा नवा.**
**शांति। शांति। शांति।**

તેઓશ્રીના અવસાનની ઘડીએ એમના પુત્ર તરફથી રૂા. ૫૦૦૦૦) અને અન્ય અંગત કુટુંબી જનો તરફથી રૂ. ૨૫૦૦૦) મળીને કુલ્લે રૂા. ૭૫૦૦૦) ની રકમ ધર્માદા કરવામાં આવી હતી.

ઘાટકોપર, તા. ૨૩-૫-૨૯. **ચીમનલાલ પોપટલાલ શાહ**

!!! सत्यमेव जयति !!!

# આ પુસ્તક વિષે અભિપ્રાય.

મે. રા. રા. રાવ બહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ

બી. એ. એલ.એલ. બી. સંસ્થાન વડોદરાના

માજી નાયબ દીવાન સાહેબ બહાદુર

શું કહે છે:—

પાટણના પટેલ મગનલાલ શંકરભાઇએ એક પછી એક એ પ્રમાણે **"सादी शिखामण"** નાં છ પુસ્તકો બહાર પાડયાં છે, અને હાલમાં સાતમું પુસ્તક તૈયાર કરી છપાવવા માંડયું છે. સાદી, સરલ અને રસમય ભાષામાં લખાએલા દાખલા દૃષ્ટાંતથી ભરપુર અને જ્ઞાનના ભંડારરૂપ આ ઉપયોગી પુસ્તકો હરેક સ્ત્રીપુરૂષને ખરીદવા–વાંચવા લાયક છે. એક વાર પુસ્તક વાંચવા હાથમાં લીધું એટલે પુરૂં કર્યા વગર મૂકવું ગમે તેમ નથી. નવરાશના વખતમાં ગમ્મત સાથે જ્ઞાન મેળવવાને રા. રા. મગનલાલ કૃત સાદી શિખામણની પુસ્તકમાળા કરતાં વધારે સારૂં કોઇ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી.

વડોદરા<br>તારીખ ૨૯ મી<br>આગસ્ટ ૧૯૨૯.

ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ,<br>નાયબ દીવાન (વાનપ્રસ્થ)<br>વડોદરા રાજ્ય.

# બે બોલ.

મારો વિચાર " સાદી શિખામણ " પુસ્તક ૬ ઠું બહાર પાડ્યા પછી પુસ્તક ૭ મું કાઢવાનો બીલકુલ નહોતો, પણ બે ત્રણ સાક્ષર શિરોમણીના પત્ર મ્હારા ઉપર આવતાં સદરહુ પુસ્તક બહાર પાડવાની મ્હારી ઇચ્છા ઉત્પન્ન થઈ. તે આધારે આ ભાગ ૭ મા તરીકે આપના પાસે રજુ કરૂં છું. તે ઉપરથી વાંચક વર્ગની ખાત્રી થશે કે જનસમાજને આ વિષય અતિશય રૂચીકર થઈ પડયો છે એ નિઃસંદેહ છે. જમાનો જેમ જેમ સુધરતો જાય છે તેમ તેમ ઘણા ખરા લોકોની મનોવૃત્તિ કાંઇ જુદા સ્વરૂપે જોવામાં આવે છે ખરી. પણ એક હાથમાં જેમ બધી આંગળીઓ સરખી હોતી નથી તેમ દરેક મનુષ્યના વિચારો પણ જુદા જુદા આપણને માલુમ પડે છે. કેટલાકને નોવેલો કેટલાકને ઇતિહાસ તથા કેટલાકને આધ્યાત્મિક વિષયોનું વાંચન પ્રિય હોય છે. અમારૂં આ " સાદી શિખામણનું પુસ્તક " તે કાંઈ નોવેલ કે કલ્પિત વાતો નથી, પણ મહાત્મા પુરૂષોના અનુભવની ઉત્તમ પ્રસાદી છે. એ પ્રસાદીનો સ્વાદ જેને સારા સત્સંગથી લાગ્યો છે તે સારી રીતે જાણે છે. પણ જેને બીલકુલ સત્સંગ જ નથી તથા સારાસારનો વિચાર કરવાની શક્તિ પણ નથી તેવા મનુષ્યને આ પુસ્તક કદાચ રૂચીકર થશે નહિ એમ તો હું પોતે પણ માનું છું. પણ જેઓ સારા સમાગમમાં આવેલા છે અને જેઓને મુળથી ધર્મ અને નીતિનું ઉંચું શિક્ષણ શરૂઆત-માંથી મળેલું છે તેવા સુજ્ઞ પુરૂષોને તો આ પુસ્તક ખરેખર જીંદ-ગીના ભોમીયા તરીકે ઉપયોગી થઈ પડશે અને પડ્યું છે અને તેનો પુરાવો એટલો જ છે કે ટુંકા સમયમાં આ સાતમો ભાગ બહાર પાડવાનો મને યોગ્ય સમય પ્રાપ્ત થયો છે. તે ઉપરથી જનસમાજની ખાત્રી થશે કે આ પુસ્તક પ્રશંસાને પાત્ર થએલ છે.

આ "સાદી શિખામણ" નું પુસ્તક એક સાકરનું નાળીયેર છે. તેને ગમે ત્યાંથી વાંચો તો સરખો જ રસ પ્રાપ્ત થાય છે. જેઓએ સદરહુ પુસ્તક પ્રેમપૂર્વક વાંચ્યું હશે તેઓને તો એટલું બધું પ્રિય થઇ પડયું છે કે પુનઃ પુનઃ વાંચવાને માટે તેઓ ઉત્સાહ ધરાવે છે અને તેના અનેક દાખલા અમોને મળેલા અભિપ્રાયો ઉપરથી સિદ્ધ થાય છે.

આધુનિક સમયમાં પુસ્તકો એટલાં બધાં બહાર પડે છે કે કે માણસનું મન કયું પુસ્તક વાંચવું અને કયું પુસ્તક ખરીદવું તેની શંકામાં રહે છે. આ "સાદી શિખામણ" નું વાંચન સાંજવર્તમાન પત્રમાં શરૂ થતાંની સાથે પુસ્તકરૂપે બહાર પાડવાને માટે ઘણા સજ્જનો તરફથી અમોને ભાર દઈ ભલામણ કરવામાં આવી હતી અને તેના આધારે અમોએ સદરહુ પ્રયાસ શરૂ કરતાં સુજ્ઞ સજ્જનોને સદરહુ પુસ્તક અમારા ધાર્યા કરતાં વિશેષ પ્રશંસનીય નીવડયું તે માટે વાંચક વર્ગનો અમો ઉપકાર માનીએ છીએ.

દરેક મનુષ્યના જીવનમાં સુખ દુઃખના ઘણા બનાવો દૃષ્ટિગોચર થાય છે. જેને આપણે સુખી જોઇએ છીએ તે ખરેખરા સુખી હોતા નથી અને જેને આપણે દુખી કહીએ છીએ તે દુઃખ પોતે માનતા નથી. આ નશ્વર સંસારમાં ખરૂં સુખ તો છે જ નહિ, પણ જેને આપણે સુખ માનીએ છીએ તે ખરેખરૂં સુખ નથી તેનાં અનેક દૃષ્ટાંતો આ પુસ્તકમાં નિરનિરાળા ગ્રંથોના વાંચન ઉપરથી મેં સંગ્રહ કરેલા છે, તે વાંચવાથી સુખ અને દુઃખ માનનારા પુરૂષોને અતિશય ફાયદારૂપ થશે. શિખામણ હંમેશાં અનુભવવાળી દાખલા દલીલો વાળી હોવી જોઈએ, નહિ તો જેવી ધારીએ તેવી અસર વાંચનારને થતી નથી. આ પુસ્તકમાં જે જે શિખામણો આપવામાં આવી છે તે અનુભવી મહાત્માના દૃષ્ટાંત સાથેની એક ઉત્તમ પ્રસાદી છે, તેનું પાન કરવાથી અલૌકીક આનંદ ખરેખર ઉદ્ભવશે. સત્ય માર્ગ ઉપર ચાલવાની અપેક્ષા તો સર્વ કોઇને હોય પણ સારા સમાગમ વિના મનનો વેગ કુમાર્ગ તરફ વહી જાય છે.

આવાં પુસ્તકથી આપણા મનનો કાબુ સચવાય છે અને પ્રમાણિક-પણું, નીતિ, ધર્મ, ને સદાચારમાં આપણને પ્રેમ ઉત્પન્ન થાય છે. આપણને પ્રાપ્ત થએલી સ્થિતિથી હમેશાં આગળ વધવા માટે સારા સમાગમની જરૂર છે. હવે એવો સમાગમ અનાયાસે કાંઇ સર્વને મળી શકતો નથી, પણ આવા પુસ્તકના વાંચનથી સારા સમાગમની ગરજ થોડે અંશે દુર થાય છે, અને ઘેર બેઠે ગંગાસ્નાન જેવું થઈ રહે છે.

જ્ઞાન અને વિજ્ઞાનનાં બોધક પુસ્તકો ઘણાં છે, પણ તેઓ ઉત્તમ ભાષામાં વિદ્વાનોને હાથે લખાએલાં હોવાથી સાધારણ વર્ગને જોઈએ તેવાં ઉપયોગી થતાં નથી, અને તેથી જ સાધારણ માણસ પણ સમજી શકે તેવા હેતુથી આ સાદી શિખામણ સાદી ભાષામાં પ્રગટ કરવાનો મારો ઉદ્દેશ છે, તે પરમાત્મા સફળ કરે એવી પ્રાર્થના છે અને એટલા જ માટે શિખામણની આગળ “સાદી” શબ્દ લખ્યો છે.

આ પુસ્તક બહાર પાડવામાં અમારા સ્નેહી રા. રા. વકીલ વિદ્યાશંકરભાઇ જેઓ વડોદરા ધારાસભાના માજી સભાસદ તથા પાટણ સુધરાઇના ચેરમેન છે. તેમની સંપૂર્ણ મદદથી આ પુસ્તક બહાર પાડવાને હું શક્તિમાન થયો છું. જો તેઓ સાહેબની સહાનુ-ભૂતિ મને ન હોત તો આ કાર્ય સાંગોપાંગ પાર ઉતારવાં હું કદી પણ શક્તિવંત થયો ન હોત, એટલે એમની મહાન કૃપાથી સદ-રહુ પુસ્તકનો જન્મ થયો છે.

મે. સાંજવર્તમાન પત્રના અધિપતિ ને માલેક મી. વાચ્છા ગાંધીનો આ જગ્યોએ મારે ઉપકાર માનવો જોઇએ કે તેઓ સાહેબે મને આ પુસ્તક બહાર પાડવામાં અનેક તરેહની મદદ કરી છે, એટલું જ નહિ પણ આ ઉપયોગી વિષયને પોતાના લોકપ્રિય બહોળા ફેલાવો પામેલ પેપરમાં દર શનિવારે સ્થાન આપી આ વિષય ચાલુ રાખી મહારા ઉત્સાહમાં અધિક ઉમેરો કર્યો છે. જો

તેઓ સાહેબે મન ઉપર લીધું ન હોત તો આ પુસ્તકનો જન્મ થવો મહા દુર્લભ હતો. માટે હું તેઓ સાહેબનો ખરેખર ઋણી છું. પરમાત્મા તેમને તંદુરસ્તી બક્ષી લાંબું આયુષ આપો એવી મ્હારી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

છેવટે મ્હારે મ્હારા પરમસ્નેહી મિત્ર દરબાર રૂપસંગજી કાળુજી ને રા. રા. જયશંકર ગણપતરામ ત્રીવેદીએ પોતાના કામમાંથી નિવૃત્તિ લઈ આ કાર્યને તેઓએ દીપાવવા સાંગોપાંગ મહેનત કરી છે એટલે તેમનો પણ ઉપકાર મારે આ જગ્યાએ માનવો જોઈએ.

મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે, તેથી મારા કાર્યમાં જેઓને દોષ જણાય તેઓને કાળી બાજુ પડતી મુકી શ્વેત બાજુ જોઈ આનંદ લેવા વિનંતી છે, કારણ કે દરેક મનુષ્યના મનનો આનંદ કાંઈ એક સરખો હોતો નથી. વળી જે જે પુસ્તક ઉપરથી આ પુસ્તકમાં તેના ઉતારા લેવામાં આવ્યા છે તેમની પણ હું ક્ષમા માગું છું કે તેઓ સાહેબ પણ ઉદાર વૃત્તિથી આવા જન ઉપયોગી કાર્ય માટે ક્ષમા આપશે. એટલું લખી મ્હારા બે બોલ બંધ કરૂં છું. પરમાત્મા સર્વનું ભલુ કરો ! !

| મુ. પોરબંદર<br>જીલ્લે કોલાબા<br>તા. ૧-૬-૨૯. | સર્વેનો ચર્ણરજ સેવક,<br>**મગનલાલ શંકરભાઈ પટેલ.**<br>પાટણ (ઉત્તર-ગુજરાત) |
|---|---|





# સાદી શિખામણ.

## પુસ્તક ૭ મું.

## ફુલછાબ પહેલી.

### આયુષ્યનો ઉપયોગ.

#### ઉપજાતીવૃત.

જીવે ઘણું ને ન સુજે સુઅર્થ, તો વર્ષ તેના સત જાય વ્યર્થ;
મનુષ્યનો જન્મ સુધર્મ કાજ, એવું કહે શાસ્ત્ર મુની સમાજ,
આયુષ્ય જે મોજ વિષે ગુમાવે, એતો અલેખે નહીં અર્થ આવે.

### કોણ વિશેષ જીવવા યોગ્ય છે તે વિષે.

#### ઉપજાતીવૃત.

જેને દયા છે દીલમાં અપાર,
ઘણા જનોને જન પાળનાર;
જે કામ સારાં કરશે હંમેશ,
એવા જનો તો જીવજો વિશેષ. ૧

જેના જશો આ જગમાં ગવાય,
જેને જનો સહુ ચીત્તમાં ચહાય;
કાપે સદા જે પરના કલેશ,
એવા જનો તો જીવજો વિશેષ. ૨

જે કોઇનું દીલ નહિ દુખાવે,
કુકર્મથી અંતર લાજ લાવે;
જેનાથી થાશે કુળમાં ઉજેશ,
એવા જનો તો જીવજો વિશેષ. ૩

જ્યાં કોઇએ ઉત્તમ કામ થાય,
ત્યાં લોક જેને સ્મરે સદાય;
સુકામમાં જેમ સ્મરે ગણેશ,
એવા જનો તો જીવજો વિશેષ. ૪

કલ્યાણ સૌનું ચીતમાં ચહાય,
કોઇતણા શત્રુ કદી ન થાય;
જેને અદેખાઈ દીસે ન લેશ,
એવા જનો તો જીવજો વિશેષ. ૫

## સુખી જીવતર વિષે.

### છપ્પો.

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી,
પાળે આજ્ઞા પુત્ર, સદાપર આશ નિરાસી;
મધુર વચન માનની, કરજ શિરપર નહિ કોડી,
ચિત સદા સંતોષ, પ્રીત સજ્જન સંગ જોડી;
વળી દિવસ દિવસ વધતો દીસે, સંપ કુટંબી વર્ગમાં,
પછી તે થકી હું પ્રીછતો, સરસ કાંઇ સુખ સ્વર્ગમાં.

## કરકસર વિષે.

### દોહરા.

યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઈ,
લેખણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂશનાઇ—૧

નીજ ઘરનું પરનું વરે, ત્યાં તેવો મન રંગ,
દરજી ખપતું વેતરે, મોચી વેતરે તંગ—૨
કરે જગતમાં કરકસર, જુઓ જગતનો ઈશ,
પ્રકાશ ત્રીસ ઘડી કરે, અંધારૂં ઘડી ત્રીસ—૩
ઈશ્વર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક,
ગ્રહો અનેક વચ્ચે રચ્યો, દીવો દીવાકર એક—૪

## થોડું મીઠું.

### દોહરો.

થોડું મીઠું સહુ, એ રાખો ઉર યાદ.
હદથી વધતી હોય તો, સાકર પણ નિઃસ્વાદ.
ઘણી ટાઢ પણ નહિ ભલી, ઘણો ભલો નહિ ઘામ,
ઘણી રિદ્ધિ કે સુખ પણ, દુઃખમય દલપતરામ.

## વિવેકી વચનો.

### દોહરો.

વદીએ વેણ વિચાર કરી, શાંત થાય સૂણનાર;
સ્નેહ ઉપજે સર્વને, ખચીત ન ઉપજે ખાર.

## જ્ઞાનનો પરિવાર.

(૧) ધૈર્ય. (૨) સાહસ. (૩) નિશ્ચય. (૪) ઉદ્યોગ. (૫) આરોગ્ય. (૬) ઉત્સાહ શક્તિ. (૭) નીતિ. (૮) પ્રભાવ. (૯) દક્ષતા. (૧૦) સંતોષ. (૧૧) સ્વતંત્રતા. (૧૨) સ્વચ્છતા.

## અજ્ઞાનનો પરિવાર.

(૧) ડર. (૨) આળસ. (૩) રોષ. (૪) નબળાઇ. (૫) અનીતિ. (૬) ગરીબાઇ. (૭) એદીપણું. (૮) ભુખમરો. (૯) અસ્વચ્છતા. (૧૦) પરતંત્રતા. (૧૧) વહેમ. (૧૨) અસાહસ.

## હઝરતઅલી (રદી) નું ફરમાન.

"અય લોકો ! ખબરદાર બનો કે દુનિયા આખરે ફાની થનાર એક મુસાફરખાના સમાન છે. હંમેશ રહેનાર તો એક ધર્મ જ છે.

માટે આ મુસાફરખાનાથી કાંઇ એવો નેક અમલ કરો કે આખેરતનું ભાતું થાય. અય સંસારી લોકો! પરમેશ્વર સામે તો તમામ કામો ખુલ્લાં છે, એની આગળ શા માટે પડદો કરો છો? અને શા માટે તેના જુલમગાર બંદાઓથી ખોટી રીતે ડરી જઇને ખુદાનો ડર રાખવાથી દૂર રહો છો? અય લોકો! ડરો તો ખુદાથીજ ડરો તેના જુદા બંદાઓની સ્હેજ પણ દરકાર કે ડર રાખશો નહિ.”

## મૂલ્ય પ્રમાણે માલ.

ચાકર અલ્પ પગારનો, હોય ન ચોકખી ચાલ;
જરૂર જાણજો જગતમાં, મૂલ્ય પ્રમાણે માલ.

## લક્ષ્મી પાસે માંગણી.

એક શ્રીમાનને લક્ષ્મી બહુ જ વરી હતી. પણ તેની ઉતરાવસ્થામાં લક્ષ્મીએ એક વખત તેના પાસે રજા માગી કે હું તારા ઘરમાંથી હવે ચાલી જવાની છું, માટે તું મ્હારા પાસે એક વચન માગી લે. તે પ્રમાણે હું વર્તવાને તૈયાર છું. પેલા શ્રીમાને પોતાના પાંચ પુત્રોને તુરત બોલાવી આ હકીકત કહી ત્યારે સૌ સૌની અક્કલ પ્રમાણે લક્ષ્મી પાસે માંગણી કરવાની હકીકત જાહેર કરી પણ પેલા શ્રીમાનને છોકરાઓની વાત રૂચી નહિ. પછી તેણે પોતાની એક દશ વર્ષની પુત્રીને તેડાવીને પુછ્યું કે લક્ષ્મી આપણા ઘરમાંથી રજા માગે છે પણ તેણે એક વચન આપેલું છે કે તું મહારા પાસે જે માગણી કરીશ તે હું પાળીશ. માટે તારો શું વિચાર છે તે જણાવ પુત્રીએ કહ્યું બાપા! લક્ષ્મી જાય તો ભલે જાય તેના વાંસે આપણા ઘરમાં કદી પણ કુસંપ વ્યાપે નહિ એવું વચન તમે માગજો. શ્રીમાનને તે વાત રૂચી ને તેને લક્ષ્મી પાસે તે વાતની માંગણી કરી. આથી શ્રીમાન સુખી થયો ને તેના ઘરમાં સંપને લીધે લક્ષ્મી પણ ઘણા વર્ષ સુધી રહી. કુસંપથી લક્ષ્મીનો નાશ થાય છે એ નિર્વિવાદ છે. જ્યાં સંપ છે ત્યાંજ લક્ષ્મી સદાકાળ રહે છે. “સંપે સંપતિ સાંપડે, લાજ વખાણે લોક” એ કહેવત ખરી પડે છે.




**જુજ ચોરી માટે કેટલું જુઠું બોલવું પડે છે.**

એક છોકરાએ એક વાર પોતાના બાપના ગજવામાંથી એક પૈસાની ચોરી કરી. છોકરાએ વિચાર્યું કે ગજવામાં પૈસાની સાથે પૈનોના ટુકડાનો ખખડાટ થશે તો પોતાની ચોરી પકડાઈ જશે એટલે તેણે તુરતજ એ પૈસાના જાંબુ લીધાં અને ઘરના એક ખુણામાં છાનાંમાનાં ખાઇને ઠળીયા ફેંકી દીધા. પાછળથી છોકરાના ધ્યાનમાં આવ્યું કે જાંબુ ખાવાથી જીભ કાળી થઈ છે તેથી ચોરી પકડાઇ જશે, એટલે તે મેડાપરના એક ખૂણામાં ભરાઇને બેઠો. જમવાની વેળા થઇ, એટલે બાપે હાક મારીને છોકરાને બોલાવવા માંડયો પણ બાપની સમીપે ઉભા રહેવાની તેની હીંમત ચાલતી નહોતી એટલે તે બોલ્યો નહિ! બાપ મેડા પર તપાસ કરવા આવ્યો એટલે ચૂપ રહેવાના વાંકની બીકથી છોકરો ગાદી પર સૂઇ ગયો અને આંખો મીંચી ગયો! બાપે તેને ઢંઢોળીને આંખો ઉઘડાવી પણ છોકરો કશું બોલે નહિ! બોલે તો કાળી જીભ દેખાઇ જાય અને ચોરી પકડાઇ જાય! બાપે પૂછયું: તને પેટમાં દુઃખે છે? છોકરાએ મ્હોંથી બોલ્યા વિના ડોકું ધુણાવીને હા કહી! બાપે તુરત ડાકટરને બોલાવ્યો અને ડાકટરે શરીર તપાસી દવા આપી! બિચારા બાળક ચોરને ખબર નહોતી કે મીઠાં મીઠાં જાંબુની પાછળ કડવી કડવી દવા પીવી પડશે! દવાનો પ્યાલો નજરે જોતાં તે રોઇ પડયો અને બોલ્યો: "ઓ બાપજી! હવે કોઇ દિવસ ચોરી નહિ કરૂં; મેં એક જ પૈસો ચોર્યો છે!" બાપે છોકરાને વધુ વિગત પૂછી તો તેને માલુમ પડયું કે માત્ર એક પૈસાની ચોરી છુપાવવાને અનેક પ્રકારનાં જૂઠાણાં અને ચોરીઓ છોકરાને કરવાં પડયાં છે, છતાંએ ચોરી પકડાઈ જવાનો વખત આવતાં તે ગભરાટથી રડી પડયો છે.

## સેવા વિષે.

સેવા સમું ન ધન જગમાં, સેવા ધર્મનું મૂળ છે:
સેવા વગરનું જીવવું, તે આ જગતમાં ધૂળ છે.

## પ્રભુ ઉપર વિશ્વાસ રાખો.

એક ગામમાં બે ભાઇબંધ રહેતા હતા તેમાં એક ભક્તિવાન અને એક સંસારી વિલાસોથી રંગાએલો હતો. હવે જે પેલો ભક્તિવાન હતો તે પરમાત્માની ભક્તિ કરવા છતાં અત્યંત ગરીબાઇ ભોગવતો હતો ને જે રંગીલો હતો તે વહેવારે સુખી હતો. આ બંનેના આચરણ જોઇ એક સાધુને વિચાર થયો કે આનું શું કારણ હશે એટલે તેને પોતાના ગુરૂને આ સવાલ પુછયો કે મહારાજ પરમાત્માની ભક્તિ કરનાર દુ:ખી ને સંસારમાં મોજમજાહ મારનાર સુખી આવું કેમ હશે ? સદ્‌ગુરૂ મહાત્માએ કહ્યું ભાઇ પ્રભુ તો દયાળુ છે અને પોતાના ભક્તને કદી દુ:ખ આપતા જ નથી પણ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ જોઇએ. જો તારે ખાત્રી કરવી હોય તો હું કહું તે પ્રમાણે તું બંને પાસે કહે. જુઓ તે શું કહે છે, " કાલ રોજ તારે કહેવું કે હું એક જંગલમાંથી આવતો હતો ત્યાં એક સોયના નાકામાંથી બેચાર હાથી નીકળી ગયા ". ગુરૂના કહેવા પ્રમાણે શિષ્યે તુરત પેલા ભક્તને ઘેર જઇ ઉપર પ્રમાણે ગુરૂએ કહેલી વાત કરી ત્યાં તે બોલી ઉઠયો મહારાજ એવું તે કાંઇ હોય ગપ શું મારો છો ? શિષ્ય તુરત પેલા રંગીલાને ત્યાં જઈ તે પ્રમાણે કહેવા લાગ્યો એટલે રંગીલો કહે મહારાજ પ્રભુ પલમાં ચાહે સો કરે એમાં નવાઇ નથી. પ્રભુ સઘળું કરવાને સામર્થ્યવાન છે. હવે પેલો શિષ્ય મનમાં સમજી ગયો કે પેલો ભક્ત પ્રભુની બંદગી કરે છે પણ તેને વિશ્વાસનું અંગ બંધાણું નથી. આ ભલે સંસારમાં રચ્યોપચ્યો છે પણ તેને પ્રભુમાં સંપૂર્ણ વિશ્વાસ છે. માટે સંપૂર્ણ વિશ્વાસવાળો પરમાત્માને અતિશે પ્રિય છે. વિશ્વાસ વિનાનો ભક્ત કાંઈ કામનો નથી એ નિ:સંદેહ છે.

## ભલો બુરો મિત્ર.

એક બુરો મિત્ર એક વખત પોતાના ભલા મિત્રની સલાહ લેવા ગયો. પેલાએ સલાહ આપતાં કહ્યું કે ભાઈ તું મૃત્યુને ઓળખતાં શીખ ! પેલાએ કહ્યું કે મોતને હું કેમ ઓળખી શકીશ ? પેલા દાનવ મિત્રે જવાબ આપ્યો કે ભાઈ તું કંઇ અહીં હમેશ સુધી રહેવાનો નથી. જેની હસ્તી છે તેની નાસ્તિ તો આવશે જ. યમરાજનો ફીરસ્તો એક દિવસ તારો જાન લઇ લેશે જ ! વિચાર કર કે જ્યારે તારે પરમાત્માની હજુર ઉભા રહેવાનું થશે ત્યારે તેને શું મોઢું બતાવીશ. કવિ નઝીરની જે સુંદર લીટીઓ હું તને કહી સમજાવું છું તે ધ્યાન દઈ સમજી લેઃ—

"તાબ ઉસકે દેખનેકી, નલાયે ચલે ગયે.
કયા કયા પરીજવાનથે, આએ ચલે ગયે.

દારા રહા ન જર, ન સિકંદરશાહ બાદશાહ,
તખતે જમીનપે સેંકડો, આયે ચલે ગયે.

આદમ ન રહા કોઇ, પયગમ્બર રહા નહિ,
વોહભી સરે જમીનપે, સમાયે ચલે ગયે.

દેખે નજર મેને, ચમનમેં જો આપકું,
મેહેંદી ભરે જો હાત, દેખાએ ચલે ગયે.

કહે છે કે આ કવી નઝીરની લીટીએ પેલા બદખવીસ ઉપર એટલી તો અસર કરી કે તુરતજ તેણે પોતાની આખી જીંદગી સુધારીને સુખી થયો. ધન્ય છે આવા ભલા મિત્રોની દોસ્તીને કે જેઓ પોતાના જ્ઞાનના બળવડે બુરાઓની બુરાઇ વીસરાવી મેલે છે.

## ભલાઇથી ભલા થાઓ.

રૂશીઆનો એક મહાન સેનાપતિ સોયારો હતો આ મહાપુરૂષ બહુ ઉદ્યોગી હતો. તે પોતે જ ખંતી હતો એટલું જ નહિ પણ તે હમેશાં પોતાના હાથ નીચેના સર્વને પણ ઉદ્યોગી બનાવતો. આમ હોવાથી તેના ચાકરો પણ એક અસંભવીત ચીજને બહુ સહેલથી સંભવીત બનાવતા. આ સેનાપતીને કોઇ એમ કહે કે સાહેબ "ફલાણું

કામ અમને આવડતું નથી" તો તે ફકત હસીને એટલું જ કહેતો "ઠીક છે! શીખી લ્યો?" આ ઉત્તેજન રૂપી શબ્દોથી તેઓ અનેક ચીજો શીખી લેતા. જો કોઇ એને એમ કહેકે સાહેબ આ ચીજ અમોથી થઈ ન શકે! તો તુર્ત જ તે હસીને કહેતો, "પ્રયાસ કરો અને તમો તે સર્વ સહેલથી બનાવી શકશો!" જો કોઈ મુસીબતમાં આવી પડે તો સોયરો તેઓને હરેક રીતે મદદ કરતો ને દીલાસામાં તે એટલું જ બોલતો "શાંત થાઓ, પ્રભુ ઉપર વિશ્વાસ રાખો! પરમેશ્વર તમને જરૂર સહાય થશે જ."

"ભલા ભલાઇથી ભલા થાઓ કે જેથી કરી બીજા અજ્ઞાન બંધુઓમાં પણ તમો ભલાઇનો ઝરો વહેતો કરી પૂણ્ય હાંસલ કરી શકો!"

## સુબોધ રત્નમાલા.

(૧) દરીઆ કાંડે ઘણાં ગામો છે પણ સર્વ કોઇ મોતી પામતા નથી. ઘણા ખરા તો શંખલાને રેતી મેળવી આનંદ માને છે ને મોતી તો ભાગ્યવંત મેળવે છે.

(૨) તાડની ભલે ટોચે રહો કે નીચે રહો પણ તેનામાં છાંયડો બીલકુલ હોતો નથી તેમ સંસારમાં ભલે ધનવાન કે ગરીબ હોય પણ પ્રભુની ભકિત વિના શાન્તિ આવતી નથી.

(૩) જેમ ચીંતામણીમાં ચોદ લોકની સમગ્ર ચીજો રહી છે તેમ સાચા સંતમાંથી સર્વ સમૃદ્ધિ મળી શકે છે માટે તેનો સંગ તન, મન ને ધનથી કરી ખરો આનંદ મેળવવો.

(૪) પાણીના પરપોટાને ફુટતાં કેટલી વાર! એ તો જોતજોતામાં સ્હેજ વારમાં ફુટી જાય છે તેમ આ માયીક સુખ આપણી દ્રષ્ટી આગળ દેખાય છે તેનો નાશ પણ ક્ષણ વારમાં થઇ જવાનો છે. જેઓ ધનવાન હોય તે ક્ષણવારમાં નિર્ધન થઈ જાય છે જેઓ નિર્ધન હોય તે ક્ષણ વારમાં ધનવાન થાય છે. ચડતી પડતી, ભરતી ઓટ ચાલ્યા કરે છે એમાં નવાઇ તથા આશ્ચર્ય જેવું કાંઇ નથી.



## વિદ્યા મહિમા.

### દોહરો.

વિદ્યા બીજ વીગત વડે, વાડી વિનય વવાય;
આવી ફરે ઉદ્યોગ જળ, તો ધનના તરૂ થાય.

### શાર્દુલવિક્રિડીત વૃત.

વિદ્યા વેલડીને વિચાર જળથી સીંચી સદાકાળમાં,
શાખા પાન સમાન જ્ઞાન પ્રસર્યું આકાશ પાતાળમાં;
ફુલ્યા ફુલ કળા કુશલ્ય ફળ તો, ફાલ્યાં ભલી ભાતના,
અગ્નિના રથ આગબોટ બલુનો યંત્રો જુદી જાતના.

### દોહરો.

જેમ વધે વિદ્યા ઘણી, તેમ કરો તત્કાળ;
તો કરૂણા તમ ઉપરે, કરશે દીનદયાળ.
સાંભળ માત સરસ્વતી, તુજને લક્ષ્મી તુલ્ય;
ભણનારા ઉપમા ભણે, ભણનારાની મુલ્ય.
વિદ્યા ભણાવનાર કે, જો ઓસડ પાનાર;
પ્રથમ શત્રુ સમ લાગશે, પણ અંતે ઉપકાર.
સોનું ને શ્રીમંત જન, મોંઘા હજો હમેશ;
પણ પંડિત પાણી પવન, સોંઘા હજો સુરેશ.

## સમય થોડો છે માટે ચેતવા વિષે.

તું ચેત મુસાફર વહી જશે છે સમય ઘડી કે બે ઘડી
એ......મસ્તી મનમાં રહી જશે
છે સમય ઘડી કે બે ઘડી.

છે આંખ છતાં કાં અંધ બને ?
લઈ દીવો હાથ કાં કુવે પડે ?
અભિમાની અશ્વપર ચઢી ચઢી......છે સમય.
કંઈ ચેત હજી અજ્ઞાની,
થઈ જશે જીવન પાણી પાણી.
પળમાં જો કાળ જશે જકડી......છે સમય.
પડતીના પડઘા પડી રહ્યા,
દુઃખના ડંકા ગડગડી રહ્યા,
જો વિપત વાદળી શીરે ચઢી......છે સમય.

## દેશાટન વિષે.

### દોહરા.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પ્રભાતથી, જંગલ ચરવા જાય.
ઘેર રહે લક્ષ્મી ઘણી, હોંશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દુર વિશેષ.
પુરૂષ જાય પરદેશમાં, રમતાં પામે રીદ્ધિ;
જન્મભૂમિમાં જઇ પછી, શોભાવે સમૃદ્ધિ.

## લોકોની પાસે નહીં માગતા પ્રભુ પાસે માગવું.

તપસ્વી અબુઇસાક ઇબ્રાહીમ ખઇયાસ કહે છે કે એકવાર જંગલમાં મેં એક માણસને જોયો. મેં પૂછ્યું કે “તમે કોણ છો ?” તે બોલ્યો કે “હું એક વૃદ્ધ માણસ છું, મક્કે જાઉં છું.” મેં કહ્યું કે “ભાથું કે વાહન રાખતા નથી શું ?” તે બોલ્યો “ નાના, અમારા સમુહમાં આપના જેવા કેટલાક શ્રદ્ધાળુઓ માત્ર એકલો વિશ્વાસ જ સાથે લઇને મુસાફરી કરે છે.” મેં પૂછ્યું કે “વાસ્તવિક વિશ્વાસ કોને કહેવો ?” તે બોલ્યો કે “ લોકોની પાસે કોઈપણ નહિ માંગતાં પ્રભુ પાસે માંગવું તે.”

## ભવિષ્યમાં લખ્યું હોય એમ જ થાય છે.

ભવિષ્યે લખ્યું હોય તેમ થાય,
ડહાપણ કોઇનું કામ ન આવે, ક્રોડ કરોને ઉપાય,
રામચંદ્રજી જાણતાં છતાં, વનમાં શીદને જાય,
સતી સીતાજી કલંક લાગ્યું અને રાવણ શીદને રોળાય...ભવિ૦
ઇંદ્રરાજાને ઉન્મતી સુજી, ગૌતમ દ્વારે જાય,
ચંદ્રમાને કલંક લાગ્યું અને અહલ્યા શીલા શીદ થાય...ભવિ૦
પરીક્ષિત રાજાને રટના લાગી, મૃગયા રમવા જાય,
સાધુ ઋષિને સંતાપવાથી, એને સર્પ ડંસ શીદ થાય...ભવિ૦
અર્જુન ભીમ નકુલ સહદેવ, રાજા ધર્મ કહેવાય,
પાંચ પાંડવો દેખતાં છતાં, સતી દ્રોપદી શીદ લુંટાય...ભવિ૦
શુભ મુહૂર્ત શુભ ચોઘડીયું, પ્રથમ ગૃહ જોવાઇ,
સારા જોશીએ જોશ જોયા છતાં, રંગભરી શીદને રંડાય...ભવિ૦
નામ ધર્યું તે નાશ થવાનો, માટે હરી ગુણ ગાય,
ભટ્ટ પ્રેમાનંદ રામ ભજે તે તો વહેલો વૈકુંઠ જાય...ભવિ૦

## અતિશય સર્વ અસાર છે.

### દોહરા

અતિશય સંતોષી તજે, ઉદ્યમનો આધાર,
તેથી સારૂં શું થશે, અતિશય સર્વ અસાર—૧
અતિશય કહે ઉડાઉ સઉ, જો અતિ થાય ઉદાર;
કષ્ટ ભોગવે કરજનું, અતિશય સર્વ અસાર—૨
અતિશય સ્નેહીપણું, સદા સઉ સાથે સજનાર;
દામોદામ ઠગાય બહુ, અતિશય સર્વ અસાર—૩
અતિશય હિંમત હોય તે, કરે કામ અવિચાર;
મુર્ખ કહે સૌ માનવી, અતિશય સર્વ અસાર—૪

## કીંમત વિષે.

### દોહરા.

જોઇએ ત્યારે નવ જડે, જેનું મૂલ્ય અપાર;
જાય પ્રાણ જ્યાં જળ વિના, કીંમત હેમ હજાર—૧
અછતે પડે અગત્ય તો, તે વસ્તુ મહા મૂલ્ય;
નિર્જળ થળ પ્રાણાંતક, નીર લાખ ધન તુલ્ય—૨

## મદ ન કરવા વિષે.

### દોહરો.

ધનનો મનમાં મદ ધરી, કેફ ન કરશો કોય;
જાદવ કુળ થઇ જે ગતી, સદા વિચારો સોય.

## જેનું કામ જે કરે.

પાણીની પીયાસ દુધથી કેમ દુઃખ ભાગશે,
હોય અનની ભૂખ, ભૂખ મોતી કેમ માગે.
સુધરે લુણથી શાક, મહી સાકર શું કરવી,
આગથી પાકે અન્ન, ફુલ માળા કેમ ધરવી.
કરે કમળા નિર્ધન શાહ, ગુણ જેનું કામ તે જે કરે,
તેં કીધું તપ ધન કારણે, સંપથી ઇચ્છા શું સરે.

### દોહરો.

જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
નાણું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ.

## અપૂર્ણ ઉપાય.

### દોહરો.

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
ચુંકે કાગળ સાંધીએ, જોતાં ઉખડી જાય.
તળાવ નદીઓ તુંબડે, આરપાર કિનરાય;
સાગર સંપૂર્ણ ભર્યો, તે તો નહિં તરાય.

## ગરજ વિષે.

### દોહરા.

આપ આપની ગરજથી, ગરજુ જગત જણાય;
વગર દરદ ઘર વૈદ્યને, જરૂર કોઇ નવ જાય.
કદી હલકાની ગરજ પણ, ભારે ને પડનાર;
કાષ્ટ નાવને આશરે, પથરા ઉતરે પાર.
ગરજ સમે ગરજુ જનો, બોલે મીઠા બોલ;
ભાર ન ગણશો ભાઇઓ, તેનો તરણા તોલ.

## ઉપયોગી પ્રશ્નો.

પ્રશ્ન પહેલો—બુદ્ધિવાન કોણ? જે સંસાર ઉપર પ્રેમ ન કરે તે.
પ્રશ્ન બીજો– ધનવાન કોણ? પ્રભુ જે કાંઈ આપે તેમાં સંતોષી રહે તે.
પ્રશ્ન ત્રીજો—ચતુર કોણ? સંસાર જેને ફસાવી શકતો નથી તે.
પ્રશ્ન ચોથો—ફકીર અથવા ત્યાગી કોણ? જેના અંતરમાં સાંસારિક કામનાઓ નથી તે.
પ્રશ્ન પાંચમો—કૃપણ કોણ? ઇશ્વરે આપેલા ધનનું દાન કરવામાં સંકોચ રાખે તે.

## એક મહાત્માનો અમુલ્ય ઉપદેશ.

એક મહાત્મા પોતાના શિષ્યોને મરણ વખતે બોધ આપી ગયા કે શિષ્યો મારૂં તમે માન રાખો તો હું અમૂલ્ય વચનો તમારા હીતને માટે કહું છું તે એકે (૧) જ્ઞાનીઓનો સંગ હંમેશાં રાખજો. (૨) મૂર્ખ લોકોથી દુર રહેજો.



ફુલછાબ ચોથી.

## સાચું બોલવાથી સુખ થાય છે.

એક વખતે એક રાજાએ પોતાના એક કેદખાનાની મુલાકાત લેતાં ત્યાંના સઘળા કેદીઓને એકેક પછી પૂછ્યું કે તમો સર્વ અહીં શા ગુન્હા માટે પુરાયા છો? બધાએ અડાવ્યું કે અમો તો નિર્દોષ છીએ. ફક્ત એકજ નાના કેદીએ કબુલ્યું કે નામવર, મ્હારા સીતારાની ભુંડી ચાલથી દોરવાઇ જઇને મેં કુકર્મો કર્યા ને તેના પરીણામે આજે મ્હારી આવી દુરદશા થઈ છે. આ સાંભળતાં શાહ તેના સાચા જવાબથી ખુશ થઈ ગયો. તેણે તેને જેલમાંથી મુક્ત કર્યો. જતાં જતાં શાહ તે જુદા કેદીઓ તરફ ફર્યો ને બોલ્યો, "ભાઇઓ તમે સર્વમાંથી આજ એક એકલો સત્યતાનો સેવક બન્યો છે! એણે પાપ કર્યા તે સુધરી ગયો. જ્યારે તમે સર્વેએ તો પાપો પણ કર્યાં ને તે ઉપરાંત સુધરવાને બદલે હજી પણ મને જુઠું કહ્યું. આ કારણ અનુસાર તમો સર્વ જીંદગી સુધી અહીંજ રહેવાને લાયક છો!" ભાઇઓ! આ દાખલો આપણા માટે ગોખી રાખવા જેવો છે. સંજોગનો ભોગ થઈ ભુલો અને પાપો તો આપણે સર્વે માણસજાત કરીએ છીએ પરન્તુ ખરો માનવી તો તેજ છે કે જે પાપ કરી તે માટે પશ્ચાત્તાપ કરીને હંમેશને માટે સુધરી જાય છે. "Know your mistake and retify it."

## વિષયો ઝેર સમાન છે.

એક વખત એક ભૂખ્યો ભિક્ષુક એક મનુષ્યના ઘર આગળ જઈ ઘણા દિવસનો ભુખ્યો છું તે ખાવાનું કંઇ આપો કરીને કહ્યું. પેલા મનુષ્યે કહ્યું કે મારી પાસે ઉત્તમ પ્રકારની મીઠાઇ છે પણ અંદર

ઝેર ભરેલું છે તે ચાલશે ? એ સાંભળી તે ભુખ્યાએ કહ્યું. ભાઇ તારી મીઠાઈ તારા પાસે રહેવા દે, ગમે એટલો હું ભૂખ્યો છું પણ કંઇ ઝેરી મીઠાઈ ખાઇને મરૂં ? પછી ભૂખ્યો ભિક્ષુક બીજે ઘેર ગયો તો ત્યાં તેને ખાવાનું મળ્યું. તે જમી તે પાછો પોતાના ઠેકાણે જતો હતો એટલામાં પેલા મનુષ્યે કહ્યું કે ભાઈ આવો અને જમો. આ મીઠાઇ બહુ જ સ્વાદદાર છે અને તમો જમશો તો ઉપરથી કંઇ હું નાણું પણ આપીશ. ભૂખ્યાએ જવાબ વાળ્યો—ભલા માણસ જ્યારે હું ઘણો ભૂખ્યો હતો અને અન્ન વગર ટળવળતો હતો. તે વેળા તારી ઝેર ભરેલી મિઠાઇ ખાધી નહી તો હવે મારૂં પેટ ભરાયા પછી મરવા માટે તારૂં ભોજન જમી અને તે પણ ફક્ત પૈસાની લાલચે—અરે મૂર્ખા ? મુવા પછી મને માલ ખજાનો શું કામનો છે, એમ કહી તે ચાલ્યો ગયો.

આતો દષ્ટાંત છે પણ તેના ઉપરથી સિદ્ધાંત એ છે કે જગતના પંચ વિષયો ઝેર સમાન છે. આ નશ્વર સંસારમાં ભોગ ભોગવવાની પ્રાણીઓને દિનપ્રતિદિન આશા વધતી જાય છે તેને પણ ઝેર સમાન સમજવું જોઇએ ? વિષયો તાત્કાલિક મીઠા લાગશે પણ તેનું પરિણામ બહુ જ ખરાબ આવશે. ત્યારે થોડા વખતની મિથ્યા મીઠાશ વાસ્તે મનુષ્ય જન્મને વિના પ્રયોજને ખોઇ નાંખવો ને આયુષ્યનો નાશ કરવો એ કેવળ મૂર્ખાઇ છે. પેલા ભિક્ષુકે અતિશય ભૂખ લાગવાથી જેમ ઝેર નાંખેલી મીઠાઈ ખાધી નહિ તેમ આ પણ જગતના પંચ વિષયોને ઝેર સમાન સમજી તેનાથી હમેશાં દુર રહેવું નહિતો પવિત્ર આત્માનો નાશ થતાં વિલંબ લાગશે નહિ.

## રેડીયો.

આધુનિક સમયમાં દિનપ્રતિદિન નવા નવા સુધારા આપણી દૃષ્ટિ સન્મુખ ઉભા થાય છે. તેમાં રેડીયો એ પણ ખરેખર કમાલ કરી મુકી છે. મુંબઇમાં વાયરલેસ બીમ સરવીસનો વહેવાર તા. ૨૪ મી જુલાઈ સ. ૧૯૨૭ નો દિવસે શરૂ થયો હતો અને આ સહાસિક કાર્યની પહેલ કરનાર મુંબઇના શાહ સોદાગર મી. સુલતાન ચીનાઈ હતા. જ્યારે નામદાર વાઈસરોયે તે સરવીસથી પ્રથમ સંદેશો નામદાર શહેનશાહ ઉપર મોકલ્યો હતો અને તેનો ઉત્તર માત્ર થોડી જ મિનિટમાં નામદાર શહેનશાહ તરફથી મળ્યો હતો કે જે આ સરવિસ બંને મુલકોને ફાયદાકારક નિવડે તેવી આશાનો હતો. દેશપરદેશની તાજી ખબરો પળવારમાં મેળવવાને માટે આ સાધન વ્યાપારીઓને ખરેખર સુખરૂપ થયું છે.

## જેને રામ રાખે તેને કોણ ચાખે.

એક વખતે એક ગરીબ પોસ્ટ મેનના પગની આજુબાજુ એક મોટો સાપ વીંટાઈ ગયો હતો. સંજોગ એવો બન્યો હતો કે જો તે ત્યાંથી સહેજ પણ બાજુ હટે તો સામસામી આવતી બંને ટ્રેનોનો કચરઘાણ નીકળી જાય. એને વિચાર કર્યો કે ભલે જે થાય તે ખરૂં. મારા જીવના જોખમે પણ મારે તો બીજાઓને બચાવવાં. પ્રભુકૃપાથી બનાવ એવો બન્યો કે ટ્રેનના અવાજથી ગભરાઇ જઇ પેલો સાપ આપ મેળે ચાલ્યો ગયો અને આવી રીતે તે ગરીબ પોષ્ટ મેનની બહાદુરીથી કંઈ અસંખ્ય જીવો મોતમાંથી બચી ગયા. ભાઇઓ ! જેના ઉપર પ્રભુની કૃપા હોય છે તેના બાલને પણ હાનિ પુગતી નથી.

" જીતને તારે ગગનમેં, ઇતને શત્રુ હોય;
કૃપા હોય શ્રીરામની, બાલના તોડે કોય. "

## એક ભરવાડના ચાર ફરમાનો.

એક ભરવાડના ચાર છોકરાને મરતી વખતે તેનો બાપ ચાર સુંદર ફરમાનો આપી ગયો હતો.

(૧) જ્યાં સુધી તને પ્રભુની દયાથી તારી કમાઈની રોટી મળે તેમાં સંતોષ રાખજે.

(૨) પ્રમાણીકપણાથી ને ધાનતદારીથી ચાલજે કે જેથી તારે તરકટને દગાઇ ન કરવી પડે.

(૩) પરમેશ્વર જે આપે તેનો ઉપકાર માની સ્વીકારજે. પારકાનું સુખ જોઇ બળવાની ટેવ રાખીશ નહિ, કારણકે અદેખાઇની ભઠ્ઠીમાં શેકાવાથી કાંઇ ફાયદો થશે નહિ.

(૪) થોડા જ સાથે મિત્રાચારી બાંધજે કારણકે ઘણા દોસ્ત થતાં દુશ્મનાઇ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે.



## પુલછાબ પાંચમો.

### વિવિધ અમૃત વાણી સંગ્રહ.

#### દોહરા.

વાત થકી વખણાય નર, વાત થકી નિંદાય;
વાત થકી હલકો પડે, વાતે કીંમત થાય.

* * *

વચન થકી સુખ વિશ્વમાં, વચન થકી દુઃખ વીર;
વચન ખટકતાં ખળખળી, નયને વરસે નીર.

* * *

ગુપ્ત રહે નહિ ગુણ કશા, શુભાશુભ સરખાય;
ધારે વેશ નરેશના, પણ વચને પરખાય.

* * *

હશે ફુલ કે હીંગ તે, ગંધ થકી ગણાય;
સજ્જન દુર્જન વચનથી, જગમાં તરત જણાય.

* * *

બાળપણાથી બોલવા, અદબ શીખીએ એમ;
મેળવીએ સહુ મિત્રતા, જન મન રીઝે જેમ.

* * *

બાળલગ્નના ચાલથી, થાય ઘણાં નુકસાન;
પ્રજા બધી નિર્બળ બને, થઇ ન શકે વિદ્વાન.

* * *

ધનનો મનમાં મદ કરી, કેફ ન કરશો કોઇ;
જાદવ કુળ થઇ જે ગતી, સદા વિચારો સોઇ.

* * *

કેફ ન કરશો કોઇ કદી, કેફ ક્લેશનું મુળ;
જુઓ કેફ કરી સૌ જાદવે, કર્યું નિકંદન કુળ.

* * *

સગપણ કે સ્નેહમાં, દેણા લેણા દામ;
અંતે હેત રહે નહિ, કરજો જોઇને કામ.

* * *

જર જોરૂ ત્રીજી જમીન, ક્લેશ તણા ઘર એહ;
સાખે સહીત લખત વિના, વાત ન કરીએ તેહ.

* * *

ઉપજ વિચારી આપણી, કરીએ ખરચ સદાય,
સારે નરસે કારજે, નહિ કરીએ ફુલાઇ.

* * *

જે ખરચે દેવું કરી, મોટો મૂરખ એહ;
લોક વખાણે એક દિન, કરે વગોણા તેહ.

* * *

ઝગડો અંગ ઉધારનો, સુણી હરખાશે શાહ;
જાતે ચોરે દેવાળીઆ. દીલમાં ધરશે દાહ.

* * *

વાતો સુણી વિચારજો, ક્રોધ ન કરશો લેશ:
રૂદીયામાં ધરી રાખશો, ડહાપણનો ઉપદેશ.

* * *

જેણે જર ભેગું કરી, કર્યું ન રૂડું કામ;
વ્યર્થ ગયા તે વઠંતરા, દાખે દલપતરામ.

* * *

## ફાંસ કાઢતાં પેસે સાલ.

### દોહરા.

એક વખત ઉગરવા આંચ, લુચ્ચાને જો દઇએ લાંચ;
અચીત પછી નહી છોડે ખ્યાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
જે રાજા જાણે નહિ ન્યાય, ત્યાં કદી ફરીયાદી થાય;
કદીયે ત્યાંથી ન થાય નિકાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
વરને વશ કરવા ઉર ધરે, કામની ભોળી કામણ કરે;
ઉલટું વેર વધે જ વિશાળ, ફાંસ કાઢતાં પેસે સાલ.
ધનની મનમાં ઇચ્છા ધરે, જુગટાં જેવો ધંધો કરે;
ઉલટી તનની ઉતરે ખાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
લોભી વૈદ્ય કને જો જાય, ઓસડનો કરવા ઉપાય;
ઉલટો રોગ વધારે વાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
દીલમાં શિયાળીયાથી ડરી સિંહ શરણ ઇચ્છે ઉર ધરી;
હાણ કરે તનની તે હાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
સાચવવા સોની મોહોર, ચોરી કરવા રાખે ચોર;
મુરખ ખોઇ બેસે માલ, ફાંસ કાઢતાં પેસે સાલ.
દુષ્ટ ગુરૂને દઇ માન, સુધારવા સોંપે સંતાન;
ચોગણી ઉલટી વધે કુચાલ, ફાંસ કાઢતાં પેસે સાલ.

## જીવ ભાવ.

એક દિવસ ખઇયાસ પોતાના શિષ્ય સાથે અરણ્યમાં ચાલ્યા જતા હતા, ત્યાં અકસ્માત કોઇ વાઘની ભયંકર ચીસ સંભળાઈ. પેલો શિષ્ય તો ગભરાઇ ગયો. તેનું મોં શીઆવીઆ થઇ ગયું; નજીકમાં એક વૃક્ષ હતું ગભરાટમાં તે તેની ઉપર ચઢી ગયો. તેનું આખું શરીર ધ્રુજતું હતું ખઈઆસ સ્થિર ભાવે ઉભા જ હતા. તેઓ આસન પાથરીને નવાજ પઢવા લાગ્યા. વાઘ આવીને તેમના તરફ તાકીને ઉભો રહ્યો. મહર્ષિ ખઇયાસની તો તેના ઉપર દૃષ્ટિએ નહોતી. તેઓ તો પોતાના કાર્યમાં રોકાયા હતા. કેટલીક વારે વાઘ ચાલ્યો ગયો એટલે શિષ્ય ઝાડ ઉપરથી નીચે ઉતર્યો અને બંનેએ આગળ ચાલવા માંડયું. થોડીવારે મહર્ષિને એક ડાંસે ચટકો ભર્યો તેથી ચીસ પાડી ઉઠયા, શિષ્ય બોલ્યો કે "ગુરૂવર ! આ નવાઇની વાત? વાઘથી આપ ભયભીત થયા નહિ ને ડાંસના ચટકાથી ચીસ પાડી? મહર્ષી કહે ભાઇ! તે વખતે હું પરમાત્માના ભાવમાં ડુબેલો હતો અને અત્યારે જીવભાવમાં છું."

## કલ્યાણના માર્ગમાં વિરોધી કોણ?

રૂપવાન સ્ત્રી એક કલ્યાણના માર્ગમાં વિરોધી છે અને આ લોક પરલોકને વિષે પરમ દુઃખદાઈ છે. તેના ઉપર જેની કુદૃષ્ટિ થઇ તે મનુષ્ય જન્મ હારી ગયો સમજવો. પણ પરસ્ત્રીમાં દોષ જાણ્યા વિના અંતઃકરણમાં જ્ઞાન થતું નથી જેમ દુધનું પાત્ર ભરેલું હોય ને તેમાં સર્પની લાળ પડતાં આપણે ભાળી હોય તો આપણને તુર્ત જ્ઞાન થાય છે કે એ દુધ પીતાં તુર્ત મૃત્યુ થશે. તેજ પ્રમાણે પરસ્ત્રીમાં જેણે દોષ જાણ્યો છે તે તેનાથી વિરકત રહે છે. મોટા મોટા મહાન પુરૂષોને પણ મોક્ષના રસ્તાથી સ્વરૂપવાન સ્ત્રીએ પાડયા છે તો ત્યાં આપણું શું ગજું ?

## સાચા સંત વિષે.

### પદ.

સંત સાચા તે કહીયેરે,
કાઢે ખોટય ખોળી ખોળી બહાર;
અંતરમાં રહે ઉજળા,
ડાઘ લાગવા ના દીગે લગાર. સંત૦ ૧

દેખે નહિ દોષ પારકા,
ભાળે પોતાની ભુલ;
ગણે અવગુણ આપણા,
માને સંત હરીના અમુલ્ય. સંત૦ ૨

સમજે સુખદાઇ સંતને,
દુઃખદાઇ પોતાનું મન;
અરી મિત્રને ઓળખી,
તજે ભજે તે હરીજન. સંત૦ ૩

અંતરે ન પડે અવળી,
આંટી હરીજન સાથ;
નિષ્કુળાનંદ નિશ્ચે કરી,
રીઝે એવા જનપર નાથ. સંત૦ ૪

## વચનદ્રોહી વિષે.

### પદ-રાગ ધોળ.

સંતો વચનદ્રોહીનો ધણી નહિ,
ઘણું રે ગુનેગાર રે;
સંતો જ્યાં જ્યાં જાયે ત્યાં જન મળી,
વળી કરે તીરસ્કાર રે—સંતો. ૧

સંતો લેશ વચન જો લોપીએ,
અતિ થઈ ઉન્મત રે;
સંતો એક એકડો જેમ ટાળતાં,
ખોટું થઇ જાય ખત રે—સંતો. ૨

કોઇ સો કન્યા પરણાવે સુતને,
પછી મરે મોટીયાર રે;
રાંડ્યા વિના એમાં કોણ રહે,
રાંડે સૌ એક હાર રે—સંતો. ૩
એમ વચન વિના આ વિશ્વમાં,
વર્તે છે વિમુખ;
નિષ્કુળાનંદ તેને નિરખતાં,
સંત ન માને સુખ—સંતો. ૪

**વચનમાં જરા ફેર પડે છે ત્યારે ભારે સંકટ આવી પડે છે.**

જ્યારે રામચંદ્રજીએ લંકાપર જીત મેળવી ત્યારે લક્ષ્મણજીને લંકામાં મોકલ્યા અને વિભિષણને પાટ બેસાડી વહેલા આવજો આવી રીતે કહી મોકલેલા પરન્તુ લંકામાં જતાં લક્ષ્મણજીની બુદ્ધિમાં લંકાનો વૈભવ જોઇ ફેર પડ્યો અને પોતે જ રાજ્યાસને બેઠા એટલામાં સૈન્યનું નગારૂં સાંભળ્યું ત્યારે તેમણે પૂછ્યું છે કે આ કોનું નગારૂં છે? ત્યારે સૌ કહે કે રામનું. ત્યારે પોતાને સ્મૃતિ થઇ કે મારાથી ખોટું થયું છે! આનું કારણ એટલું જ કે સ્થાનને લીધે બુદ્ધિમાં વખતે ફેર પડી જાય છે. પછી લક્ષ્મણજી એકદમ ગાદી ઉપરથી ઉતરી જઈને પશ્ચાતાપ કરવા લાગ્યા અને પોતે ભોંઠા પડ્યા અને રામનું વચન તોડ્યાનું પોતાના મનમાં બહુ જ લાગી આવ્યું, માટે વચનમાં જરા ફેર પડે ત્યારે ભારે સંકટ આવી પડે છે એ નિર્વિવાદ છે.




## ગુરૂના વચનમાં વિશ્વાસ.

તપસ્વી જાફરજલ્દી સત્કાર્યોમાં સાહસવાળા, જ્ઞાનના સાગર રૂપ, ગંભીરતાના અચળ પર્વતરૂપ, શાશ્વત્ ધનથી શ્રીમંત અને તે કાળના સાધકોમાં આચાર્યરૂપ હતા. તેઓ અદ્વિતીય જ્ઞાની હતા અને વિવિધ વિદ્યાઓમાં નિપુણ હતા. મહર્ષિ જુનેદના તેઓ ખાસ સાથી અને વૃદ્ધ મહાત્મા હતા.

મહર્ષિ જાફરજલ્દી સાઠ વાર મક્કે હજ કરવા ગયા હતા. હમ્જા અલ્લિભ નામનો તેમને એક શિષ્ય હતો. એક રાત્રે એ શિષ્ય પોતાને ઘેર જવા તૈયાર થયો.

જાફર—"આજની રાત્રિ તું અહીંઆં જ રહે."

પરંતુ પેલા શિષ્યની ઇચ્છા ઘેર જઇ અન્ન રાંધીને પોતાનાં ભૂખ્યાં છોકરાંને ખવરાવવાની હતી. આથી ગુરૂની આજ્ઞા થતાં તે વિચારવા લાગ્યો કે "જો હું અહીં રાત રહીશ તો કાલે પ્રભાતની નમાજ પુરી થતાં સુધી ગુરૂ પાસેથી જવાશે નહિ; અને ઘેર બાળકો ભૂખ્યાં રહેશે; તેથી તે ફરીથી બોલ્યો કે "આર્ય! હું જાઉં છું."

જાફર—"ના, અહીં જ રહે."

ત્યારે હમ્જાએ નિવેદન કર્યું કે "બહુ જરૂરનું કામ છે, કૃપા કરીને રજા આપો."

એમ કહી પેલો શિષ્ય ઘેર ગયો અને ખોરાક રાંધવા મૂક્યો. તૈયાર થતાં દાસીને તે ભોજન લાવવાની આજ્ઞા કરી. દાસી રાંધવાનું પાત્ર હાથમાં લઇને આવતી હતી, દરમિયાન તેને ઠેસ વાગી અને પાત્ર ભોંયે પડી ફુટી ગયું! ખોરાક ભોંયે વેરાઇ ગયો!

આ જોઈ હમ્જા બોલ્યો કે "એ થાળીમાં ભરી લઇને અહીં લાવ, ધૂળવાળું હશે તો જરા ધોઇ લઇ ખાઇશું." એટલામાં

અકસ્માત બહારથી કેટલાંક કૂતરાં દોડી આવ્યાં અને તે અન્ન ખાઇ ગયાં! આ જોઇને હમ્જા વિચાર કરવા લાગ્યો કે "ખાવાનું તો બધુંજ ગયું. હવે અહીં શા માટે રહું? ચાલ ગુરૂજી પાસે જ જાઉં અને સહવાસનો લાભ લઉં."

આમ વિચારીને તે મહર્ષિ પાસે આવ્યો. તેને જોઇને જાફર બોલ્યા કે "જે માણસ પોતાના આચાર્યને પોતાનું હૃદય સમર્પી શકતો નથી, તેના હૃદયનો વહાલો ખોરાક પ્રભુ કુતરાંને આપી દે છે."

આથી હમ્જા શરમાઇ ગયો અને પશ્ચાતાપ કર્યો.

## ઉત્સાહની અગત્ય.

દરેક મનુષ્યના અંતરમાં એક ગૂઢ શક્તિ રહેલી છે. જેઓએ ઉત્તમ માર્ગે–ખરે રસ્તે–સત્યને રસ્તે ખરેખરી રીતે આગળ વધવું હોય તેઓએ એ ઇશ્વરી-અગમ્ય શક્તિને વેગ આપવો જોઇએ. એ શક્તિ તે ઉત્સાહ છે, અને તેને વેગમાં મૂકયા વગર કોઇ પણ કામમાં લાભ મળી શકતો નથી. કોઇ પણ કામમાં ધાર્યો વિજય કોઇ પણ જીવ મેળવી શકતો નથી. ઉત્સાહ મનુષ્યજીવનની શક્તિ છે. તેથીજ તમે જ્યાં જશો ત્યાં તમારા કામની કિમ્મત અંકાશે. તેથીજ તમે આગળ વધી શકશો. તેથીજ તમારૂં સુખું જીવન આનંદી અને બળવાન થશે. ઉત્સાહથીજ તમારા સંબંધમાં આવનારનું તમે ખેંચાણ કરી શકશો. એ માટે તમે તમારા કામ ઉપર એક ચિત્તે ધ્યાન આપો અને તેનો તમને એવો ભારે બદલો મળશે કે તમે પોતે અચંબો પામશો.

"મારા કામપર મારે એક ચિત્તે ધ્યાન આપવું જોઇએ." એ શબ્દોને તમારા હૃદયમાં કોતરી રાખો. એ શબ્દોનો તમારા જીવનના વહાણના સુકાનરૂપે અમલ કરો અને વિજય તમારોજ છે.

## સંસારનું સુખ.

પાંચ શેર ધૂળમાં અરધો શેર ખાંડ ભેળવી તેના ફાકડા ભરવાથી કેવું સુખ આવે તેનો વિચાર સુજ્ઞ માણસે કરવો જોઇએ! સંસારનું

સુખ એવું છે. તેમ રાત દિવસ સંસારનું કુટણું કરનારને ઈશ્વર-ભક્તિમાં વૃદ્ધિ થતી નથી. માટે હંમેશાં સંસારના વેગથી પાછા વળવું. આત્મનિષ્ઠાનો ખરો કક્કો શીખવો તે વિના મોક્ષની મહાન પરીક્ષામાં પાસ થવાતું નથી.

## ઈશ્વરની અકળ ગતિ છે.

ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી;
અકળાકળા ઈશ્વરની, એમાં શું સમજે સંસારી.
ઉજળો દીન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઈશ્વર જાણે.
પુત્ર જન્મ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખ્યો જોઇ;
પલક વાર પછી શું નીપજશે, કળી શકે નહિ કોઈ.

## વિપત્તિ વખતે ધિરજ રાખવા વિષે.

વિપત્તિ વેળાએ ધીરજ અંતર ધરીએ;
કોટી પ્રકારે કષ્ટ પડે પણ, મુંઝાઇ નવ મરીએરે—વિપત્તિ-ટેક.
ઈશ્વરની ઈચ્છાથી આવે, સુખદુઃખ તે તો સહીએ;
મરવાથી મટનાર નથી, હૃદયમાં સમજી રહીએરે— વિપત્તિ-૧
કદી કોઇ કારાગ્રહમાંથી, છળ કરી છાનો છૂટે;
બહુવિધ બળીઓ રાજ બમણો, ક્રોધ કરીને કુટેરે— વિપત્તિ-૨
ઈશ્વરની ઇચ્છા આગળથી, છળથી કેમ છુટાશે;
ઘર લુંટ્યાનું સુણી ઘર બાળે, ખૂબ ખાસડાં ખાશે— વિપત્તિ-૩
ધણીએ જે કરવાનું ધાર્યું, મિથ્યા શાથી થાશે;
અખિલ સ્થળે એનો જ અમલ છે, જીવ નાસી ક્યાં જાશેરે—વિપત્તિ-૪
સીતા સરખી શુદ્ધ સતીને, પકડી ચાલ્યો પાપી;
દ્વાદશ વર્ષ વસ્યા દુઃખમાં, નિજતન નહી તજ્યું તથાપીરે—વિપત્તિ-૫
પાંચ પાંડવોએ પંચાળીના પટ, તુચ્છમતીએ તાણ્યાં;
રૂડી સતીએ ધીરજ રાખી, અકાળમોત ન આણ્યાંરે— વિપત્તિ-૬
લાજ ઘટે સુખસાજ ઘટે, કે રાજ્ય ઘટે અતિ રૂડું;
દેહ વિષે મહાદુઃખ પડે કે, કલંક આવે કદી કુડુંરે— વિપત્તિ-૭

મોટા મોટાને માથે પણ, આપદ પડીયાં એવાં;
પાપ તણાં ફળ આપ તણાં તે, લેખે તાણીને લેવાંરે— વિપત્તિ-૮
જોઇ બાળક રડતું જનનીને, આંખે આંસુ આવે;
પણ તેના તનનો મળ તેતો, ધોઇ પછી ધવરાવેરે- વિપત્તિ-૯
એમજ ઇશ્વર શિક્ષા આપી સૌને શુદ્ધ કરે છે;
સમજુ જન સમજીને સાંખે, મુરખ રોઇ મરે છે રે— વિપત્તિ-૧૦
કોઇ રોગીની કાયા કપે, વૈદ્ય ભલુંજ વિચારી:
એમજ આપણને ઇશ્વર, જે કરશે તે સુખકારીરે— વિપત્તિ-૧૧
માતાના તનમાં પય મેલ્યું, સઘળું કીધું સવળું;
દલપતરામ કહે દુનિયાનું, એ કેમ કરશે અવળુંરે— વિપત્તિ-૧૨

## શક્તિનો વિચાર કરી કામ કરવા વિષે.

નટ દોરે નાચેને ફરે, જો બીજો જન એવું કરે;
જાય જરૂર તે જમને ધામ, શક્તિ વિચારી કરીએ કામ.

## આંતરીક રોગના ઔષધ.

(૧) સત્સંગ-(૨) ધર્મ શાસ્ત્રનું અધ્યયન (૩) અલ્પ આહાર વિહાર. (૪) રાત્રિની ને પ્રાતઃકાળની ઉપાસના (૫) જે કરવું તે એકાગ્રતાપૂર્વક અને બધા બળપૂર્વક કરવાની પદ્ધતી.

## પતિવ્રતા સ્ત્રી.

### મનહર છંદ.

જ્ઞાનીને તો વશ કરે, જ્ઞાનની ગાથાઓ ગાઇ,
માનીને તો વશ કરે, નિત્ય નમ્રતાઇથી;
કૃપણને વશ કરે, કરીને કસર ઘણી.
ક્રોધીને તો વશ કરે, ખામુખા ક્ષમાઇથી;
મુરખને વશ કરે, મીઠી મીઠી વાતો કહી,
ફુલણને વશ કરે, ફુલાવી ફુલાઇથી;
કહે દલપતરામ, કામની ચતુરા કંથ;
ચતુરને વશ કરે, ચીત ચતુરાઇથી.

## સ્વાત્માર્પણ કોણ કરે?
## (ખરો ભક્ત)

એક વખતે શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પાસે મયુરધ્વજનાં વખાણ કર્યાં તે ઉપરથી અર્જુનની મરજી આ રાજાનાં દર્શન કરવાની થઇ હતી. તેથી તેણે શ્રીકૃષ્ણ પરમાત્માને મયુરધ્વજનાં દર્શન કરવાની વિનંતી કરી. શ્રીકૃષ્ણે બ્રાહ્મણનું રૂપ લઇ અર્જુનને પોતાનો પુત્ર બનાવી મયુરધ્વજના દરબારમાં ગયા અને ત્યાં જઇ માંગણી તેના અર્ધા શરીરની કરી અને તે પણ એવી રીતે કે તેની સ્ત્રી તથા પુત્ર તેનું શરીર આનંદથી જરા પણ ક્લેશ કર્યા વિના વહેરે. આ કબુલાત ઘણા હર્ષ સાથે રાજાજીએ કબુલ રાખી. તે વખતે તેની સ્ત્રીએ પોતાનું શરીર આ બ્રાહ્મણને દેવાને વિનંતિ કરી પણ તેનો સ્વિકાર નહિ કરતાં રાજાના જ શરીરની માંગણી કરી ત્યારે તેના પુત્રે પોતાના શરીરનો અર્ધો ભાગ અતિ આનંદથી દેવાને ઉત્સાહ જણાવ્યો. તે પણ બ્રાહ્મણે કબુલ રાખ્યો નહિ એટલે રાજાએ તુરત પોતાની સ્ત્રી તથા પુત્રને કહ્યું: "મારૂં શરીર વહેરી આ બ્રાહ્મણને આપો, તેમાં કાંઇ પણ કસુર કરો નહિ." ધન્ય છે આ રાજાને! આથી અર્જુનની ખાત્રી થઇ કે જગતમાં મારાથી મહાન ભક્તો પણ વિશેષ પડ્યા છે. તુરત શ્રીકૃષ્ણ પરમાત્મા તથા અર્જુન ત્યાંથી રવાના થઇ ગયા ને રાજાને કહ્યું કે ભક્ત તારી ધીરજને ધન્ય છે.

## શાંતિ ક્યારે થાય?

પૃથ્વીમાં જેમ પથ્થર છે તેમ ચકમકપાણ પણ છે. પણ તેમાં સહેજ એવો ગુણ છે કે ચકમકના પર્વતની સમીપે વહાણ જાય ત્યારે તેના લોખંડના ખીલા ચકમકના પાણા પાસે ખેંચાઇ જાય છે તેમ સાચા સંતના સમાગમમા આવવાથી ખરી શાંતિ પ્રગટ થાય છે તે સિવાય જગતમાં કોઇ ઠેકાણે શાંતિ જોવામાં આવતી નથી.




## કળીયુગનું કૌતક અને કલ્યાણનો માર્ગ.

કળીયુગની જોબન અવસ્થા હવે ખીલવા માંડી છે અને તે ભેગી પણ શિવની વીશી પણ બેસવાની તૈયારી છે, તેથી શું પરિણામ આવશે તે કહી શકાતું નથી. શાસ્ત્ર સામી દૃષ્ટિ કરતાં તો કળીયુગે પોતાનો જન્મ થતાં જ પોતાને મોઢે કહેલું છે કે,–" કાંતા જે સ્ત્રી અને કનક જે દ્રવ્ય એ બેમાં મારો નિવાસ છે." મારી સત્તા બરાબર જામશે એટલે હું ઉંચ નીચ ક્રિયા કરાવીને પ્રથમ મનુષ્યને ભ્રષ્ટ કરીશ. વળી એ બેમાં સૌનાં મન આકર્ષણ થઇને એને અર્થે સર્વે જીવ પાપાચરણ કરીને એક બીજાનો નાશ કરવાને તત્પર થશે. આ પ્રમાણે તેનો મુળથી જ અભિપ્રાય છે. તેમાં પહેલી બાબતમાં તો તેને આસ્તે આસ્તે પગલું ભરવા માંડ્યું છે. આવી રીતે કળીયુગે પોતાની છોટી ઉમર છતાં જુલમ કરવા માંડયો છે તો પછી મોટપણે શું કરશે તેની અત્યંત બીક રહે છે. શાસ્ત્ર તથા સત્પુરૂષો કહી ગયા છે કે જે સ્થાનમાં દેશકાળ સારા ન હોય ત્યાંથી ખસી જવું. આથી મારા મનને એમ થાય છે કે આ અઘોર કળીના રાજ્યમાંથી નિકળીને સતયુગ સરખા સારાના પ્રસગમાં જવાય તો સારૂં. ને તેમ કરવાનો હું રાત દિવસ વિચાર કરૂં છું. કળી સરખા બળવાન શત્રુના પંજામાંથી બચવાને માટે હમેશાં ચિંતા રાખવી. કેમકે કળીની ઝાળમાંથી બચવાને માટે જે સત્વર ઉપાય નથી કરતાં તે વિનાકારણે બળી જઇ ખાખ થાય છે! ગફલતથી આપણો નાશ થાય છે એ ધ્યાનમાં રાખવું પણ હિંમત હારી જવી નહિ; કારણકે આપણામાં એક કહેવત છે કે "હિંમતે મરદાં તો મદદે ખુદા" હિંમત વિના કદી પણ હરી મળતા નથી. આ સંસારમાં બે ઘોડે કદી પણ

બેસાતું નથી તેમ કદી પણ બે કામ સાથે કરી શકાતાં નથી. એતો સેંથો કે ટાલ એમ વિચારીને કરી શકે તોજ સંસારમાં આવ્યાનું ખરૂં સાર્થક છે. એક મહાન પુરૂષે કહ્યું છે કે,—

"જતીપણું જાળવવું ને વેશાવાડે વસવું,
એ બે વાતું નહિ બને, કે લોટ ખાવો ને ભસવું;
ચિત્તકી વર્ત્તિ એક હે, સુઝે વહાં લગાઓ,
કાંતો હરી ભજી લ્યો, ને કાંતો વિષય કમાઓ."

આતો બને તેવું છે. કાંતો ભગવાન ભજો ને કાંતો વિષયનો વેપાર કરો! જેને ભગવાન ભજવા હોય તેને આ લોક સામી દૃષ્ટિ નહિ રાખતા ભગવાનમાં જ અતિશે પ્રેમ ઉત્પન્ન થાય એવી રીતે કરવું જોઇએ. એથી ઘણો લાભ થાય છે. અનંત જન્મના કલ્પનો વિનાશ થઇ માથે આવેલાં ચોરાસી યોનીનાં દુઃખ સહેજ વારમાં નિવૃત થઈ જાય છે. પણ કર્યા વિના કાંઇ થતું નથી. દુધપાક ને લાડુની વાતો કરવાથી ભુખનું દુઃખ જતું નથી. એ તો ભલેને સુકો રોટલાનો કટકો હોય પણ તેને ખાવાથી ભુખની શાન્તિ થાય છે તેમ એકલા જ્ઞાનની વાતો કરવાથી મોક્ષ મળી શકતો નથી પણ તનમનથી હંમેશાં હરી સેવામાં જોડાવાથી અમુલ્ય પદ તેની કૃપાથી સહેજવારમાં મળે છે. જગતમાં પંચ વિષયનું પરીબળ એટલું બધું છે કે તેમાંથી વૃત્તિને ખેંચી પ્રભુમા રાખવી એ બહુ જ કઠણ છે. કેમકે આ નશ્વર સંસાર ઉંટના બેસણાં જેવો છે તેમાં દુઃખ આવ્યા વિના કદી રહેતું જ નથી. જો એમ ન હોય તો ગોપીચંદ, તથા ભતૃહરી અને મોટા મોટા રાજા રાજ્ય મુકીને વનમાં શા માટે જાય? આપણને અત્યારે ઘેર બેઠાં ગંગાજીના દર્શન ને સ્નાન જેવું છે, કારણ કે સાંપ્રત સમયમાં તો સદ્ગુરૂ ઘેર આવી આપણને સન્માર્ગે ચાલવાનો બોધ આપી પ્રભુ ભજવાની રીતી બતાવે છે પણ આપણને વહેવારે એવા બાંધી લીધા છે કે તેમાંથી એક ક્ષણની પણ આત્મકલ્યાણ માટે

ફુરસદ નથી. તે વિષે એક શ્રીમાન વણિકનું દૃષ્ટાંત છે કે; એક વણિક રાત્રી દિવસ પોતાના ધંધામાં મશગુલ હતો. મરણ આવશે એની તેને બીલકુલ ખબર નહોતી તેમ આ દેહક્ષણ ભંગુર છે તે બીલકુલ જાણતો નહોતો. એક વખતે તેના દ્વારપર એક સદ્ગુરૂ સન્યાસી પધાર્યા તે વખતે તે વેપારની ધમાલમાં હતો એટલે પોતાના મુનીમને પ્રેમ વિના કહી દીધું કે " આ બાવાને ઘેર રોટલો ખવરાવ કારણ કે ખાધા વિના તે જશે નહિ " સંન્યાસી સમજ્યા કે તેને મારી કાંઇ કિંમત નથી પણ આપણે આપણો ધર્મ બજાવવો જોઇએ. સમુદ્રમાં કોઈ અજાણ્યો માણસ બુડતો હોય તો તેને તરતાં આવડતું હોય તેણે કાઢવો જોઇએ. સંન્યાસી મુંગે મોઢે વણિકને ઘેર ગયા. તો ત્યાં પણ તેની સ્ત્રી પણ તેવા જ ગુણવાળાં હતાં. તેઓ ભડભડી ઉઠયાં " આવા જોગટાઓને હંમેશ શું લાવો છો ?" સન્યાસી મનમાં સમજ્યા કે એ ઘર બગડતાં એકજ ઘર બગડયું છે ? આતો જેવા શેઠ તેવી શેઠાણી છે. મુંગે મોઢે જુવારનો રોટલો ને મરચાનું અથાણું વગર પ્રેમે તે સ્ત્રીએ પીરસ્યું તે જમી સન્યાસી શેઠની રજા લેવા પેઢી પર ગયા તો તે વખતે શેઠ મોટી પંચાત હોળી રહ્યા હતા. તેથી તે સંન્યાસીએ શેઠને એક તરફ બોલાવી કહ્યું; " આર્ય ! મેં તારા ઘરનું અનાજ ખાઇને આજ મારી ક્ષુધાને શાન્ત કરી છે માટે તેના બદલામાં મારે તેને બે બોલ કહેવા જોઇએ. " શેઠ તુરત બોલી ઉઠયોઃ–"તમારો ભિક્ષુક આ મોટું દુઃખ જરા મોઢું દીધું કે સગડ મેલો નહિ, મહારાજ અત્યારે એ " શિખામણ " સાંભળવા મને નિવૃત્તિ નથી. જુઓ પાંચ સાત ગ્રાહક નામા માટે આવ્યા છે. સન્યાસી કહે એમ તો નહિ બને જો અત્યારે ફુરસદ ન હોય તો બીજો ટાઇમ આપોઃ–"શેઠ બોલ્યો મહારાજ એક મહીના પછી પધારજો. હું તમારા બે બોલ સાંભળીશ" સંન્યાસીએ તુરત પોતાની ડાયરી કાઢી તારીખ નોંધી લીધી ને ચાલતા થયા. વણિક તો મનમાં આ ખોટી લપ વળગી છે એમ બોલી પોતાના

ધંધામાં જોડાઇ ગયો. બરોબર મહીનો થયો ત્યારે પેલો સન્યાસી શેઠને શિખામણ દેવા આવ્યા. શેઠે જેવો તેને જોયો કે તે ક્રોધાયમાન થઇ ગયા. સંન્યાસી આવી નમ્રપણે બોલ્યાઃ કેમ શેઠ સાહેબ આજ તો બે બોલ સાંભળશોને? શેઠે કહ્યું મહારાજ તમને તો લત લાગી છે આજ તો મને એક ઘડીની પણ ફુરસદ નથી, પાંચ દશ હુંડીઓ આવી છે. બંદરે મોટી રકમનો માલ ઉતર્યો છે, કેટલાક વછીયાત માલ લેવા મારી વાટ જોઇ બેઠા છે, ત્યાં હું તમારા બે બોલ કેવી રીતે સાંભળું ? હાલ તો બને તેવું નથી પણ ચાર માસ ચોમાસામાં પછી પધારશો અને નિવૃત્તિ હશે તો સાંભળશું. સંન્યાસીએ તુરત તારીખ બીજી વખતની પોતાની ડાયરીમાં નોંધી લીધી ને તુરત ચાલતા થયા. વાણિઓ કહેવા લાગ્યો કે જો જો ગુન્હેગારી. રોટલો ખવરાવ્યો તો મેલડીના પલ્લા જેવું થયું. આવા સાધડાઓને કાંઇ કામ લાગતું નથી. એમ બડબડી પોતાના ધંધામાં લાગી ગયો. દિવસને જાતાં વાર લાગતી નથી. ચાર મહિના સપાટાબંધ ચાલ્યા ગયા એટલે પેલો નિમેલી તારીખે શેઠ પાસે હાજર થયો તે વખતે શેઠના મોટા દીકરા અભેચંદનાં લગ્ન હોવાથી મોટી ધામધુમ લાગેલી હતી. સન્યાસીએ આવી શેઠને કહ્યું કેમ શેઠસાહેબ આજ તો ફુરસદ છેને ? શેઠે ગુસ્સે થઇને કહ્યું "હવે મારો સગડ છોડો તો સારૂં ?" આજે મારે ત્યાં લગ્ન છે. સાંજરે ન્નાતિભોજન છે તેથી અત્યારે મને જરાપણ ફુરસદ નથી વળી કોઇ વખતે નિવૃતિ હશે તો સાંભળીશું. તમે છ માસ પછી આવજો. સન્યાસી રાજી થઈ ચાલી નિકળ્યા ને ડાયરીમાં તારીખ નોંધી લીધી બરોબર છ માસ થયા એટલે રોટલાનો બદલો દેવા દયાળુ સન્યાસી શેઠ પાસે આવ્યો તે વખતે શેઠ મહા દીલગીરીમાં હતા કારણકે દીલ્હી, કલકત્તા ને કાનપુરની તેની પેઢીમાં દેવાળું નિકળેલું હતું તે વિચારમાં બેઠા હતા ત્યાં સન્યાસી આવી કહેવા લાગ્યા. કેમ શેઠસાહેબ ! હવે તો ફુરસદ છેને ? શેઠે કહ્યું મહારાજ આજે મહારી ત્રણ પેઢીમાં દેવાળું નિકળવાથી હું શોકસાગરમાં ડુબેલો

છું. અત્યારે મને વાત કરવાની ફુરસદ પણ નથી તો માફ કરો! સન્યાસી કહે ભલે બીજી તારીખ આપો. તેથી વણિક ક્રોધ કરી બોલ્યા છ મહિને આવજો! આવી રીતે ત્રીસ વખત સન્યાસીએ આંટા ખાધા પણ આ ભાઇને તેનો અમૂલ્ય બોધ શ્રવણ કરવાને સમય મળ્યોજ નહિ પછી એક વખત મહાવ્યાધીમાં ભાઇબંધ ઘેરાઇ ગયા ને પુમડે પાણી પીવા લાગ્યા તે વખતે સંન્યાસી તેના ખાટલા પાસે આવી કહેવા લાગ્યા "કેમ શેઠ સાહેબ! આજતો ફુરસદ છે ને! શેઠે હાથ જોડી દીન વાણીથી કહ્યું મહારાજ મારા ઉપર દયા કરો! હું તો હવે બે ઘડીનો મેમાન છું! ત્યારે સંન્યાસી કહે તારી દુકાનનું કામ કોણ કરશે! બંદરનો માલ કોણ ઉતારશે! હુંડી કોણ ભરશે! આથી શેઠને ઘણું લાગી આવ્યું ને પોતાની ભૂલોને માટે બે હાથ જોડી પશ્ચાતાપ કરવા લાગ્યો. હે મહારાજ! હું તો એક પાપી છું. જગતના ખોટા વહેવારમાં આંખ બંધ કરી આજ દિવસ સુધી મચ્યો હતો તેમાં મેં આત્મ સાધન કાંઇ પણ કરેલું નથી. મારી ભુલ મણમાં આદ પાંચ શેરી જેટલી છે મહારા ઉપર દયા કરો!! મેં આપનું ભારે અપમાન કરેલું છે. અભિમાનથી ને માયાના મદથી આપના બે બોલ સાંભળવાની પણ મને ખોટી જંજાળને લીધે તક ન મળી! અરે મારા જેવો કોણ નીચ! પાપી હશે!! દયાળુ મહારી ભુલ માફ કરી હવે શાન્તિથી બે બોલ સંભળાવો. હું અતિ પ્રેમથી આદરપૂર્વક સાંભળીશ. સંન્યાસી બોલ્યા! બચ્ચા! આ સંસારમાં આવીને જેને પ્રભુને જાણ્યા નથી તે પશુ બરોબર છે! અમારો તો ધર્મ છે કે પાપી જીવોને સદ્‌બુદ્ધિ આપી તેને સન્માર્ગે વાળવા જોઇએ. મેં તારા ઘરનો કટકો રોટલો પ્રેમ વિનાનો ખાધો છે તેના બદલામાં મારે તને બે બોલ સદ્‌જ્ઞાનના સંભળાવવા જોઇએ, તેના માટે મને તારા સદન પર ત્રીસ આંટા થયા છે પણ તને તે સાંભળવાની તક મળીજ નહિ. આજ તું અશક્ત થઇ મરણને શરણ થાય છે ત્યારે મારા બે બોલ સાંભળવા તને ફુરસદ મળે છે એ કેટલી મૂર્ખાઇ છે. અરે આ મનુષ્ય દેહનો એક ક્ષણનો પણ ભરોસો નથી. તેનાપર

જે વિશ્વાસ રાખી વિલાસી થાય છે તે અંતે મહા દુઃખી થાય છે માટે હંમેશાં સવારસાંજ એ જન્મ આપનાર મહાન પીતાનું સ્મરણ કરવાનું ધ્યાનમાં રાખી તારો વહેવાર ચલાવશે ને સંધ્યાકાળે દેવમંદિરમાં જવાનું નિયમ રાખશે એટલું કરવાથી તારા બે લોક સુધરશે. વણિક સન્યાસીની માફી માગી તે પ્રમાણે વર્તવાનું વચન આપ્યું. સન્યાસીએ તેને મહાન આશીર્વાદ આપ્યો તેના વડે તેનું આયુષ્ય વીશ વર્ષ વધી ગયું ને તે પ્રભુનો મહાન ભક્ત થયો. માટે આ દુઃખરૂપ સંસારમાં સત્પુરૂષનાં દર્શનથી કેટલું પુણ્ય થાય છે તે આ સાધારણ દૃષ્ટાંતથી જાણવામાં આવ્યું.

આપણું મન વશ થયું એટલે સર્વે સાધન મળી ચુકયાં. અત્યારે વનમાં જવાની જરૂર નથી એ તો વનમાં જાઓ કે મનમાં જાઓ તે બરાબર છે. એટલે વનમાં જવાથી જો મન વશ થયું નથી તો નકામું છે ને જો ઘરમાં બેસી મન વશ કર્યું તો વનમાં ગયા બરોબર જ છે. મનને મારી એક સ્થાનકે રહેવું વધારે ઉત્તમ છે અને એ જ મોટું તપ છે, કેમકે આ જીવ થોડીવાર ભજન કરીને વળી થોડીવાર આડીઅવળી નજર કરી સંસારી વાતો કરી આનંદ માને છે અને તેથી જ તેનું મન મોકળું રહે છે નહી તો મુઝાય છે. માટે મનને વશ કરી ભજી લેવા, તે વિષે સદગુરૂ સ્વામી બ્રહ્માનંદજીએ કહ્યું છે કે,–" વિના મન મુંડે મુંડ મુંડે કયા હોતા હે " ને વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેણે પોતાનું મન જીત્યું તેણે જગત જીત્યું સમજવું, એટલે જેણે જગતનો ત્યાગ કર્યો છે અને પોતાનું મન જીત્યું નથી તેને કાંઇ કર્યું જ નથી. બહાર તો ગમે તેટલી ઉપાધી હોય પણ મનમાં રંચ જેટલો સંસારી ઘાટ બહુ જ વિઘ્ન કરતા છે એમ મોટા પુરૂષો કહે છે તે સત્ય છે. મનમાંથી રાગદ્વેષ ટાળ્યા વિના ભક્તિનું સુખ આવતું નથી. આ જીવને તો આખા બ્રહ્માંડનું દ્રવ્ય મળે કે રાજ્ય મળે તોપણ તૃપ્ત થાય તેવો નથી. જુઓને પાતાળ સુધી પૃથ્વી ફાટી હોય તે કદી ભરાવાની

નથી; ને એમાં સુખ પણ નથી. જો સુખ હોય તો ચિત્રકેતુ રાજા ક્રોડ સ્ત્રીનો ત્યાગ કરી તથા પ્રીયવ્રત ને સ્વાયંભૂ મનુ આદિક મોટા રાજા શા માટે રાજ્યનો ત્યાગ કરે ને શા માટે વનમાં જાય? આ જીવ કરોડો રૂપિઆની સાહેબી ભેગી કરે પણ તેમાંથી દમડી સરખા તેની સાથે આવવાની નથી. એ તો હાલે હાથે આવ્યા છીએ ને હાલે હાથે જવાનું છે. તેમજ સાત માળની હવેલી કરાવીને કોઈ કહેશે કે હું મરૂં ત્યારે મને આ હવેલીના એક ખુણે દાટજો કે બાળજો પણ તેણે બંધાવેલી હવેલીના એક ખુણામાં તેના કહેવા પ્રમાણે તેના વારસો જગ્યા નહિ આપતાં તેને ભાગોળે શમશાન ભેગો કરી દે છે. તેની રાખ પણ ગામ ભણી ન આવે તેને માટે ચાંપતા ઉપાયો લે છે ને રાખને પણ ગામ ભણી આવવા દેતા નથી. જુઓ પુત્રોનો સ્નેહ!! ને જ્યાં ગધેડાં લોટતાં હશે ત્યાં તેને તેનાં સગાંવહાલાં ફુંકી દે છે ને પાછું કોટી કલ્પે પણ આ દેહના સગાં ભેગું થવાનું નથી તો પણ મૂર્ખો મારૂં મારૂં કરી અમથો કુટી મરે છે. એ તો ભોજા ભકતે કહ્યું છે કે "ફુંકી ફુંકીને બાળશે જેમ લોઢું ગાળે લુહાર" જુઓ સંબંધીઓનો સ્નેહ! માટે આ નશ્વર સંસારમાં અમથું કોના માટે કુટી મરવું? અરે તમે ગમે તેટલું ભેગું કરો પણ ફક્ત અચ્છેર અન્નની જરૂર છે, અને તે તો પરમાત્મા આપી રહ્યો છે. ગમે તેમ કરો પણ દાંત દીધા છે તે ચાવાણું પણ દેશે એ નિઃસંદેહ છે માટે પોતાનું શ્રેય કરી લેવા હંમેશાં તત્પર રહેવું, નહિ તો ગાંઠની મુડી પણ ગુમાઇ જશે ને લક્ષ ચોરાસીનું લગડું આપણા માથે આવી પડશે.જેણે મોક્ષ માર્ગ સાધ્યો તેણે સર્વ સાધ્યું છે, જેને બીજાં કામો પુરાં કર્યાને મોક્ષ અધુરો રહ્યો તેનાં બારે ઘુડયાં સમજવાં પણ કલ્યાણનો સાચો માર્ગ આત્મજ્ઞાન વિના સમજાતો નથી માટે સદ્દગુરૂનું સેવન કરી કલ્યાણનો માર્ગ પકડવો એ સુજ્ઞ મનુષ્યનું કામ છે.




## કાળનો ભરોસો નથી.

કાળનો ભરોસો નથી. તે અચાનક આવીને અરધી રાત્રે કે ખરા બપોરે ઘરમાંથી કે બહારથી જરૂર ઝાલી લેશે. આપણી ન્યાતના કે જાતના તથા સગાં કે બહારના, ઘરના કે ગામનાં ઘણાં જ આપણી નજર આગળ ફુંકી બાળેલાં છે તે જાણતાં છતાં આપણને ગફલત રહે છે એજ અજ્ઞાન છે. કાળ હમેશાં આવરદા ઓછી કરે છે, તે ઘડી કે દિવસ મહિનો કે વરસ જાય છે તે આપણને કાળના મુખ આગળ લેતું જાય છે માટે આળસ મોહ, અને પ્રમાદને અળગાં કરીને પોતાના આત્માને સ્થુળ, સુક્ષ્મ ને કારણ ત્રણ દેહ તથા જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા થકી પૃથક માનીને બ્રહ્મરૂપ થઇને ભગવાનની ભક્તિ કરી લેવી જોઇએ. તેથી આલોકનાં ખોટાં સુખ સર્વે તુચ્છ જેવાં થઇને રાગદ્વેષ સર્વે બળી જાય છે. આ સંસાર એક મુસાફર ખાના જેવો છે. રાત્રે જેમ મુસાફરો ભેગા થાય ને સવારે જુદા પડી જાય છે તેમ સંસ્કારે આપણે અહીં સર્વે ભેગા થયા છીએ પણ કાળવારે કે ક્ષણવારે પછી નક્કી આપણે વિયોગી થવાનું છે તેનું સ્મરણ હમેશાં રાખવું જોઇએ. તે વિષે મહાત્મા ઋષિરાજે નીચે પ્રમાણે પોતાના કાવ્યમાં કહ્યું છે.

### રાગ-લાવણી.

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક મોટી,
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા;
મોત બડા મરદાન મરદ જ્યાં, ધ્રુજી પડે ધારાળા. જ૦
વૈદ્ય બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કુટી;
પણ ખુટી તે તો જરૂર ખુટી, ખુટીની નહિ બુટી. જ૦
ભુંયરૂં ખોદો શિખો સરોદા, તત્વ વિચારો તાજા;

નહિ ભેદમાં દાહાડી રમો, પણ વળશે ઉંધાં વાજા. જી૦
જોપ જુઓ નિર્દોપ ભણીને, કોપ શુકનના કાદો;
જમ કિંકરનો અજબ ઝપાટો, ગજ બકરી દે ગાદો. જી૦
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો હુજે;
પકડે આવી મોત પલકમાં, જીવડલો શું ઝુંઝે. જી૦
રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો;
દરદ મરદ ને ગરદ કરી દે, મોત મરદ છે આખો. જી૦
ધર્મ કરો અધર્મને મેલી, ખાંતેથી લ્યો ખેલી;
ઋષિરાજ રઘુનાથ વિના, કોઈ નથી બરાબર બેલી. જી૦

## મહાત્માની ખોપરી.

એક દિવસ મહર્ષિ સબલી સાથીઓ સાથે વગડામાં ચાલ્યા જતા હતા ત્યાં તેમણે એક માણસની ખોપરી પડેલી જોઈ. તેના ઉપર "આલોક અને પરલોક ચુર્ણ કરનાર" એવા અક્ષરો વંચાતા હતા. આ જોઇને તેઓ એકદમ ઉંચે સ્વરે બોલી ઉઠ્યા કે "આ મસ્તક કોઇ મહર્ષીનું હોવું જોઇએ! તે વખતે એક માણસ બોલ્યો કે આપે કેમ જાણ્યું?"

મહર્ષિ—"આ મસ્તક મહર્ષિનું છે કારણ કે આ લોક અને પરલોકનો ચુરો કર્યા વિના ઇશ્વરના દરબારમાં જવાતું નથી એ સત્ય આ ખોપરી પ્રકાશિત કરે છે."

## શેઠ થઇને નોકરી કરજો.

એક વાર આફ્રીકાથી એક મોટો માણસ હિંદના કેટલાક યુવાનોને નોકરી માટે ત્યાં લઇ જવા માટે આવ્યો હતો તેણે એક હિંદી યુવાનને કહ્યું કે તમો આફ્રીકામાં નોકરી કરવા માટે ઉમેદ ધરાવો છો તો મારી તમોને એક સલાહ છે તે એ કે "તમે શેઠ થઇને નોકરી કરવાની ઇચ્છા ધરાવતા હો તો જ આફ્રિકામાં આવવાનું રાખશો." ત્યારે તેણે પૂછ્યું કે "શેઠ થઇને નોકરી કેવી રીતે કરવી?" ત્યારે તે મોટા માણસે કહ્યું કે "જેમ

શેઠને પોતાના કામની ચિંતા હોય છે ને તે ઓફીસ ટાઇમ થઇ ગયો હોય તો પણ પોતાના ઘરનું કામ ધારી પુરૂં કર્યા વિના ઉઠતો નથી તેવી રીતે તમે પણ પોતાનું ધારીને કામ કરશો અને ઘડીઆળ સામું નહિ જોતાં વખતે ટાઇમ થઈ ગયો હોય તો પણ પોતાના ઘરનું કામ ધારી પુરૂં કર્યા વિના ઉઠશો નહિ તોજ તમે વિજયવાન થશો." આજકાલના ઘણાખરા યુવાનો ઘડીઆળ સામું જોઈ ઉચક મને નોકરી કરે છે તેથી શેઠના કેટલીક વખતે અગત્યના કામો એવા નોકરોથી બગડે છે ને તેને મોટા જોખમમાં ઉતરવું પડે છે. આમ ન થવાને માટે ને શેઠ થઇ નોકરી કરવા માટે તમેને મારી નેક સલાહ છે.

## ચાર યુગના સંકલ્પો.

( સત્ય, ત્રેતા, દ્વાપર ને કળીયુગ )

સત્યયુગને વિષે મનુષ્યોના સંકલ્પ સત્ય થતા અને તે વખતે સર્વે બ્રાહ્મણ હતા અને કોઇ પણ મનુષ્ય પોતાના મનમાં સંકલ્પ ધારે તે સંકલ્પ દ્વારા પુત્રની ઉત્પતિ થતી. અને સૌને ઘેર કલ્પવૃક્ષો હતાં. તે વખતે લાખ લાખ વર્ષનું મનુષ્યોનું આયુષ્ય હતું. હજાર વર્ષનો મંદવાડ આવતો. પછી જ્યારે ત્રેતાયુગ બેઠો ત્યારે મનુષ્યના સંકલ્પો સત્ય રહ્યા નહિ. તે વખતે મનુષ્ય કલ્પવૃક્ષ નીચે જાય ત્યારે જ પોતાના સંકલ્પો સિદ્ધ થતા. તે વખતે સ્ત્રીનો સ્પર્શ કર્યા વિના પુત્રની ઉત્પતિ થતી ન હોતી. અને જ્યારે દ્વાપરયુગ બેઠો ત્યારે સ્ત્રીનો અંગસંગ કરે ત્યારે પુત્રની ઉત્પતિ થાય અને કળીયુગની તો વાત કહેવાની નથી. આજ કરોડો સંકલ્પ કરે તો એક પણ સિદ્ધ થાતા નથી કારણકે મનુષ્યમાં શ્રદ્ધા રહી નથી.

## ભગવાન ધારે તે કરે.

જ્યારે ભગવાને કૃષ્ણાવતાર ધાર્યો ત્યારે મહાપાપીણી જે પુતના તેણે ભગવાનને ઝેર આપ્યું તોપણ તેને શ્રીકૃષ્ણ ભગવાનને પોતાની માતા જશોદાજીની બરાબર ગતિ આપી અને બીજા પણ મહાપાપી

દૈત્ય હતા તે ભગવાનને મારવા આવ્યા હતા તેને પણ દયાએ કરીને શ્રીકૃષ્ણ ભગવાને પરમપદ આપ્યું પણ ભગવાન ધારે તે કરે તે માટે જ તેને પતીતપાવન ને અધમ ઓધારણ શાસ્ત્રમાં કહ્યા છે તે સત્ય છે

## એક વેશ્યાની યુકિત.

એક વેશ્યાએ એક વખત પાંચ પુરૂષોને દારૂ પાયો અને તેથી તે પાંચે જણા અચાનક મરણને શરણ થયા તેથી વેસ્યા મનમાં ગભરાઇ અને પોતાની દાસીને એક મજુરને બોલાવી લાવવા હુકમ કર્યો. તેજ ફળીઆમાં એક ફકીર ટેલ મારતો હતો તેને આ દાસીએ મજુર તરીકે બોલાવ્યો અને તે ગરીબ ફકીરને કહ્યું કે આ શબને પાસેની ઉજડ વાવમાં નાંખી આવો તો હું તમોને મજુરીનો એક રૂપિયો આપીશ. ફકીરે હાપાઢીને શબને ઉપાડી પોતે વાવમાં નાંખી આવ્યો ત્યાં તે લુચ્ચી વેસ્યાએ બારણા પાસે બીજું શબ ઉભું કરી દીધું. ફકીર જેવો ઘેર આવ્યો તે વખતે આ બીજું શબ જોઇ વિચારમાં પડયો. વેશ્યાએ કહ્યું, સાંય મહારાજ તમે નાંખીઆ પણ તે તો તમારા પહેલાંજ અમારા ઘરમા પાછું આવી ઊભું છે. ફકીર દીલનો ભોળો હતો તેથી કહ્યું, બાઈ! હવે હું બરોબર ધ્યાનથી નાંખી આવીશ કે પાછું આવેજ નહિ. જેવો શબ ઉપાડી ફકીર ચાલ્યો કે ત્રીજું શબ ઉભું કરી દીધું. ફકીર પાછો આવ્યો ત્યારે શબ બારણા પાસે ઉભેલું જોઇ કહેવા લાગ્યો અરે આ શું! હું બરોબર નાંખી આવ્યો છતાં આમ થાય છે કેમ! વેશ્યા કહે મહારાજ તે તો તમે જાણો, પણ એ શબ અમારૂં ઘર છોડતું નથી. ફકીર દયાળુ મનનો હતો તેથી ધીરજ આપી કહેવા લાગ્યો, બાઇ ફીકર કરો નહિ હવે હું બરોબર ચોકસી રાખી નાંખી આવીશ. એવી રીતે ચાર શબ તે લુચ્ચી બાઇએ નંખાવ્યા ને પાંચમું શબ જે વખતે ફકીર લઇને ચાલ્યો તે વખતે તે વેસ્યા કહેવા લાગી ફકીર બાવા! હવે બરોબર ધ્યાન રાખી અડધો કલાક ત્યાં બેસી પછી આવજો. ફકીર કહે કંઇ હરકત નહિ. હવે હું ભુલ ખાઉં તેમ નથી. ફકીરે શબને વાવમાં નાંખી થોડી વાર ત્યાં બેઠો તે વખતે

બરોબર ચાર વાગ્યાનો સમય હતો એટલે વાવમાંથી એક બ્રાહ્મણ હરહર કરતો બહાર નિકળ્યો. ફકીરે તુરત તેને પકડ્યો ને કહેવા લાગ્યો. તેં મને બહુ હેરાન કર્યો છે આજ તને પાછો ગામમાં નહિ જાવા દઉં એમ કહી તે બિચારા નિર્દોષ બ્રાહ્મણને ફકીરે ભોળપણે એ વેશ્યાની લુચ્ચાઇથી વાવમાં ધક્કો મારી મારી નાંખ્યો. ફકીર ઘેર આવી આ હકીકત પેલી વેસ્યાને કહી એટલે ફકીરને દગી રૂ. ૧) મજુરીનો આપી આ લુચ્ચી બાઇએ વિના પ્રયોજને ૭ જણના જીવ લીધા. જેઓ રાત્રી દિવસ પાપમાં રમે છે તેને અન્યના જીવની તેમજ પાપ પુન્યની પરવા હોતી નથી. આજ પણ મોટાં શહેરોમાં એવી વેસ્યાઓ ઘણાના પ્રાણ લેતી હશે, પણ તેને આખરે મહાન દયાળુ પિતાને જવાબ દેવો પડશે એમાં લેશ માત્ર ચાલશે નહિ.

## પૃથુરાજાનો ભક્તિ.

પૃથુરાજા ઉપર જ્યારે ભગવાન પ્રસન્ન થયા અને વર માગવાનું કહેતાં દશ હજાર કાન ભગવાનની કથા સાંભળવાને માટે માંગ્યા પણ બીજું કાંઇ માગ્યું નહિ. ધન્ય છે એવા ધર્મધૂરંધર ભક્તિવાન રાજાને ! ! !

## મનના સાથે જરૂર વેર બાંધવું.

કૌરવ ને પાંડવોને જ્યારે યુદ્ધ કરવાનો આરંભ થયો ત્યારે બંને જણાએ વિચાર કર્યો કે આપણે એવે ઠેકાણે યુદ્ધ કરવું કે યુદ્ધમાં જો કોઇ મરે તોપણ તેના જીવનું રૂડું થાય. એવું વિચારીને કુરુક્ષેત્રને વિષે યુદ્ધ કરવાનું નક્કી કર્યું. તેથી જીત્યા તેનું પણ સારૂં થયું અને એ સંગ્રામમાં મરાયા તેને પણ દેવલોકની પ્રાપ્તિ થઇ ને રાજ્ય થકી પણ અધિક સુખને પામ્યા. તેમ જે પોતાના મન સાથે લડાઇ આદરે અને જો પોતાનું મન જીતાય તો તે બ્રહ્મરૂપ થઇ જાય છે ને કદાપિ હારે તો યોગભ્રષ્ટ થાય છે પણ મન સાથે વેર બાંધવાથી એ રીતે કલ્યાણ થાય તેમ છે એ નિર્વિવાદ છે.




## મરણરૂપી શત્રુ ઉપર કોઇનું બળ ચાલતું નથી.

હુસેન કરીને એક ઝવેરી હતો તે મણિમાણિક્યનો વેપાર કરતો હતો તેથી લોકોએ તેનું નામ "રત્ન વેપારી હુસેન" પાડયું હતું. એક દહાડો વેપાર નિમિત્તે તે રોમ શહેરમાં ગયો ને ત્યાંના મંત્રીને મળ્યો મંત્રી સાથે તેને સારી ઓળખાણ હતી. મંત્રીના આગ્રહથી એક દહાડો ઘોડે બેસીને તે તેની સાથે નગરથી થોડે દુર આવેલા જંગલમાં ગયા ત્યાં જઇને જોયું તો એક મણિ મુક્તાની ઝાલરવાળો વિશાળ રેશમી વસ્ત્રનો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો ત્યાં સુસજ્જિત લશ્કરની હારો ઉભી હતી અને તે લશ્કર સહિત લશ્કરી અમલદાર એ મંડપની પ્રદક્ષિણા કરતો હતો. પ્રદક્ષિણા પુરી કર્યા પછી તે રોમન ભાષામાં કાંઇ બોલીને ચાલ્યો ગયો. ત્યાર પછી સ્વચ્છ કડકડતાં વસ્ત્રો પહેરેલા કેટલાક વૃદ્ધો મોટી સંખ્યામાં આવ્યા અને તેમણે પણ તેમજ કર્યું પછી ચારસો પંડિતો આવ્યા તેઓ પણ તંબુની પ્રદક્ષિણા કરીને કાંઇ બોલ્યા. પછી લગભગ બસો રૂપલાવણ્યવતી સ્ત્રીઓ હાથમાં મણિ મુક્તા ભરેલા સુવર્ણના થાળ લઇને ત્યાં આવી અને તંબુની પ્રદક્ષિણા કરી કાંઇક બોલીને ચાલી ગઇ. છેલ્લે ત્યાંના સમ્રાટે આ પ્રધાનની સાથે તંબુમાં પ્રવેશ કર્યો અને થોડીવાર પછી તંબુની બહાર ચાલ્યા ગયા.

હુસેન આ દૃશ્ય જોઈ બહુજ આશ્ચર્ય પામ્યો પણ આ બનાવનો મર્મ તે કાંઇ સમજી શક્યો નહિ. સમય મળતાં તેણે પેલા મંત્રીને આ વાત પૂછી, ત્યારે તેણે કહ્યું કે "મ્હારા આ સમ્રાટને મહા રૂપવાન તથા ગુણવાન એક પુત્ર હતો. તેના ઉપર તેમનો બહુ જ પ્રેમ હતો. અકસ્માત્ એ રાજકુમારનું મૃત્યું થયું છે અને સમ્રાટને શોક સાગરમાં નાંખેલા છે. આ તંબુની અંદર તેની કબર

છે. દર વર્ષે મરણની તિથીએ રાજા પોતાના સૈન્ય અને કુટુંબીજનો સાથે અહીં આવે છે અને આ ક્રિયા થાય છે. તમે સૌ પહેલાં સૈન્ય સહિત સૈનિકોના અમલદારને તંબુની પ્રદક્ષિણા કરતાં અને કાંઈ બોલતાં જોયો હતો તેનો સાર એ હતો કે 'હે રાજકુમાર! જો મ્હારા અને મ્હારા લશ્કરોના બાહુમાં બળ હોત તો અમે બધાએ પ્રાણ આપીને તમને પાછા મેળવ્યા હોત; પણ તમને જે મરણરૂપી શત્રુ ઉઠાવી ગયો છે તેના ઉપર અમારૂં કાંઇ પણ બળ ચાલે તેમ નથી. જો ચાલે તેમ હોત તો તમને મોતના હાથમાં કદી પણ જવા દેત નહિ અને ગયા હોત તો પણ સંગ્રામ કરી પાછા લાવત; પણ અફસોસની વાત છે કે, તેના આગળ અમે નિરૂપાય છીએ. ત્યાર પછી પેલા વૃદ્ધોએ આવીને કહ્યું હતું કે, 'હે નૃપનંદન! જો અમે શોક પ્રદર્શિત કરવાથી કે આશિર્વાદના બળથી તમારા જીવનની રક્ષા કરવાને શક્તિમાન હોત તો તેમ કરવાનું અમે કદી ચુકત નહિ.' ત્યાર પછી વિદ્વાન મંડળીએ આવીને કહ્યું હતું કે 'હે રાજતનય! જ્ઞાનથી, વિજ્ઞાનથી કે પાંડિત્ય બળથી પણ આ દુઃખ દુર કરી શકાતું હોત તો અવશ્ય અમે તેમ કરત; પણ મૃત્યુ પાસે લાચાર છીએ.' પછી રત્ન ભરેલા થાળો હાથમાં લઇને આવેલી પેલી સુંદર સ્ત્રીઓ પ્રદક્ષિણા કર્યા પછી બોલી હતી કે, 'હે અન્નદાતા! જો ધન સંપત્તિના અથવા રૂપ લાવણ્યના બળથી તમને પાછા મેળવી શકાના હોત, તો તમારે માટે આ તમામનો અમે હોમ કરત; પરન્તુ જન્મ અને મરણની ઘટમાળ ચલાવવા વાળી જે શક્તિ છે તેના આગળ સમગ્ર સંપત્તિ અને રૂપ યૌવન કાંઇજ વિસાતમાં નથી.' છેલ્લે સમ્રાટ પંડે જઇને બોલ્યા કે, 'હે પ્રાણપ્રિય પુત્ર! તારા પિતાના હાથમાં હવે શી શક્તિ છે? હું તારે માટે વિશાળ સૈન્ય લાવ્યો, અનેક વિદ્વાનો ને વૃદ્ધ પુરૂષોને લાવ્યો, સંપત્તિ સહિત નવયૌવન સંપન્ન સ્ત્રીઓ લાવ્યો અને પ્રધાન સહિત હું પોતે પણ આવ્યો, જો એ સૈન્ય બળથી, પાંડિત્યથી, ધનસંપત્તિથી અને સૌંદર્યબળથી આ વિપત્તિ દૂર કરી શકાતી હોત

તો એ સર્વનું બળ એકત્ર કરીને દૂર કરવા પ્રયત્ન કરત; પરન્તુ આ જે ઘટના બની છે, તેને મિથ્યા કરવાને તરો પિતા તો શું પણ સમગ્ર જગતના સત્તા-સામર્થ્ય સંપન્ન અસંખ્ય હાથો મળીને પણ એના આગળ અત્યંત તુચ્છ છે., એટલું કહી રાજા પણ બહાર ચાલ્યા આવ્યા છે. દર વર્ષે તેની મરણ તિથિએ અહિં આ પ્રકારે ક્રિયા થાય છે.

મંત્રીની આ વાતોથી હુસેનના અંતરમાં તો કાંઇ ઓર જ પ્રકારનો વૈરાગ્ય અને પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો, તેનું અંતર અત્યંત અસ્થિર થઇ ગયું. આથી તે પોતાનું વ્યાપાર કાર્ય જ્યાંનું ત્યાં પડ્યું મુકીને ઉદાસ ભાવે પાછો બસરામાં આવ્યો તેના અંતરમાં વિષય વૈરાગ્યનો અને પશ્ચાત્તાપનો જે પ્રચંડ પાવક સળગવા લાગ્યો તેથી તેણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી મારા અંતરમાં કામક્રોધાદિક પાપી વિકારોનું અસ્તિત્વ છે, ત્યાંસુધી આ સંસારમાં કદિ હાસ્ય-વિનોદ કે મોજશોખ કરીશ નહિ. ત્યારથી તેને પોતાના મનને પ્રભુની ભક્તિમાં અને ધ્યાન-સ્મરણમાં એટલું તો તલ્લીન કરી દીધું. તે સમયે એવી પ્રબળ સાધના બીજાથી બનવી દુર્લભ હતી તે પોતાના મનમાં સમજવા લાગ્યા કે મરણ કોઇ વખતે આવી પડશે તો તેના માટે આગળથી સાવચેત બની રહેવું જોઇએ કારણ કે તે કોઈપણ રીતે પાછું હઠે તેમ નથી. એક દિવસે વહેલું મોડું છે છે ને છે.

## નઠારામાં નઠારૂં દુર્ભાગ્ય શું!

એકવાર એક મહાત્માને કોઇ તેના એક શિષ્યે પૂછ્યું કે "નઠારામાં નઠારૂં દુર્ભાગ્ય શું?" તેમણે કહ્યું કે "હૃદયનું મૃત્યું" એ મોટામાં મોટું દુર્ભાગ્ય સમજવું." મેં પુનઃ પૂછ્યું કે "હૃદયનું મૃત્યુ શી રીતે થાય?" તેમણે કહ્યું કે "મનની સંસારમાં આસક્તિ થવી એ હૃદયનું મૃત્યુ છે."

## સર્વે પુનઃ મળે પણ લાજ ગઈ પાછી આવે નહિ.

અન ધન ગયે મળે અન ધન, વસ્ત્ર ગયે વસ્ત્ર મળે;
ગયે ભુવન મળે ભુવન, દિન ગયે દિન મળે.

રાજ ગયે આવી મળે રાજ, સાજ સમાજ સહી;
પણ ગઇ મળે નહિ લાજ, કહેવાની હતી તે કહી.
લાજ ખોઇને કરવું કાજ, એ તો અકાજ ખરૂં;
ભલે મળે ત્રિલોકનું રાજ્ય ધોળ્યું પરહરો પરૂં;
એવી બદલામી જેને શીપ. ટળે નહિ કોઈ પળે,
કહે નિષ્કુળાનંદ વસા વીસ લખાય છે તે કાગળે.



## અખંડ સુખશાન્તિ મેળવવાનો ઉપાય.

અપકાર ઉપર ઉપકાર કરવા, અવગુણ ઉપર ગુણ કરવા, ક્રોધને શાન્તિથી વશ કરવો, કડવું બોલનારને મીઠાશથી વશ કરવો, વેરી તરફ ક્ષમા બતાવવી ને દુઃખ દેનારને પણ ધન્યવાદ આપતાં શીખવો તેથી અખંડ સુખ શાન્તિ રહે છે.

## ટોપીનો વેપારી.

એક ટોપીનો વેપારી ડબ્બાઓમાં ટોપીઓ ભરી મથુરાં નગરીમાં વેચવા ગયો. યમુના નદીના તટ ઉપર નિચે વિશ્રામ લેવા બેઠો ત્યાં ટોપીના ડબ્બાની ગાંસડી મૂકી તે છોડી ગણી જોયાં તે પોતે લાવેલા નંગ થઈ રહ્યા તે જોઇને જરા આડો પડયો (સુતો). શ્રમિત થયેલો હોવાથી એક ગાંઠ બાંધવી રહેવા દીધી અને નિદ્રા આવી ગઇ. ત્યાં વાનરોનું ટોળું આવી પહોંચ્યું. એક વાનરે ઉતરી આવી એક ડબો લઇ ઝાડ ઉપર ચડી ગયો. તે જોઈ બીજા વાનરો એક પછી એક ઉતરી આવી એક એક ડબો લઇ ઝાડ ઉપર ચડી ગયા પેલો પ્રથમ વાનર પેલા ડબાને આમ તેમ તપાસી ઉથલાવી જુએ છે. ઢાંકણું ખુલતાં ટોપી દેખે છે તે કાઢી હાથમાં લઇ તપાસી નીચે

નાખી દેતા ગયા. ડબ્બાનો જમીનપર ઢગ થયો. મૂળ વાનરે હાથમાંની ટોપી માથે પહેરી દઇ આમતેમ જોઇ કીકીયારી કરી રહ્યાં છે તે જોઇ બધા વાનરોએ પોતપોતાની પાસેની ટોપી માથે પહેરી દીધી અને બેઠા છે. માલીક જાગી ઉઠયો. જુએ છે તો બધી ટોપી ઉપડી ગઈ છે. ડબ્બા વેરણ ખેરણ પડયા છે. તે જોતાં બહુ જ ગુસ્સામાં આવી ગયો અને ક્રોધાવેશમાં ઉઠી બેઠો થયો. લાવેલો તેમાંની જ જાતની ટોપી પોતે પણ પહેરી લીધી. વાનરો તરફ જોઇ રહ્યો છે અને બધી ટોપી ઉઠાવી ગયા તેથી ક્રોધથી ભરાઈ જઇ ચીઢવાઇને પોતાના માથા ઉપરની ટોપી કાઢી જમીનપર પછાડી (નાખી દીધી) તે જોતાં જ પેલા વાનરોએ પણ માથે ચડાવેલી ટોપી એકદમ પટોપટ જમીનપર નાંખી, તે જોઇ પેલાને હિંમત અને ધીરજ આવી. પછી ઉઠીને છેટે દોડવા મંડયો તે જોઇ વાનરો પણ કુદકા મારવા, માંડયા ને બધા વાનરો વેરાયા એટલે તે વેપારી સર્વે ટોપીને ભેગી કરી ડબામાં મુકી ચાલતો થયો.

## ખાડો ખોદે તે પડે (બુરાઇનું ફળ બુરૂં.)

બે મિત્રો એક વખતે યાત્રાએ ગયા. આવતી વખતે એક પર્વત પર મુકામ કર્યો. ખીચડી બનાવી એક પાત્રમાં ખાવા બેઠા. ચાલાકે પેલા બીજા ભલાને વાતમાં નાખી પોતે ચપાચપ બધી ખીચડી ખાઇ ગયો, તે જોઈ ભલાએ કહ્યું કે, આપણે બે સાથે રહ્યા અને તું આવું કરે છે તે શું સારૂં કે? એ સાંભળી તે ચાલાકે તો ભલાની બે આંખ ફોડી નાંખી દઈ આંધળો કરી પર્વતપરથી ગબડાવી મુકયો. નિચે મોટ પથ્થર હતો તે પર પડતાં હાથ પગ ભાંગી ગયા. ચાલાક તે ભલાનો સામાન પણ લઇને ચાલ્યો ગયો. રાત પડી. ભલો પડ્યો છે ત્યાં વૃક્ષો હતાં તે ઉપર બે હંસ આવીને બેઠા. એક હંસ બીજાને કહે છે કે, આ બિચારા નિરપરાધીને એના સોબતીએ બહુ દુઃખી કરી નાખી દીધો છે. પણ જો મારી અઘાર લઇને એની આંખે લગાડે તો દેખતો થાય; અને દીલે ચોપડે તો દીવ્ય કાયા થઇ જશે. પેલા

ભલાએ વાત સાંભળી. હંસે અધાર કરી તે જેમ તેમ ઘસડાઇને લઇ આંખે ચોપડતાં દેખતો થયો. પછી પાણીનો ઝરો નજીક હતો તેમાંથી પાણી લઇ હાથમાં કાલવીને હાથે પગે લીધી અને દીલે લગાડતાં દીવ્ય શરીર બન્યું. પ્રસન્ન થયો અને ઉડીને ચાલ્યો જાય છે. તે એક મહા-નગરમાં જતાં લોકો તેને દેવ જાણીને ટોળેટોળાં મળી પૂજા કરે છે, રાજાને ખબર થતાં બોલાવી મંગાવ્યો, તેનું દીવ્ય તનું જોઇ રાજા વિચારે છે કે આવો દેવ જો મારા રાજ્યમાં હોય તો મને બહુ માન છે, તેથી પૂછ્યું કે અહી રહેશો ? હા કહેવાથી રાજાએ તેને પોતાના હજુરી તરીકે રાખી મોટો પગાર દેવા માંડયો. બેચાર મહીને પેલો લુચ્ચો મિત્ર તેને મળતાં તેનું સુખ જોઇ પુછવા લાગ્યો કે હે ભાઇ તને આવુ સુખ શાથી થયું તેનો જવાબ નહિ આપવાથી તે તે વિચાર કરવા લાગ્યો કે પેલા પર્વતપરથી પડવાથી આવું સુખ પ્રાપ્ત થાય છે. તેથી પોતે પર્વતપર ગયો ને આંખ ફોડી પર્વત નિચે પડી વિના કારણે મરી ગયો. માટે જે ખાડો ખોદે તેજ પડે ! હમેશાં બુરાઇનું ફળ બુરૂં જ આવે છે એ નિર્વિવાદ છે.

## સુખ અને આનંદના ભંડારો.

ઘુંટડે ઘુંટડે આનંદ પીવાય તો પી લ્યો પ્યારા,
અંતરમાં છે અખુટ આનંદ છતાં રહો છો શીદ ન્યારા;
બાહ્ય જગતના સુખ નહિ સાચાં અંતરમાં પેસો પ્યારા,
ભર્યા સુખના ભંડારો ત્યાં શીદ બનો છો દુખીયારા.
શીદને ફોગટ ફરી રહ્યા છો કુંભાર ઘેર હીરા લેવા,
સ્થાન હીરાનું અંતર કેવળ બહાર ફરે મુરખ જેવા;
બનો પરિક્ષક એ હીરાના. નહિ તો સપડાશો કાચે,
બહાર છોડી અંતરમાં પેસો, આનંદ આવે છે સાચે.

## બ્રાહ્મણ અને રાજા.

એક બ્રાહ્મણ બહુજ ગરીબ હતો પણ વિદ્વાન ભારી હતો. તે રાજાની પાસે જઇ હમેશાં કથા કરવાની માંગણી કર્યા કરતો

હતો. એક વખતે રાજાએ આજ્ઞા આપવાથી તે બ્રાહ્મણે રાજા પાસે ધનની લાલચથી કથા કરવી શરૂ કરી. રાજા હંમેશાં કથા સાંભળે. કથામાં મોટા ઋષિ વાલ્મિક, વિશ્વામિત્ર, વસિષ્ટ વિગેરેનું વર્ણન આવ્યું તે સાંભળીને રાજા બોલ્યો કે તમો બ્રાહ્મણો આજે તેવા કેમ નથી આજે તમે આટલી બધી ખુશામત કરતા કેમ થઇ ગયા છો તે વખતે તો તમે કોઇ પાસે કશું માગતા ન હોતા. ને મોટા રાજાઓ જેવા તમારાં ચરણમાં નમતા. બ્રાહ્મણે મનમાં વિચાર્યું કે રાજાને જવાબ તો બરોબર દેવો. ભલે તે મને ક્રોધે ભરાઇ કાંઇ પણ ન આપે તો ભલે પણ ખરી હકીકત કહેવી તો ખરી. એમ વિચાર કરી બોલ્યો કે હે રાજન! કાલે ભીષ્મ, અરજુન, ભીમ, ધર્મ, પ્રથુ, માન્ધાતા, પ્રિયવત, વગેરે ક્ષત્રી રાજાનું વર્ણન કથામાં થયું. તેમાં પ્રિયવત રાજાએ રથના પૈડાંથી સાત સમુદ્રો કરેલા, અર્જુને સમર્થ મહાદેવ સાથે યુદ્ધ કરી તેમને પ્રસન્ન કર્યા હતા. ભીષ્મે પરશુરામ જેવાને સત્તાવીશ દિવસ યુદ્ધ કરી તેને થકવેલ, ધર્મ, ભીમ. અભિમન્યુ વગેરે વિષે પણ તમે સાંભળ્યું છે તે બધા ક્ષત્રીઓ જ હતા તેવા ક્ષત્રી તમે પોતે આજ (હાલ) કેમ નથી? તે સમયમાં-તે કાળે જો ક્ષત્રીઓ તેવા સમર્થ પૃથ્વી પાલક હતા તો ત્યારે બ્રાહ્મણો પણ તેવા અભય પ્રાપ્ત રહી તપ સંયમાદિદ્વારા તેનું બળ મેળવી મહા ભાગ્યશાળી હતા. આજે તમે તેવા નથી તો અમે પણ તેવા નથી. અર્થાત હમો બ્રાહ્મણ તેવા નથી તો તમે ક્ષત્રી પણ તેવા ક્યાં છો? રાજા તુરત ચુપ થઇ ગયો ને ખુશ થઇ તે બ્રાહ્મણને સારી દક્ષિણા આપી તેને રાજી કર્યો.




## બરફી માટે બિલાડી થવું પડયું.

એક બરફીવાળાએ નમુનેદાર સુંદર બરફી એક થાળીમાં ભરી ઘરના એક ઓરડામાં પેટીમાં મુકી દીધી. તે એક સીપાઇએ જોયું અને તેને તે બરફી ખાવાનું મન થવાથી રાત્રે લાગ જોઈ ચોરી કરવા તે ઓરડામાં ભરાયો. ત્યાં પેટી ખોલતાં અવાજ થયો તે જાણી માલીકે, હડ, હડ, કીધું અને બોલતો રહ્યો કે બીલાડી ભરાઇ. ધીમે ધીમે ખસતો ખસતો જઈ ઓરડાને બારણે સાંકળ ચડાવી દઈ સુઇ ગયો. ચોર સીપાઇ ગોંધાઇ ગયો. તેણે વિચાર્યું કે, બીલાડી જાણી બંધ કીધું, પણ હવે બીલાડી બોલાવું તો બહાર કાઢી મુકવા પાછી સાંકળ ઉઘાડશે કે તુરત નીકળી જઇશ, એમ વિચારી અંદરથી મીઆઉં મીઆઉં એવું બીલાડી બોલે તેમ બોલવા માંડ્યું. તે સાંભળી ઘર ધણી કહે છે કે તું બીલાડી છે કે નહિ તેની ખાતરી દશવીસ મનુષ્યની રજુ આતે સવારે થશે. સીપાઇ મનમાં સમજવા લાગ્યો કે હવે આમાંથી આબરૂ ગયા વિના છુટી શકીએ તેમ નથી. સવારે બરફીવાળાએ પોલીસ કમીશનર સાહેબને તેડાવી તેની સમક્ષ બારણું ખોલાવી તેને પકડાવી દીધો. હમેશાં ચોરને ભય હોય છે કાંઈ જ્ઞાનીને હોતો નથી.

## અમો આવતી કાલની ફીકર રાખતા નથી.

એક નાના ગામના એક જંગલમાં નિષ્કામીવ્રતવાળા મહાન પવિત્ર સાધુ આવીને રહ્યા હતા. તેઓ કોઈ પાસે કોઇ દિવસ કાંઇ પણ માગતા નહોતા અને પ્રભુ ઇચ્છાથી જે કાંઈ આવી મળે તેટલાથી હમેશાં સંતોષ માનનારા હતા. તે ગામમાં એક મોટો શ્રીમાન રહેતો હતો તેને ઘેરથી એક દિવસ તેની સ્ત્રી દર્શન કરવા

માટે આવતાં સાધુની પવિત્ર વૃતિ જોઈ પોતાને ઘેરથી સીધું મોકલવાની તેની ઈચ્છા થઇ તેથી પોતાના સ્વામીને કહેવા લાગી કે આપણા ગામની સીમમાં પવિત્ર દર્શન લાયક સાધુએ પધારેલા છે તેને તમે કાલે સીધું આપી આવજો. શેઠ લોભી હતો તેથી પ્રથમ તો તેણે ના પાડી. પણ ધીરે ધીરે કાચા સીધાનું કબુલ કર્યું પણ સ્ત્રીની હઠથી પોતે કાયર થતાં પાકું સીધું દેવાને માટે કબુલ થયો. સવારના પહોરમાં તે શ્રીમાન્ નોકર પાસે પાકું સીધું ઉપડાવીને આશ્રમમાં સાધુ પાસે ગયો ને ત્યાં જઈ "હું આ સીધું મ્હારી સ્ત્રીના કહેવાથી લાવ્યો છું" એમ કહ્યું. સાધુઓએ કહ્યું કે આજ તો એક શ્રીમાનની લાહુની રસોઇ છે માટે અમો સીધાને શું કરીએ? શ્રીમાને કહ્યું કે "કાલે કામમાં આવશે" ત્યારે સાધુ કહે 'અમો સાધુ થઇને કાલની ફીકર રાખતા નથી" માટે કાલનું સીધું આજે અમો લઈશું નહિ. શાહુકાર મનમાં સમજી ગયો કે અહો! કેવા સંતોષવૃત્તિવાળા સાધુ છે! મારા ઘરમાં લાખો રૂપિઆની દોલત છતાં હું તો ભવિષ્યના ખોટા વિચારો હમેશાં કરે જ જાઉં છું. અરે! મહારા જેવો કોણ મૂર્ખ છે? સીધું લઇ પોતે ઘેર આવ્યો પણ તે દિવસથી પવિત્ર સાધુના થોડાક શબ્દોથી તેની રહેણીકરણીમાં બેહદ સુધારો થયો અને તેને પણ વખત જતાં સમજાયું કે "આવતી કાલની ફીકર રાખવી એ જ મનુષ્યની મૂર્ખાઇ છે. એ તો પ્રભુ ઇચ્છા પ્રમાણે બનતું આવે છે.

## નિયત પદ્ધતિ જીવનમાં કેવી હોવી જોઇએ?

ગ્રીસમાં એક સીપાઈ જેણે લશ્કરમાં નોકરી કરી વૃદ્ધાવસ્થાએ પેન્શન મેળવ્યું હતું તે એક વખત બજારમાં ઘી લેવાને ગયો. ઘી લઇને આવતો હતો અને રસ્તામાં તેને કાંઈ હુલ્લડ જેવું લાગ્યું. પોલીસો આવી પહોંચ્યા અને તેના વડાએ પોલીસોને મોટા અવાજે "એટેનશન" કરીને હુકમ આપ્યો. પોલીસો હથીયારબંધ પેલા દોડયા આવતા ટોળાની સામે પહાડની જેમ નિશ્ચલતાથી ઉભા રહ્યા.

હવે ઘી લઈ આવતા પેલા પેન્સનર સીપાઇના સાંભળવામાં પેલા "એટેન્શન" ના શબ્દો આવ્યા અને તેથી તેણે નોકરી છોડયાને તો ઘણાં વર્ષો થયાં છતાં પૂર્વ સંસ્કાર જાગૃત થયા અને શબ્દો સાંભળ્યા તે જ જગ્યાએ તે સ્થિર થઇને ઉભો. હાથમાંની ઘીની તામડી પડી ગઇ તેની તેને દરકાર ન હતી. તે તો નિર્ભય રીતે ત્યાંજ ઉભો હતો. થોડા વખત પછી હુલ્લડખોરોનું ટોળું વીખરાઇ ગયું. પણ પેલો સીપાઇ તો ત્યાંજ ઉભો હતો. રાજમાર્ગ હોવાથી જનાર આવનારાએ પૂછ્યું તો કહ્યું કે મને એટેન્શનનો હુકમ મળ્યો છે એટલે મારાથી ખસાય નહિ. આ વાતની ખબર તે હુકમ આપનારને પડી ત્યારે તેણે ત્યાં આવીને એ સીપાઈને ઘેર જવાનું કહ્યું ત્યારે જ તે ત્યાંથી ખસ્યો.

આ નિયમ પ્રમાણે જેમ સીપાઈને શબ્દ સાંભળતાં પૂર્વ સંસ્કાર જાગ્યા તેમ ભક્તિના સંસ્કારો આપણા જીવનમાં જાગે ત્યારે ખરી ભક્તિ આપણે સાધી છે એમ કહી શકાય.

## ગોપીચંદને ભર્તૃહરીનો આશિર્વાદ.

ગોપીચંદ ને ભર્તૃહરી એ મામા ભાણેજ થતા હતા. તેઓને વૈરાગ્ય થતાં મોટાં રાજ્યનો ત્યાગ કરી જંગલવાસી જોગી થયા હતા. એક વખતે એક કુંભારને ત્યાં બંને જણા યોગવિદ્યા સાધવાને માટે રહ્યા હતા. એ કુંભાર બહુ જ ભાવિક ને ભક્તિવાળો હતો તે હંમેશાં બંને યોગીઓને જવની એકેક રોટલી ખાવા આપતો. એક વર્ષ થઇ ગયા પછી કુંભારની સ્ત્રીના મનમાં એમ આવ્યું કે આ બાવા તો લાગલા પડયા છે તે જતા નથી તેથી તેણે અરધી અરધી રોટલી દેવી શરૂ કરી તે ખાઈને પણ તેઓ સંતોષ માનવા લાગ્યા. કારણ કે યોગ સાધના અધુરી હતી. જ્યારે યોગ સાધના પુરી થઇ રહી ત્યારે કુંભારને આશિર્વાદ દઈ તેઓ ચાલતા થયા. તે આશિર્વાદથી પ્રભાતે એવું થયું કે કુંભાર જેવો પોતે ઇટની ભઠ્ઠી જોવા જાય છે તેવી અડધી ઇટ સોનાની ને અડધી ગારાની તેના જોવામાં

આવતાં કુંભાર પોતાના મનમાં અત્યંત રાજી થવા લાગ્યો અને પોતાની સ્ત્રીને આ વાત કહેતાં સ્ત્રી પણ આશ્ચર્ય પામવાની સાથે અત્યંત રાજી થઇ. પછી પોતે જ્યાં એ મહાત્મા રહેતા હતા ત્યાંથી એક લેખ મળ્યો તેમાં લખેલું હતું કે તેં અમારી દશ મહિના પૂર્ણ શ્રદ્ધાથી સેવા કરી તેનું ફળ આ તને મળ્યું છે. દશ મહિના પછી તારી સ્ત્રીના મનમાં કંટાળો આવતાં મનમાં દુઃખી થવા લાગી તેના કારણે અડધી સોનાની ને અડધી ગારાની રહી છે. જો પ્રેમ પ્રથમના જેવો જ રહ્યો હોત તો આખી ઈંટ સુવર્ણની થઈ જાત! સ્ત્રી પોતાની ભુલ કબુલ કરી પશ્ચાતાપ કરવા લાગી. મહાત્મા પુરૂષોના આશિર્વાદથી શું નથી બનતું? બધું જ બને છે.

## ભગવત્ કૃપા.

૧. ભગવત્ કૃપા મનુષ્યને ત્રિલોકીનો સ્વામી બનાવે છે.

૨. વિશ્વપતિની કૃપા મનુષ્યને દૈવી સંપત્તિનો ભોક્તા કરે છે.

૩. ઇશ્વરની કૃપા મનુષ્યને અજર–અમર કરે છે.

૪. પ્રભુની કૃપા ભવોભવની સાક્ષી છે.

૫. હરિની કૃપા ચારે આશ્રમની સિદ્ધિ કરાવનારી છે.

૬. વિશ્વાધિશની કૃપા ભવાટવીનો પાર લાવે છે.

૭. જગદિશની કૃપા વિશ્વના અદ્ભુત તંત્રનું ભાન કરાવે છે.

૮. અંતર્યામિની કૃપા અવિનાશી છે.

૯. વિશ્વ રક્ષકની કૃપા તમને વિશ્વથી પાર ઉતારનારી છે.

૧૦. પરમેશ્વર જયારે ભક્ત ઉપર રીઝે છે ત્યારે પોતાનું પરમપદ આપી દે છે.





## ફુલછાબ બારમી.

### સતી સુકન્યાની પતિભકિત.

ભલે રોગી અભોગી હો, અગર ધન હીણુ યોગી હો;
પતિ ભગવંત સમધારૂં; પતિવ્રત પ્રાણથી પ્યારૂં.

એક સમયે શયાતિ રાજા પોતાના શહેરથી અલ્પ અંતર પર એક સરોવર હતું ત્યાં સહકુટુંબ સહિત વનચર્યા કરવા ગયેલ હતો. આ સ્થળે મહાત્મા ભૃગુઋષિના પુત્ર ચ્યવન મુનિની પર્ણકુટી આવેલ હતી. મહાત્મા ચ્યવનમુનિ દીર્ઘકાળથી તપશ્ચર્યા કરતા હોવાથી તેમનાપર રાફડો થઈ ગયો હતો. આજુબાજુ નાના વિધ પુષ્પ વૃક્ષો ઉગી નીકળ્યાં હતાં. ફકત રાફડામાં બે ચળકતા છિદ્રો દૃષ્ટિગોચર થતા હતા શર્યાતિ રાજાની એકની એક સ્વરૂપવાન સર્વ ગુણસંપન્ન કુમારી સુકન્યા રાજાની સાથે જ આ અરણ્યમાં વિહાર કરવા આવેલી હતી, તે પોતાની બે ત્રણ સમવયની સખીઓને સાથે લઈ આ પુષ્પ વાટિકામાં કે જ્યાં સુંદર પુષ્પોની પરિમલ–સુવાસ બ્હેકી રહી હતી તે સ્થળેથી પુષ્પો વીણતી વીણતી ઉપર્યુક્ત રાફડા પાસે આવી પહોંચી. રાફડામાં બે છિદ્રો નિહાળી બાળા વિચારવા લાગી કે આશું હશે? એમ જાણી ગમ્મત નિમિત્તે તે બે છિદ્રોમાં સળીઓ ખોસી. તત્ક્ષણે જ તે છિદ્રો એટલે તપસ્વી ચ્યવન ઋષિની ચળકતી તેજસ્વિતા ચક્ષુઓ ફુટી ગઇ. શોણિત–લોહીનું વહન થઇ રહ્યું. મુનિ આંખો ફુટવાથી મહાકોપાયમાન થયા અને કાંઇ બોલ્યા. પણ તે સુકોમળ રાજકન્યા ગમતના તરંગમાં હોવાથી કશું સમજી શકી નહિ અને આ આશ્ચર્યકારક ઘટનાનો હેવાલ પોતાના પિતા શર્યાતિ રાજા પાસે જઈ કહી સંભળાવ્યો. સુકન્યાના આવાં વચનો શ્રવણ કરી રાજાએ ધાર્યું કે આથી મુનિચ્યવન ઋષિનો કાંઈ પણ અપરાધ થયેલ હશે. એમ જાણી રાજાએ તુર્ત જ તે રાફડા તરફ પ્રયાણ કર્યું. મુનિ ઉપર જે રફડો

અંધાઇ ગયો હતો તે પાડી નાંખી મહાત્મા ચ્યવનના પગમાં પડી નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યોઃ-" હે મહાત્મન્! મ્હારી અજાણ બાલિકાએ રમતગમતમાં આપનો મોટો અપરાધ કર્યો છે; તે વિષે ક્રોધ ન કરતાં આ સેવકને ક્ષમા કરશો." મુનિ બોલ્યાઃ–રાજન, હું મારા હૃદયમાં કદિ પણ ક્રોધને સ્થાન આપતો નથી. તારી કુમારીએ મ્હારી ચક્ષુઓ ફોડી નાંખી છતાં પણ મેં તેને શાપ આપ્યો નથી. પરંતુ હું વૃદ્ધ છું અને વળી અંધ થયો જેથી મ્હારી સેવા ચાકરી કોણ કરશે?" રાજા બોલ્યોઃ–" તમારી સેવા માટે પરિચારકોની હું વ્યવસ્થા કરી આપીશ. જેથી તે બાબતમાં આપ નિશ્ચિંત રહો."

મુનીએ કહ્યુંઃ " હે રાજા ! એક તો ઘડપણ અને તેમાં વળી અંધાપો પ્રાપ્ત થયો તેથી પ્રતિદિન વધારે વિપત્તિ પડશે. તે સંબંધમાં દાસ દાસીઓ જોઇતી સગવડ ન સાચવી શકે. એવા સમયે તો આપ્ત-જન-સંબંધમાં આવેલ મનુષ્ય સિવાય બીજા કોઇથી પણ કાંઈ બની શકતું નથી. માટે હે રાજન! તમો મારા તપમાં ભંગ કરવા ન માગતા હો તો એક વાત તમારે માન્ય કરવી પડશે. તેથી આલોક ને પરલોકમાં તમારૂં કલ્યાણ થશે. હું એક શ્રેષ્ટ નિયમ પાળવાવાળો તપસ્વી છું. માટે જ મારી સેવામાં તારી તે પુત્રી મને કન્યાદાનમાં અપણ કર !

મુનિનાં આ વચનો શ્રવણ કરી રાજા બહુ ચિંતાગ્રસ્ત થયો અને મૌન વિચારવા લાગ્યો કે આ વૃદ્ધ ને વળી અંધને મ્હારી દેવ-કન્યા તુલ્ય બાળા કેમ આપી શકાય ? જાણ્યા છતાં એવી સુકોમળ કન્યાના સુખનો નાશ કરી નાંખવો એ વાસ્તવિક જણાય કે? નહિજ. મને દુઃખ પડે તો ભલે પરન્તુ આ મુનિને મ્હારી કન્યા આપવી નથી. આવી રીતે મનમાં નિશ્ચય કરી કંઇ પણ બોલ્યા વગર રાજા આશ્રમે આવ્યો ને સભા બોલાવી. અમાત્ય-મંત્રી મંડળનો પરામર્શ-અભિપ્રાય લેવા માંડયો. મંત્રીએ કહ્યું, મહારાજ ! આવી સુકોમળ રાજતનયા આ અંધ ને વળી વૃદ્ધ મુનિને કેમ અપાય? તે પણ એક ધર્મસંકટ ઉપસ્થિત થાય છે. આવી રીતે રાજા ને મંત્રીવર્ગ ચિંતામાં

પડેલા હતા ત્યાં અકસ્માત કુમારી સુકન્યા આવી ઉભી રહી અને પોતાના પિતા પ્રત્યે બોલી કે, "હે પિતાજી, આજે આપની મુખમુદ્રા કેમ એકાએક નિસ્તેજતાથી છવાએલી છે? શું ચિન્તા આવી પડેલી છે તે કૃપા કરી આપની આ બાળાને વિદિત કરો. શું મુનિના થયેલ અસાધારણ અપરાધના લીધે તેમણે તમને કાંઇ કહ્યું છે? જો એમ હોય તો હું અત્યારે જ મુનિના આશ્રમમાં જઇ મારાથી દુઃખ પામેલાને શાન્ત કરી મારૂં શરીર તેમને અર્પણ કરીશ અને તેમના તપમાં મદદગાર રહી પ્રતિદિન સેવા ચાકરી કરીશ. આપ ચિન્તાનો ત્યાગ કરો અને મારા નિશ્ચયને ન અટકાવતાં દ્રઢ બનાવશો એવી આપ પૂજ્યશ્રી પ્રત્યે મ્હારી નમ્ર યાચના છે તે માન્ય કરશો." રાજાએ કહ્યું: "પુત્રી, તું હજી બાળા છે. વળી અબળા જાતિ હોવાથી આવા અરણ્યમાં રહી અંધ ને વૃદ્ધ મુનિની સેવા શી રીતે કરી શકીશ? વૃદ્ધ ને આંધળા મુનિને એક તારા જેવી મનોહર સદ્‌ગુણ સંપન્ન સુસ્વરૂપા લાવણ્યમય કન્યા કેમ આપું? માબાપે કન્યાને સ્વરૂપે સુંદર, ધન, ધાન્ય ને સંપત્તિથી ભરપુર તથા સર્વ વિદ્યાયુક્ત યોગ્યતાવાળો હોય તેવા વરને નિહાળી કન્યાદાન આપવું જોઇએ. માટે તું સમજુ હોવાથી વ્યર્થ હઠનો ત્યાગ કરી સ્થિર થા. પિતાના મુખથી આવાં વચનો બહિર્ગત થતાં સાંભળી સુકન્યા બોલી:— પિતાજી! આપ લેશ માત્ર પણ ચિંતાને સ્થાન ન આપતાં સુખેથી એ મહાત્મા તપસ્વીને મારૂં કન્યદાન આપો, મને એનાથી પરમસુખ થશે. હવે હું એના સિવાય અન્ય કોઇને વરનાર નથી—મારો પતિ તો હવે તેજ મુનિ છે. પતિ સેવામાં તત્પર રહી હું સતિ ધર્મનું યથાર્થ પાલન કરીશ. આ અસાર સંસારમાં ક્ષણિક સુખો ભોગવવાની મારી લેશ માત્ર મહત્વકાંક્ષા નથી, કારણ કે એ સર્વ નાશવંત હોવાથી સર્વભક્ષિકાળ કોઈને છોડતો નથી. માટે આ સંસારમાં અવતરી પોતાના જન્મની સાફલ્ય કરવા વ્રત, તપ, ધર્મ અને પતિસેવા આટલું સ્રીને કરવાને ખાસ આવશ્યક્તા છે. અંતે સુકૃત્ય હશે તો કામ આવશે. માટે હે પિતાજી મારા

નિશ્ચયને ફેરવવા કાંઈ પણ શ્રમ લેશો નહિ. ધનભાગ્ય મારાં કે આવા પવિત્ર મહાત્મા-તપસ્વિ મુનિની અર્ધાગના બની તેમની સેવા કરવાનું હું ભાગ્ય પ્રાપ્ત કરવા મથી રહી છું. પુત્રીનો આવો દૃઢ સંકલ્પ જોઇ રાજા અંધ ચ્યવન મુનિને પોતાની સુપુત્રી સુકન્યાનું વિધિસર કન્યાદાન આપી પોતાના શહેરમાં પાછો ફર્યો. પોતાના શુદ્ધ મનથી પતિવ્રત ધર્મનું સાંગોપાંગ પાલન કરનારી આ સતી સુકન્યા એક વખત વનમાં સુંદર વલ્કલો ધારણ કરી હસ્તમાં કમંડલું ને ઝારી લઈ પોતાના અંધ સ્વામીની સેવાર્થે સરોવર તરફ જળ ભરવા ગઇ. જળ ભરી પાછી ફરી ત્યારે માર્ગમાં ત્હેને સર્વાંગ સુંદર બે યુવકો સામે મળ્યા, આ બે યુવકો ભગવાન સુર્યનારાયણના પુત્ર અશ્વિનિકુમાર હતા. તેમણે સુકન્યા પ્રત્યે કહ્યું:—" હે સુંદરી ઉભી રહે ! હું પુછું છું તેનો યથાર્થ ઉત્તર આપજે. તું કોની કન્યા છે? તારો પતિ કોણ છે? સુંદર વસ્ત્રોનો ત્યાગ કરી આવાં વલ્કલો શા માટે ધારણ કર્યાં છે? તું કોઈ રાજકન્યા છે કે અપ્સરા છે? તારો પતિ પણ મહા ભાગ્યશાળી હોવો જોઇએ અને જ્યાં તારો જન્મ થયો હશે તેનાં પણ હું ધન્યભાગ્ય સમજુ છું. માટે હે સુંદરી! જે સત્ય હોય તે કહે." સુકન્યા બોલી:—મહાત્મન! હું શર્યાતિ રાજાની પુત્રી છું. અને મહા તપસ્વિ ચ્યવન મુનિની પતિવ્રતા સ્ત્રી છું. મારા પિતાજીએ મુનિ સાથે મારાં લગ્ન કરેલ છે. મુનિ વૃદ્ધ અને અંધ હોવાથી તેમની સેવામાં હું નિશદિન હાજર રહું છું. અત્યારે પણ તેમના માટે સરોવરમાંથી જળ ભરવા ગઈ હતી. આ પાસે જ અમારી પર્ણકુટી છે ત્યાં આપ પધારી અમારા આશ્રમને પવિત્ર કરો. સુકન્યાના આ ઉદ્ગાર શ્રવણ કરી સતીની પરીક્ષા કરવા તે બોલ્યા, હે સુંદરી! આવા વૃદ્ધ ને અંધ પતિને તારા પિતાએ કેમ કન્યાદાન આપ્યું હશે? આવા અંધ ને વૃદ્ધને સેવવાનું તારા જેવી સુકોમળ રાજ્યકન્યાનું કામ નથી. તારૂં પોષણ કરવા માટે પણ જે અસમર્થ છે તેવા ભાગ્યહીન પતિને તું શા માટે સેવે છે? સુંદર રાજ્ય વૈભવના સુખો ભોગવવાને બદલે આવા નિર્જનવનમાં શા માટે વસે છે? માટે

હે સુંદરી, સંસાર સુખનો અમુલ્ય લહાવો લેવા અમારા બેમાંથી એકને વર. આ અંધ તથા વૃદ્ધનો ત્યાગ કરી દેવતાઓના સુરમ્ય ઉદ્યાન.-બાગમાં સુખોનો અનુભવ લે.

અશ્વનિકુમારનાં આવાં વચનો સાંભળતાં સતિ સુકન્યા ક્રોધિત થઇ ગઇ, પરન્તુ સહનશીલતા ધારણ કરી બોલીઃ-સૂર્યપુત્ર થઇ તમે હજી પતિવ્રતા સતીઓના ધર્મને જાણી શકતા નથી કે શું? તમારે આવાં વચનો મારા પ્રત્યે ઉચ્ચારવાં યોગ્ય ન હતાં. કારણકે હું સતી ધર્મનું બરાબર પાલન કરનારી છું. મારા પિતાએ મને ધર્મનું મુખ્ય પાલન કરનારા યોગ્ય મહાત્મા ચ્યવન મુનિને આપી છે, તેની હું પુજ્ય ભાવથી સેવા કરૂં છું. આ સંસારમાં ગમે તો દેવ, મનુષ્ય કે ગાંધર્વ હોય તોપણ સતિ સ્ત્રીઓને પોતાના પતિ સિવાય અન્ય કોઈપણ વહાલો નથી. સતીને પોતાનો સ્વામી ગમે તેવો હોય તોપણ દેવરૂપ છે.

આવી નિરંતર ભાવનાથી પતિની આજ્ઞામાં રહી સેવા કરે તો જ સ્ત્રીનું કલ્યાણ છે. સુકૃત્યના સાક્ષી રૂપે સવિતાનારાયણદેવ સર્વને જોયા કરે છે તેના આપ સુપુત્ર થઈ મને નીચ સ્ત્રીઓએ ગ્રહણ કરેલો માર્ગ બતાવો છો એ શું આપને યોગ્ય છે કે? સારા કુટુંબની કન્યા પોતાના પતિનો ત્યાગ કરી અન્ય ગમે તેવો પુરૂપ હોય છતાં પણ તેનું નામ માત્ર શ્રવણ ન કરે અને સામું પણ જુએ નહિ. તમે ધર્મનો યથાર્થ નિર્ણય સમજો છો, તોપણ આવા અયોગ્ય વાકય બોલો છો તે આપ જેવા સુવિચારશીલ પુરૂપના મુખે શોભે નહિ, ખેર, તમે સતી સ્ત્રીઓનો ધર્મ જાણો છો માટે તમારી ઇચ્છા મુજબ ગમે ત્યાં સત્વર અહિંથી પ્રયાણ કરી જાઓ અગર નહિ તો હું તમને શાપ આપીશ.

સુકન્યાનું આવું ક્રોધયુક્ત બોલવું સાંભળી શાપ મળવાના ભયથી અશ્વનિકુમાર બોલ્યાઃ હે પવિત્ર સતિ, અમે તમારા પાતિવ્રત્ય ધર્મની પરિક્ષા કરવા કિંવા તમારી પતિભક્તિની અચળ ટેક જોવા

જ ઉપરોક્ત વાકય ઉચરી રહ્યા હતા, માટે દેવી અમને ક્ષમા કરો. અમો દેવતાઓના વૈદ્ય છીએ. અમારી દિવ્ય ઔષધિથી તમારા પતિને અમારા જેવો જ યુવાન સ્વરૂપવાન ને નેત્રવાળો બનાવી દઇશું. એમ વદતાં અશ્વનિકુમાર ચ્યવન ઋષિના આશ્રમમાં આવ્યા અને એક ક્ષણવારમાં અંધ ચ્યવન ઋષિનો અંધાપો ટાળી સુંદર સ્વરૂપવાન બનાવી દીધા. ધન્ય છે! પતિભક્તિપરાયણ સતી સુકન્યાને કે જેને પતિભક્તિનું વ્રત સાંગોપાંગ અમલ કરી વૃદ્ધ અને અંધ પતિને એક મહાન કાંતિવાન યુવક બનાવી દીધા. આ બાબતની શર્યાતિ રાજાને ખબર પડતાં તે પણ રાજી થયા. અહા? પતિભક્તિનો કેવો પવિત્ર પ્રભાવ! સુજ્ઞબહેનો! સતી સુકન્યાની ભક્તિથી સર્વ સ્ત્રી પતિ ભક્તિનો મહિમા જાણી શકશો.




## વીસમી સદીની વિસ્મયતાઓ.

### મોટામાં મોટો રાજમહેલ.

યુરોપમાં સહુથી મોટામાં મોટો રાજમહેલ સ્પેનના રાજાનો છે, આ મહેલને એસ્કુરીઅલ કહે છે અને તે માડરીડ પાસે છે. આ મહેલ આખો ફરી જોતાં ૪ દિવસ લાગે છે એટલે બધા તેના ઓરડાઓ અને ચેંબરો છે એટલુંજ નહિ પરંતુ મહેલને આખો ફરીને જોઇએ તો લગભગ ૧૨૦ માઇલ જેટલી મુસાફરી થાય છે.

### કોર્ટમાં સાક્ષી તરીકે પોપટ.

'પ્રજામિત્ર કેસરી'માં એક હકીકત એવી જોવામાં આવે છે કે એવન્યુ પોલીસ કોર્ટ શીકાગો ખાતે પોતાના લીલા રંગના પોપટના બે 'બેબી'ને પાછો સોંપવા મીસીઝ ઓલમ્પીઅ બ્લેરે બોરડીંગ હાઉ-

સના પ્રોપ્રાયટર જોન સ્લોવીક ઉપર કેસ માંડયો હતો જે વેળાએ મજકુર 'એબી' (પોપટ) મુખ્ય સાક્ષી તરીકે હતો.

## મહાત્મા હુસેનનું ઇશ્વર સ્તવન.

મહાત્મા હુસેને એક વાર આ પ્રમાણે પ્રભુ સ્તવન કર્યું હતું કે, "હે પ્રભુ! તેં અમને સંપત્તિ આપી, તેમ છતાં મેં તારી કૃતજ્ઞતા ગાઇ નથી; વળી તેં વિપત્તિ આપી તેમ છતાં મેં ધૈર્ય ધારણ કર્યું નથી; મેં તારી કૃતજ્ઞતા ગાઈ નહિ, તેમ છતાં તેં આપેલી દોલત પાછી તાણી લીધી નથી અને મેં ધૈર્ય ધારણ ન કર્યું તેમ છતાં તેં વિપત્તિને સ્થાયી કરી નથી. હે ઇશ્વર! તારી કૃપા હું કેટકેટલી વર્ણવું?

## મનુષ્ય અવતાર એ ચાર દિવસનો મહેમાન છે.

આયો આયો મનુષ્ય અવતારરે

નર ચાર દિવસ મીજબાન,

કુટુંબ કબીલા સ્વારથ મીલા,

વાકુ ચલન નહી બારરે......નર૦

જમકે દુતા મારત જુતા, પાપી કરત પોકારરે......નર૦

ભવદુઃખ ભારી દેખ વિચારી, મરને ધરત અવતાર......નર૦

દેવાનંદ ભારી ચરને મોરારી, સહેજ તરે સંસાર......નર૦

## ફકીર બનવાની પ્રાર્થના.

કોઇ એક મોટા ઋષિ પાસે એક માણસે ફકીર થવાની જીજ્ઞાસા બતાવી ત્યારે તે મહાત્માએ કહ્યું કે ફકીર બનવામાં મહા દુઃખ છે. પહેલું તો અન્ન ને વસ્ત્રનું દુઃખ ઉઠાવવાનું, અપમાન સહન કરવાનું. બીજું લોકો ભીખારી કહેશે, તેને સહન કરવાની શક્તિ જોઇશે. આટલું હોય તો ફકીરી ધારણ કરજે નહિતર ફકીર થવામાં સાર નથી. આટલું સાંભળીને તે જીજ્ઞાસુ ચેતી ગયો કેમકે વાસના નિર્લેપ થયા વિના સાધુતા કદી પણ પ્રાપ્ત થતી નથી.

## જળ અને તેલનો સંવાદ.

ફાનસના પ્યાલાની અંદર જળ અને તેલ બંને ભરેલાં છે. હવે

પેલું જળ તેલને કહે છે, હું તારા કરતાં શ્રેષ્ટ છું છતાં તું શા માટે મારા મસ્તક ઉપર પથરાઇ ગયું છે ? તેલે ઉત્તર આપ્યો, હે જળ ! મેં તો અનેક પ્રકારનાં દુઃખો સહન કર્યા છે. પ્રથમ તલરૂપે હું ભોંયમાં દટાયું. છોડ બની કપાયું, કચરાયું, ઘાણીમાં પીલાયું અને છેલ્લે લોકોને પ્રકાશ આપવા અગ્નિમાં બળ્યું ત્યારે હું બીજાને પ્રકાશ આપવા શક્તિમાન થયું તેથીજ તારા કરતાં મારામાં શ્રેષ્ટતા આવી છે અને હું તારા માથા ઉપર ચઢી બેસું છું.

## વિચારવાનાં વચનો.

(૧) જે માણસ શ્રદ્ધા રાખી શકતો નથી તે ધર્મ પણ પાળી શકતો નથી.

(૨) સત્યને મુકી અસત્યમાં પડવું એનુંજ નામ અધોગતિ છે.

(૩) ખરો ધનવાન કોણ ? જેણે ઇશ્વર તરફની નિર્ભયતા પ્રાપ્ત કરી છે તે.

(૪) ઇશ્વરમાં બધી વસ્તુઓ રહેલી છે એવી દ્દઢ માન્યતા રાખવી.

(૫) પ્રભુનું જ સદા સ્મરણ રાખો. માણસોની વાતો મુકી દો.

## પ્રભુ ઇચ્છા બળવાન છે.

## બાંધે મનસુબા દિન રાત.

સમજે નહીં કે હરી ઇચ્છા વીણ બને ન એકે વાત.
રમત કરી દોરી સંચાની, સંચા માનવ જાત;
કામ કરે છે મનમાં ધાર્યા, પણ દોરી તેને હાથ.
ગાડાં નિચે શ્વાન સંચરે, સમજે મુજપર ભાર;
એ અજ્ઞાન ટળે ત્યારે, જ્યાં પડે પીડપર લાત.

## આ મહેલ એક મુસાફરખાનું છે.

એક મોટો પાદશાહ પોતાના રંગમહેલમાં સુતો હતો ત્યાં અચાનક એક ફકીર આવી મુસાફરખાનું ક્યાં છે એમ બાદશાહને સવાલ પુછ્યો. બાદશાહે ફકીરને કહ્યું: આ મુસાફરખાનું નથી પણ

રંગમહેલ છે. ફકીર બોલ્યો, "પહેલાં આ મકાનમાં કોણ રહેતું હતું?"

બાદશાહ કહે મારા પિતાજી. ફકીર કહે તે ક્યાં છે? તેની પહેલાં કોણ રહેતું હતું? મારા દાદા. તે ક્યાં છે? જ્યારે આ મકાનમાં નવા નવા માણસો આવીને જતા રહે તો પછી મુસાફરખાનું નહિ તો આને શું કહેવું?"

બાદશાહને ફકીરના આ શબ્દોથી જ્ઞાન ઉત્પન્ન થયું તે પોતાના મનમાં સમજવા લાગ્યો કે હું એક મુસાફર છું ને આ મારો રંગમહેલ ખરેખર મુસાફરખાનું છે.



## ફુલછાબ ચૌદમી.

### દાસ તો આવા જોઇએ!

મહર્ષિ અબ્દુલ્લાને એક ગુલામ હતો. એક માણસે મહર્ષિને કહ્યું કે, "તમારો ગુલામ રોજ મોડી રાત્રે કબ્રસ્તાનમાં જાય છે ને ઘોરો ખોદી શબના વસ્ત્ર ઉતારી લાવે છે?" આ વાત સાંભળી મહર્ષિ ઘણા જ નારાજ થયા. એક રાત્રે તેઓ છાનામાના પેલા ગુલામની પાછળ કબ્રસ્તાનમાં ગયા. ગુલામે ત્યાં જઇ એક કબરનું મોઢું ઉઘાડયું અને કબરની પાસે બેસી ઉપાસના કરવા લાગ્યો. દુર રહ્યા રહ્યા અબ્દુલ્લા તે જોતા હતા. ગુલામે ફકીરી વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને ગળે વસ્ત્ર વીંટી ભોંયે મસ્તક મુકીને આર્તનાદ કરીને પ્રભુની પ્રાર્થના કરતો હતો. તેથી અબ્દુલ્લા બોલ્યો કે "માલીકના સેંકડો જીવન તારા જેવા દાસની ઉપર ઓવારી નાંખવા જોઇએ." ખરેખર તું માલીક હોત ને હું દાસ હોત, તો ઘણું સારૂં થાત.

### મનનો વેગ.

એક તપસ્વી ત્રીશ વર્ષ સુધી એકાંત સ્થળમાં બેસી પ્રભુનું

ભજન કરતો હતો. એક વખતે તેની ઝુંપડીમાં કોઇ એક સ્ત્રીનો શબ્દ સાંભળતાં તે મહાત્મા તેને જોવા માટે બહાર નીકળ્યો. ત્યાં આકાશવાણી થઇ કે ત્રીસ વર્ષથી તું ઇશ્વરનું ભજન કરે છે ને પ્રભુભક્તને નામે ઓળખાય છે છતાં પણ અત્યારે તું શયતાનના ફંદમાં ફસવા જાય છે? આ શબ્દો સાંભળતાં તે પસ્તાવા લાગ્યો કે અરે મન! તું હજુ શાન્ત થયું નહિ

## એક મહાત્માનો સંયમ.

એકવાર એક સજ્જન મનુષ્યને સમાચાર મળ્યા કે પાસેના જંગલમાં કોઇ એક મહાત્મા આવી રહેલા છે. તેના દર્શન કરવાને તે સજ્જન પુરૂષ જંગલમાં ગયા તો ત્યાં એક ઝાડની ડાળીયે મહાત્મા પોતાના પગ બાંધી ઉંધે મસ્તકે હીંચકા ખાતા હતા અને મોઢેથી બોલતા હતા કે, અરે અભાગી કાયા! તું જો મને ધર્મ સાધનમાં સહાય નહિ કરે તો તને આ પ્રમાણે દુઃખ આપીશ અને ભુખ અને તરસથી તારો નાશ કરીશ. તપસ્વીના આ શબ્દો સાંભળીને પેલો સજ્જન રોઇ પડયો. ત્યારે તપસ્વીએ કહ્યું કે, "અમારૂં શરીર પ્રભુની સેવા પુજાના કામમાં મને મદદગાર થતું નથી: એને તો લોક સમુહમાં ભેળાઇ તડાકા મારવાનું તથા મોજ મજાહ ભોગવવાનું ગમે છે. આ કારણથી આજે તેનો સંયમ કરૂં છું.

## યુવરાજનો વૈરાગ્ય.

એક દિવસ એક પાટવી કુમાર કોઇ મહાત્માના આશ્રમ પાસે થઇને જતો હતો. ત્યાં તેના કાનપર એવો શબ્દ આવ્યો કે, "જે પોતે દુર્બળ છતાં પ્રબળ સાથે વિરોધ કરે છે તેના જેવો બીજો કોઇ મૂર્ખ નથી." યુવરાજ તુર્ત તે મહાત્માના પાસે જઇને તેનો સાર પૂછવા લાગ્યો. ત્યારે મહાત્માએ કહ્યું કે, " મનુષ્ય પોતે અત્યંત દુર્બળ છે છતાં પણ તે મહા પ્રબળ પરમાત્માનો વિરોધી બને છે. (સારાંશ તેણે જે નિયમ બાંધ્યા છે તેથી ઉલટી રીતે વર્તે છે.) આટલી વાત ઉપરથી તે રાજકુંવરને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થતાં રાજપાટ છોડી ફકીરી ધારણ કરી ઇશ્વરના ભજનમાં લાગી ગયો.

## ઈર્ષાનું રૂપ.

જેના હૃદયમાં માન હોય તે માનમાંથી ઇર્ષા પ્રવર્તે છે અને ક્રોધ અને મત્સર ને અસુયા તે પણ માનમાંથી પ્રવર્તે છે. પોતાથી જે મોટા હોય તો પણ જેનું જ્યારે સન્માન થાય ત્યારે તેને દેખી શકે નહિ; એવો જેનો સ્વભાવ હોય તેણે એમ જાણવું કે આના હૃદયમાં ઇર્ષા છે ને યથાર્થ ઇર્ષાવાળો જે હોય તે તો કોઇની મોટાઇને દેખી શકતો જ નથી.

## મહાત્મા હાતમનો ઉપદેશ.

જો તારે બંધુ મિત્રની આકાંક્ષા હોય તો તેને માટે પરમાત્મા બસ છે. જો તારે સંગી જોઇતો હોય તો વિધાતા બસ છે. જો તારે માન પ્રતિષ્ઠાની જરૂર હોય તો સંસાર બસ છે. શાન્તિની જરૂર હોય તો ધર્મના પુસ્તકો બસ છેઃ કામ ધંધાની અપેક્ષા હોય તો તપશ્ચર્યા બસ છે. વિશેષ ઉપદેશ જોઇનો હોય તો મૃત્યુનું સ્મરણ બસ છે.

## પ્રસ્તાવિક સોરઠા.

રક્ષણ કરતા ઇશ, સકળ સમયમાં સર્વદા;
તો પછી ભય ન ધરીશ, જીવ તું કોઇએ વાતનો.
પાલકમાં વિશ્વાસ, ત્યાગી જે વિશ્વે ફરે;
તેને ન સુખની આશ, કોઇ સમયમાં આવતી.
વ્યાપ્યા છો જગદિશ, પ્રાણી માત્રના હૃદયમાં;
અવનત કરી આશીશ, તમ ચરણોમાં હું પડું.
બલહિન કલહિન નાથ, નથી આવડ કો વાતની,
પડ્યું પાનું સંગાથ, સુધારજો મમ જીવન આ.
શરણાગતની સહાય, દોડી વહેલા આવતા,
નયને અશ્રુ વહી જાય, ધાજો ધાજો હે પ્રભુ!
નથી અવર કો આશ, સ્વજન તે પરજન થયા,
આપ તણો વિશ્વાસ, ધારી જીવન જીવું છું.

## સદ્વિચાર રત્ન.

જ્યાં સુધી શુદ્ધ સંકલ્પ બળનો તમને અનુભવ થયો નથી ત્યાં સુધી તમે વિકલ્પમાં તણાઓ છો. જેને સોનામહોર પ્રાપ્ત છે તે ચાંદીના રૂપીઆ જોઇ ન લોભાય એ સ્વભાવિક જ છે. સંકલ્પ બળે આ સૃષ્ટિ ઉદ્દભવી. સંકલ્પના બળે હાલના યુગમાં પણ અદ્દભુત શોધો થઇ. સંકલ્પના બળે આગગાડી થઇ. સંકલ્પના બળે વિમાનો થયાં ને સંકલ્પના બળે રેડીઓ પણ શોધાયો. ટુંકમાં જે કાંઇ થયું છે અને થાય છે તેમાં સંકલ્પ જ હેતુરૂપ હોય છે. શોધક અથવા કાર્ય કરનાર મનુષ્યના અંતરમાં શુદ્ધ સંકલ્પ પ્રથમ જાગે છે. તેના તરફ તે જુએ છે અને કાર્યનો આરંભ કરે છે અને પરિણામે ફતેહ મેળવે છે.

* * *

ઉંચો નીચો થયા કરતો અસ્થિર ભાવિ તણો ઝુલો,
ઉપર એ લઇ ગયો આજે ન એથી એકદમ ફુલો.

* * *

બની અંધા યુવાનીમાં નહિ અભિમાનથી મ્હાલો;
જરા સમજી વિચારીને વીરા ! સંસારમાં ચાલો.

* * *

અમારો આજ વારો તો તમારો કાલ વારો છે;
ભલા માણસ ! ચલિત ચંચળ વિધાતાની પથારી છે.

* * *

સમય સરખો નથી જાતો, દશાનો રંગ પલટાતો;
ક્ષણિક માયા ક્ષણિક કાયા, ક્ષણિક સત્તા તણો મદ શો ?

* * *

હે મનમાયી ! જો તું ઉપાધીઓમાંથી મુક્ત થવા ઇચ્છતો હોય તો આ એળે જતા જીવન ઝરાને રોકી લે. અને તે દ્વારા આ ત્હારાં શુષ્કપ્રાય થએલાં શરીરક્ષેત્રને સિંચિત કર. ત્યાર પછી અભ્યાસને વૈરાગ્યવૃત્તિ રૂપી રાસોથી સારી પેઠે

રક્ષાએલા તારા કામ અને રાગરૂપી બળદોને આ ઇન્દ્રિય રૂપી હળમાં જોડી તે વડે ઉક્તક્ષેત્રને ખેડી નાંખ્ય. પશ્ચાત અંતઃકરણ રૂપી કોઠીમાં પૂર્વે સંચિત કરી રાખેલાં શુભાશુભ કર્મો રૂપી બીજને એ ક્ષેત્રમાં વાવી સંયમની ઘાટી વાડ વડે એને રક્ષિત કરી બુદ્ધિની તિક્ષણ રાંપી વડે એમાં ઉગી નીકળેલા બીજા નકામા કચરાને કાઢી નાખ. આમ કરવાથી, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, દયા આર્જવ અને મિતાહાર રૂપી વૃક્ષોને વધવાને પૂરતો અવકાશ મળશે; એવી રીતે વૃક્ષો મોટાં થતાં એના પર આવતાં આત્માનંદ રૂપી અમર ફળોના આસ્વાદન વડે જીવન-મૃત્યુના ચક્રવર્તિ ઋણમાંથી તું સદૈવને માટે મોકળો થઇશ. જગતના ક્ષણિક સુખોને માટે તું આત્મઘાતી બનીશ નહિ; જેના અભાવે જગતના સર્વ સુખો અશાશ્વત બન્યા છે, એવાં શાશ્વત સુખનો અખૂટ ઝરો તો ત્હારો પોતાનો જ આત્મા છે માટે હમેશાં તેના તરફ દૃષ્ટિ રાખી પ્રભુના ભજનમાં જોડાઇ જા એટલે તારે અવિચળ સુખ શોધવાની જરૂર રહેશે નહિ.

* * * *

કપટમય જીવન નિર્માલ્યતા ભરેલું જ ઠરે છે. કપટ કરવાથી કોઈ પણ સુખી થયું નથી અને સુખી થનાર પણ નથી. કપટ એજ પાપ છે. રાવણે કપટી વેશ ધારણ કરીને સીતામાતાનું હરણ કર્યું હતું એનું ફળ શું આવ્યું? રાજ ગયું, કુટુંબ ગયું અને છેવટે તેને પણ મૃત્યુ વશ થવું પડયું. કપટને લીધે એ હતો ન હતો થઈ ગયો. કાલરૂપી રાક્ષસની પણ એજ ગતિ છે. કપટ ભરેલી રીતે દુર્યોધન પાંડવો સાથે બાજી રમ્યો. તાત્કાળીક તો તે જીતેલો જણાયો. ઘડીભર મોહ પમાડે એમ એનો વિજય થયો સંભળાયો. આખરે એજ પાપને લીધે આખો કૌરવ સંઘ કપાણો. આવા તો ઘણાએ દાખલાઓ છે. કપટ કરનાર હમેશાં ભયને જ ભાળે છે. ચોરને જેમ હરકોઇ માણસ સિપાઇ દેખાય છે તેમ કપટીને સર્વ માણસો ભય ઉપજાવનાર દેખાય છે. કપટ એ એક જાતનો કચરો છે માટે એવા કચરામાં પોતાના મનને

નાખવું જોઈતું નથી. કહેવત છે કે, " કપટ ત્યાં સપટ " કપટી મનુષ્યનું આખરે દીવાળું નિકળે છે એ નિઃસંદેહ છે.

**ધન મેળવતાં મુશ્કેલ છે, ને ખર્ચ કરવું તો સહેલું છે.**

**કુંડળીયો.**

કર આગળીયે કષ્ટથી, વીંટી આવે નીર;
કરથી તે તો કાઢતાં, નયણે આવે નીર,
નયણે આવે નીર, કલ્પના તેપર કરતાં,
શ્રમથી ધન સાંપડે, વિષમ લાગે વાવરતાં;
દાખે દલપતરામ, રચીપચીને જે રળીયે,
તે તો ધન વપરાય, કષ્ટથી કર આંગળીયે.




## (ગળી, કડવી ને મોળી વાતો.)

### ગળી વાતો.

પૈસા વધે તો ગળ્યું લાગે, માન વધે તો ગળ્યું લાગે, જોણાં જોવાં (નાટક ભવાયા ઇત્યાદિ) ગળ્યાં લાગે. ઉપરી થાવું ગળ્યું લાગે, નાના પ્રકારના રસ ગળ્યા લાગે, ગાન, તાન, રંગ રાગ ગળ્યા લાગે, ઉત્તમ પહેરવેશ ગળ્યો લાગે, ઉત્તમ મકાન ગળ્યાં લાગે, હુકમ કરવો ગળ્યો લાગે, અધર્મીનો સંગ ગળ્યો લાગે, છળ, કપટ ને જુક્તિ એ ત્રણ જેમ જેમ વધતાં જાય તેમ તેમ સુખ, શાન્તિ ને કાન્તિ નાશ પામતાં જાય; તો પણ છળ, કપટ ગળ્યાં લાગે. ગરીબને પીડવું ગળ્યું લગે, રમણીય પદાર્થ ગળ્યાં લાગે, ઉંઘને આળસ ગળ્યાં લાગે, વગેરે જે જે ઇંદ્રિયોના વિષયની વાતો છે તે બધી ગળી લાગે છે.

## કડવી વાત.

કલ્યાણના સાધન કડવા લાગે. શ્રદ્ધા, સદ્ધર્મ, વૈરાગ્ય સર્વ પ્રકારે ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ કડવાં લાગે. અહિંસા, બ્રહ્મચર્ય, આત્મનિષ્ટા, સાધુનો સમાગમ એ કડવાં લાગે, મહાત્મ સહિત સાધુની ભક્તિ કડવી લાગે. જપ, તપ, તીર્થ, વ્રત, દાન, પુણ્ય એ કડવાં લાગે. ગુરૂ, માબાપ ને દેવની સેવા કડવી લાગે. એકાંતમાં રહેવું કડવું લાગે, થોડું બોલવું કડવું લાગે. પંક્તિભેદ ન કરવો એ કડવું લાગે. વિશ્વાસઘાત ન કરવો, ગરીબને ન પીડવું, થાપણ ન ઓળવવી, એ કડવું લાગે; કથા સાંભળવી કડવી લાગે, સંતોષ રાખવો કડવો લાગે, ભજનમાં બેસવું કડવું લાગે. દેવદરશને જવું કડવું લાગે. એ વગેરે જે જે કલ્યાણનાં સાધન છે તે બધાં કડવાં લાગે છે.

## મોળી વાત.

માળા ફેરવવી મોળી લાગે, નિત્યનિયમો મોળા લાગે, પૂજામાં જીવ ચોંટે નહિ ને મોળી લાગે, ભજનમાં ભાવ થાય નહિ અને મોળું લાગે, કથામાં રસ લાગે નહિ ને મોળી લાગે, નીતિ નિવૃત્તિ અને પ્રભુમાં પ્રીતિ એ ત્રણ ગુણ રાખે તો સુખ શાંતિ ને કાન્તિ વૃદ્ધિ પામે છતાં તે સારા ગુણો મોળા લાગે છે. નવધા ભક્તિમાં જીવ ચોંટે નહિ એ વગેરે જે જે ભગવાનમાં જોડાવાનાં સાધનો છે તે બધાં મોળાં લાગે છે.

## સ્મરણમાં રાખવાની શિખામણો.

(૧) વિદ્યા, અર્થ, રૂપ તથા નર જન્મનો મદ ન કરવો.

(૨) જે પુરૂષ સ્ત્રીના દષ્ટિરૂપ બાણથી ઘેરાયો નથી તથા ઘોર એવા ક્રોધથી સદા જાગતો રહે છે અને જે મોહરૂપ દઢ પાસથી બંધાએલો ન હોય એવો ભક્તિવાળોજ વિષ્ણુ ભગવાનને પ્રિય છે.

(૩) બાળકમાં, સ્ત્રીમાં, દર્પણમાં, પોતાના માણસમાં, રાગમાં, ધનમાં, માદક વસ્તુમાં તથા હોળી આદિકની ક્રિયા કરવામાં ડાહ્યા માણસો પણ વિવશ થઈ જાય છે.

(૪) સદા સાવધાન રહીને મનનો વિશ્વાસ છોડી ડાહ્યા માણુસોએ દંભરૂપ પોતાના શત્રુનો ત્યાગ કરી ભગવાનની ભક્તિ કરવી

(૫) આ દેહ ક્ષણભંગુર છે એ કદી પણ ભુલવું જોઇતું નથી.

(૬) પ્રકૃતિનું કાંઇ પણ કાર્ય વૈરાગ્યવૃત્તિવાળાને ઉપયોગી થતું નથી, તેને તો હંમેશાં પ્રકૃતિ પર પગ મુકી ભગવાનમાં પ્રીતિ કરવી જોઇએ!

## સહનશીલતાવાળો રાજા.

એક હીંદુ રાજા બહુ શાન્ત સ્વભાવનો હતો. ગરીબો પ્રત્યે એને બહુ લાગણી હતી. એક રાત્રે છુપો વેશ પહેરી એ ગરીબોની હાલત તપાસવા નીકળી પડ્યો. રાત્રે એક પહેરેગીરે એમને ત્રાહીત માણસ સમજી બહુ પજવ્યા અને આખી રાત ચોકી પર લઇ જઇ બેસાડયા જ્યારે સવાર પડી ત્યારે પેલા ખુશાલસિંહ પહેરેગીરે એમને ઓળખ્યા કે, અરે! આતો આપણા શ્રી મહારાજા છે. તે બહુ ગભરાટમાં પડી ગયો. હવે કરવું કેમ? એમને જવાબ શો દેવો? ચતુર રાજા એની મુંઝવણ સમજી ગયા. એમણે કહ્યું ઠીક, ખુશાલસિંહ તમોએ તમારી ફરજ બજાવી છે. એટલા ગભરાઓછો કેમ? આ રાજાજીનો આવો અચ્છો મગજ કાબુ દેખી સર્વે અજબ થયા. કચેરીમાં ઈન્સાફ તોળતી વખતે રાજાએ ખુશાલસિંહને તેડી મંગાવ્યો અને તેને સાફ નિષ્ટાએ કામ કરવા માટે ધન્યવાદ આપ્યો અને તેને ઉંચો હોદ્દો પણ આપ્યો. જેની નિષ્ટા સાચી તેને પ્રભુ સહાય કરે છે.

## કોણ સરસ?

એક વાર એક મહાત્માને કોઈ જીજ્ઞાસુએ પ્રશ્ન કર્યો કે, આ નશ્વર જગતમાં ધનવાન સરસ કે સહનશીલતાવાળો સરસ? તે હે મહારાજ મને કૃપા કરી કહો. ત્યારે મહાત્માએ તેને ઉત્તર આપ્યો સહનશીલતાવાળા પાસે ધનવાન કાંઇપણ હીસાબમાં નથી. હમેશાં આ જગતમાં ધનવાન કરતાં સહનશીલતાવાળો ચડે છે.

## શેખ સાદીની શિખામણ.

સ્વભાવ ઉપર વિવેચન કરતાં આ નામાંકીત મહાત્મા કહે છે કે તારો મીજાજ હદ ઉપરાંત ગરમ ન રાખ. એવો ભયાનક સ્વભાવ ન રાખ કે લોકો નાહક તુજથી બીએ ને મુંઝી મરે. તેજ પ્રમાણે અય બીરાદર! બીજા હાથ ઉપર એટલી બધી નરમી ન રાખ કે જેથી કોઈ ત્રાહિત ધણી નાહક તારી નરમાશનો જુઠો લાભ લઈ શકે. સમતોલ પ્રમાણમાં ગરમી કે સમતોલ પ્રમાણમાં નરમાશ રાખવી ઇન્સાનને સજાવાર છે.

## રાજ્ય છોડી ફકીરી કેમ લીધી?

એકવાર મહર્ષિ ઈબ્રાહીમને કોઇએ પૂછયું કે તમે રાજા હોવા છતાં એવી શી વિપત્તિ આવી પડી કે તમે ફકીરી ધારણ કરી. મહર્ષિએ કહ્યું કે હું એક દહાડો મહારા સિંહાસન ઉપર બેઠો હતો. સામે અરીસો ટાંગેલો હતો, મેં તેમાં જોયું તો મારા રાજ્યમહેલના સ્થળે સ્મશાન જોયું; ત્યાં મેં એક પણ સગુંવ્હાલું ઉભેલું જોયું નહિ. મારો ત્યાગ કરીને સૌ ચાલ્યાં ગયાં હોય અને જાણે હું એકલો પડી ગયો હોઉં એવું ભાન થયું. મુસાફરી કરવા માટે મારે માટે એક લાંબો રસ્તો પડેલો હતો તેનું પણ મને દર્શન થયું; પરન્તુ રસ્તામાં કામ આવે એવું મારી પાસે કાંઇ ભાતું હતું નહિ; પછી મેં એક મહાન સિંહાસન ઉપર તેજસ્વી ન્યાયાધિશ બેઠેલો જોયો. મારો બચાવ કરવાનું મને ઘણુંએ મન થયું, પણ એ સ્થળે કામ લાગે એવી એક પણ દલીલ મને જડી શકી નહિ. આથી હું બહુ જ મુઝાયો, મારા મનમાં રાજ્ય ઉપર વૈરાગ્ય પેદા થયો અને આખરે સઘળું તજી દઇ ફકીરી ધારણ કરી છે.

## સંસારમાં સફર કરવાનાં ચાર વાહનો.

(૧) જ્યારે સંપત્તિનો પ્રદેશ આવી પડે ત્યારે કૃતજ્ઞતાના વાહન ઉપર મુસાફરી કરવી જોઇએ.

(૨) પૂજન-અર્ચનનો પ્રદેશ આવી પડે ત્યારે પ્રભુ પ્રેમના વાહનનો ઉપયોગ કરવો.

(૩) વિપત્તિનો પ્રદેશ આવી પડે ત્યારે સહનશીલતાનું વાહન વાપરવું.

(૪) પાપનો પ્રદેશ ઓળંગવાનો સમય આવી પડે ત્યારે પશ્ચાતાપરૂપી વાહન વાપરવું જોઇએ.

## અમૃતરૂપ વચનો.

(૧) જ્ઞાનને અનુસરવાની ઇચ્છા હોય તો જ જ્ઞાની જનોનો સંગ કરજો.

(૨) દુનિયાને બદલે પ્રભુમાં પ્રીતિ કરવી હોય તો જ વિરક્તનો સંગ કરજો.

(૩) અત્યંત સહનશીલતા રાખી શકો તો જ મૂર્ખ લોકોનો સંગ કરજો.

## કેટલીક પ્રાર્થના.

મેં સંપત્તિની પ્રાર્થના કરી તો તે તત્વજ્ઞાનના રૂપમાં ફળી છે ગૌરવની પ્રાર્થના કરી તો તે વૈરાગ્યના રૂપમાં મળી છે. દોષો ટાળવાની પ્રાર્થના કરી તો તે મૌન ભાવના ફળમાં ફળી છે. શાન્તિની પ્રાર્થના કરી તો તે સંસાર પ્રતિ નિરાશાના રૂપમાં ફળી છે.

## ત્રણ બાબતો કઠીન છે.

(૧) નિર્ધનતામાં પણ ઉદારતા રાખવી.

(૨) એકાંતમાં પણ વૈરાગ્ય સાચવવો.

(૩) જેનો ભય લાગતો હોય તેને પણ સાચે સાચું કહી દેવું.



# પુલછાબ સોળમી.

## ગુલામનો આનંદ.

એક વાર બલ્ખમાં ભયંકર દુષ્કાલ પડયો. અનાજની ખેંચને લીધે માણસો હેરાન થવા લાગ્યા અને ક્ષુધાની જ્વાળાથી માણસો મનુષ્યનું માંસ સુદ્ધાં ખાવા લાગ્યા. એ વખતે એક મહાત્મા પુરૂષ આ ભયંકર દશ્ય જોતા જોતા બજારમાં જતા હતા. ત્યાં તેમણે એક ગુલામને પ્રફુલ વદને હસતો જોઇ તેને પૂછયું કે "શું આ આનંદ ઉલ્લાસનો વખત છે? તું જોતો નથી કે અન્ન વગર લોકોની શી દશા થઈ રહી છે?"

ગુલામ—"મારે શી ફીકર છે? મારો માલીક એક મોટો જાગીરદાર છે. તેના ભંડારમાં પુષ્કળ દ્રવ્ય અને અનાજ છે. અને તેમનો ગુલામ છું. મારે અન્ન વિના ભુખે મરવું નહિ પડે." આ વચનો સાંભળી મહાત્મા શકીક શોકાતુર થઈ ગયા અને બોલ્યા કે, "હે પ્રભો! આ ગુલામ પોતાના એક તુચ્છ શેઠને માટે પણ આટલો બધો સંતુષ્ટ અને નિર્ભય છે, તો પછી તું તો આખા બ્રહ્માંડનો અધિશ્વર છે, સર્વ પ્રાણીઓનો પિતા છે; તો પછી અમે નકામી ચીંતામાં શા સારૂ મુંઝાઇએ છીએ?"

## મહાત્માનું વચન.

તું એક પૈસો પણ કમાય તે ન્યાય પૂર્વક કમાજે અને જે કાંઇ ખરચે તે સન્માર્ગે જ ખરચજે.

## જગતમાં ચાર બાબતોથી ઇશ્વરની પ્રસન્નતા મળે છે.

(૧) જીવીકાની નચીંતાઇ રાખવામાં.

## નસીબની બલીહારી.

એક વાર એક નાના ગામડામાંથી એક વ્યાપારીનો પુત્ર ધંધા અર્થે એડન જતો હતો. તેને એક સંન્યાસી મળ્યો તે કહેવા લાગ્યો કે હે પુત્ર ? "તમારા નસીબમાં જે મળવાનું નકી થએલું હશે તે તો તમે ગમે ત્યાં હશો ત્યાંપણ આવી મળશે અને જે તમારા નશીબમાં નિરધારેલું નહિ હોય તેને મેળવવાને તમે ગમે તેટલી દોડાદોડ કરશો તોપણ તે પ્રાપ્ત થવાનું નથી અને માત્ર આયુષ્યનો ક્ષય થવાનો જ છે." જુઓ કેટલાક મનુષ્યો જન્મતાજ સુખી અને કેટલાંક દુઃખી આ જગતમાં જોવામાં આવે છે માટે નસીબની બલીહારી છે.

## વિજ્ઞાન વચનો.

(૧) જે શોક અને સંતાપથી નિર્લેપ રહે છે તેજ ખરો પ્રભુભક્ત છે.

(૨) લોકોની સ્તુતિ ને નિંદા જેના મનમાં સમાન લાગે તેજ ખરો વૈરાગી છે.

(૩) જેઓ બાહ્યાવસ્થાથી વિહીન સાધનો સાધે છે તેજ ખરો સાધક છે.

(૪) પાપને માટે પશ્ચાતાપ કરવો ને ફરીથી પાપમાં ન પડવું એજ સાચું પ્રાયશ્ચિત છે.

(૫) દેહથી સંસારમાં રહેજો. પણ અંતરથી તો પ્રભુ તરફ રહેજો.

(૬) "તું તું કરતે તું ભયા, તુજમેં રહી ન હું;
વારી તેરે નામ પેં, જીત દેખુ તીત તું.

(૭) મનુષ્ય માત્રની ભુલ પ્રભુ ભજવામાં મણમાં આઠ પાંચ શેરીની છે.

## હરૂન અલ રશીદને બોધ.

એક વખતે હરૂન અલ રશીદે મહાત્મા શકીકને કહ્યું, આપ મને કાંઇ બોધ આપો. મહર્ષી શકીક કહે આપ સાવધાનતાથી

ચાલજો. હરૂન અલ રશીદે પુનઃ પ્રાર્થના કરી કે મને વધારે બોધ આપો. ત્યારે મહર્ષી શકીક બોલ્યા: "ઇશ્વરી રાજ્યમાં એક ઘર છે તેનું નામ નર્ક છે. આપને તે ગૃહને દ્વારે ગોઠવેલા છે. આપના હાથમાં દ્રવ્ય, રાજ્યદંડ અને તલવાર એ ત્રણ વસ્તુ આપી આજ્ઞા કરી છે કે તું આ ત્રણ સાધનો દ્વારા લોકોને નર્કમાંથી નિવૃત કર. જે કોઇ દીન ને દરીદ્રી હોય તેને દાન આપવામાં સંકોચ રાખીશ નહિ. જે માણસ ઇશ્વરી કાયદાની વિરૂદ્ધ વર્તે તેને રાજ્યદંડ દ્વારાએ શિક્ષા કરજે ને નરક ભણી જતા અટકાવજે. વળી જે માણસ બીજાની હત્યા કરે તેને મરનારના સ્વજનોના મતાનુસાર આ તલવાર દ્વાગ બદલો આપજે; જો તું એમ નહી કરે તો તારે નરકમાં પડનાર લોકોને મોખરે જવું પડશે."

હરૂન અલ રશીદ—"હજુ પણ કાંઇ વિશેષ કહો."

શકીક—"તું સરોવરરૂપ છે અને બધી ક્રિયાઓ તેના પ્રવાહ રૂપે છે. જો સરોવરનું પાણી નિર્મળ ને ઉજ્જવળ હશે તો પ્રવાહ મલીન હોવાનો સંભવ નથી પરંતુ જો સરોવર પોતે જ ગંદુ હશે તો પ્રવાહ નિર્મળ રહેવાની લેશ પણ આશા નથી."

હરૂન અલ રશીદ—"હજુ પણ કાંઇક કહો."

શકીક—"ધાર કે તું સહરાના રણમાં એકલો તરસ્યો થયો હોય અને મરવા પડયો હોય તે વખતે જો કોઇ તને થોડું ઠંડુ જળ આપે તો તે જળ તું કેટલી કીંમતે વેચાતું લે?"

હરૂન અલ રશીદ—"તે જે કીંમત માગે તે કીંમત."

શકીક—જો તે જળના બદલામાં તારૂં અર્ધું રાજ માંગે તો તું શું કહે?"

હરૂન અલ રશીદ—"તો તે પણ આપું."

મહર્ષિ શકીક—"જો તું તે જળપાન કરીને રોગી બને ને તે રોગ એવો ભયંકર થઇ પડે કે શરીર છુટવાનો વખત આવી પહોંચે અને તેવામાં એક માણસ આવીને કહે કે "હું દવા કરીને

તને સાજો કરી દઉં, પરન્તુ તેના બદલામાં તારૂં બાકીનું અર્ધું રાજ્ય લઉં તો તું શું કહે ?"

હરુન—"તો હું તે પણ આપી દઉં."

મહર્ષિ શકીક—"પ્યાલા પાણીની કીંમતે જે વેચાય છે, તે રાજ્યની શું તમે મમતા રાખો છો ?"

આ સાંભળી હરુન અલ રસીદ રોવા લાગ્યા. શાન્ત થયા પછી તેઓ રાજ્યપાટ છોડી ખુદાની બંદગી કરવા મક્કા શરીફમાં પધાર્યા.

---



## પુલછાબ સત્તરમી.

### સર્વથી મીઠી વસ્તુ કઇ ?

(ગરજ.)

**દોહરા.**

આપ આપની ગરજથી, ગરજુ જગત ગણાય;<br>
વગર દરદ ઘર વેદને, જરૂર કોઈ નવ જાય. ૧

તમાન તજીયે તેહની, જેની ગરજ સદાય;<br>
જળ સાથે રીસાઇને કહો કમળ કયાં જાય. ૨

જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;<br>
બાળે છે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૩

કદી હલકાની ગરજ પણ, ભારે તે પડનાર;<br>
કાષ્ટ નાવને આસરે, પથરા ઉતરે પાર. ૪

ગરજ સમે ગરજુજનો, બોલે મીઠા બોલ;<br>
ભાર ન ગણશો ભાઇઓ, તેનો તરણા તોલ. ૫

તેનો દોષ ગણાય નહિ, જે ઉપયોગી અગાધ;<br>
એઠી એળ ગણાય નહિ, કાગળનો નહિ બાધ. ૬

## પંચ વિષય તજવા વિષે.

નારી નજરે જુઓ કોય, વનિતાની વાત ભુંડી;
સ્વાદ સ્નેહ દુઃખદાઇ હોય, ઇચ્છા એની ટાળો ઉંડી.
માન મોટો છે આરે અજીત, સમજીને સંગત જો;
ન કરો એ પંચની પ્રતીત.
હેતે શું હરીને ભજો, આવો અવસર જાય અમૂલ્ય;
પાછો તે પામતો નથી; તેનો તપાસી કરવો તોલ.
ઉંડા અતી અંતરથી,
જીત્યા તો જીત થઈ, હાર્યા તો હાર સઈ,
માંડી મુકી જુગટાની જેમ, કહે નિષ્કુળનંદ તો એમ.

## મધુપાન વિષે.

કૃષ્ણ કહે સુત સાંભળો. મધુમાં મોટું પાપ;
જેથી જાદવ કુળ મુવું, મારે દોષ અમાપ.
જે મદીરા મુખમાં લહે, તે નહિ હિંદુ હોય;
મહા નેષ્ટ ગો માંસથી, સમજો મનમાં કોય.
જુઠી પુરે સાહેદી, કરે ચોરી વ્યભિચાર;
ખુની પ્રાયશ્ચિત કરી, વસે હિંદુ મોઝાર.
પણ મદીરા પીનાર નર, શુદ્ધ કદી નહિ થાય;
શાશું ઉકાળી પીયે પણ, તેનું અઘ ન જાય.
ઓખડ મદીરા જુક્ત જે, જેથી જીવ બચાવ;
તે પણ સ્પર્શ તેહનો, ન કરો ધારી ભાવ.
સુકાચર્મ ઉપર પડે, તીલભર છાંટો જેહ;
એ પશુ નિશ્ચે નર્કમાં, પહોંચે અવસર એહ.
જપ તપ વ્રત બહુ દીન કરે, કરે તીર્થ બહુ દાન;
પુણ્ય બળે તે પલકમાં, પીયે મદીરાપાન.
મધુ પીનારો પતીત છે, માનુષ મર્કટ સમાન;
બાપની મિલ્કતમાં થકી, ભાગ ન યોગ્ય નિદાન.

પીએ કદી ચંડાળનું, શુદ્ધ કદાપી થાય;
પણ મદીરા પીનારનું, પાપ કદી નહિં જાય.

## શુક અને સીતા.

જનકપુરના જનક રાજાને ત્યાં સીતાજી ૭ વર્ષની નાની ઉંમરનાં હતાં ત્યારે એક દિવસ સખીઓ સંગ તે વનમાં હરતાંફરતાં અને રમતાં રમતાં જાતજાતનાં ફુલો ને ફળો જયાં ત્યાં સૌ કન્યાઓ વીણતી હતી, એવામાં એક પોપટ અને મેના ઝાડ ઉપર વાતો કરતાં સીતાજીના સાંભળવામાં આવ્યાં. પોપટ વાત કરતો હતો અને મેના સાંભળતી હતી. પોપટની વાતમાં મીઠાસ ઉપજવાથી સીતાજી ઝાડ નીચે ઉભાં ઉભાં ધ્યાન દઈ તેની વાત સાંભળવા લાગ્યાં; પોપટ બોલ્યો કે અયોધ્યાના દશરથ રાજાને રામચંદ્રજી નામે કુમાર છે તે જનકપુરના રાજા જનક વિદેહીની પુત્રીને સ્વયંવરમાં શિવનું ધનુષ્ય ભાંગીને વરશે પણ રાજા દશરથે તેની એક રાણી કૈકેયીને બે વચન આપેલાં છે તે વચનમાં કૈકેયી રામચંદ્રજી માટે વનવાસ અને પોતાના દીકરા ભરત માટે અયોધ્યાનું રાજ્ય રાજા દશરથ પાસે માંગશે. પછી રામચંદ્રજી તથા સીતાજી અને તેમના એક ઓરમાન ભાઈ લક્ષ્મણજી ત્રણે જણા વનમાં ચાલી નીકળશે અને વનવાસ દરમિયાન લંકાનો રાજા રાવણ સીતાને હરી જશે.

આ વાત સીતાજી કાન દઈને સાંભળતાં તેમાં તેમને ઘણો રસ પડયો હતો. એવામાં પોપટે વાત બંધ કરી. હવે પછી પોપટની વાતમાં સીતાનું શું થશે અને તે સીતા તે કોણ એ જાણવાની બાળક સીતાજીની અધીરાઇ અતિશય વધી ગઇ તેથી તે લાગલાં જ વનની દેખરેખ રાખનાર વનરક્ષક પાસે દોડી ગયાં અને તેને કહ્યું કે 'પેલા ઝાડપર બેઠેલા પોપટ અને મેનાને જાળ નાંખી પકડી મારા હાથમાં દે.' વનપાળે તેમ કર્યું અને પોપટ તથા મેના સીતાજીને હાથ પડયાં. અધીરાં બનેલાં સીતાજી પોપટને કહેવા લાગ્યાં કે 'પેલા ઝાડપર મેનાને વારતા સંભળાવતો હતો તે સીતાની વાત તેં પડતી મુકી છે

ત્યાંથી મને આગળ કહી સંભળાવ. સીતાને લંકાપતી રાવણ ઉપાડી ગયો તેની શી દશા થઇ તે જાણવાની મને જીજ્ઞાસા છે.' પોપટે કહ્યું:-બાઇ ! એ વાત મને આટલી જ આવડે છે. બુદ્ધિ વગરના અમે પંખી જાત તેથી એ વારતા મને પુરેપુરી આવડતી નથી. એક સમયે મુનિ વાલ્મીકીના આશ્રમમાં અમે રહેતા હતા ત્યાં મુનિ તેમના શિષ્યોને ભણાવતા હતા તેમાંથી મેં મેનાને સંભળાવી તેટલી વાત મને યાદ રહી છે માટે કરી અમને છુટા મુકો બાળહઠ લઇ બેઠેલાં સીતાજીને પોપટના બોલવા ઉપર વિશ્વાસ રહ્યો નહીં, તેથી ધમકી આપી બોલ્યા કે જો તું મને આખી વાત નહીં સંભળાવે તો તને અને તારી મેનાને પાંજરામાં પુરી રખીશ. એમ કહી ચાકર પાસે એક પાંજરૂં મંગાવ્યું અને પાંજરાનું બારણું ઉઘાડી જેવાં તે બંનેને અંદર ઘાલવા જાય છે તેવો જ પોપટ જોર કરીને સીતાજીના હાથમાંથી છુટો થઈ નાસી ગયો, પણ ગરીબ બીચારી મેના જે તે વખતે ગર્ભવંતી હતી તે જોર કરી ઉડી શકે નહિ. તેથી તે પાંજરામાં ફસાઈ પડી. તેને જેવી પુરવામાં આવી કે તરતજ તેણે પ્રાણ મુકયા. મેનાને મુવેલી જોઇ સીતાજીને ઘણો પશ્ચાતાપ થયો, પણ થયું ન થયું શી રીતે થાય ? આખરે તેમણે પાંજરામાંથી મેનાનું મુડદું બહાર કાઢયું. એ સઘળું આકાશ માર્ગે રહેલો પોપટ જોતો હતો તે પોતાની વહાલી સ્ત્રીને મરણ પામેલી જોઇ નીરાશ થઇ પંથે પડયો. હવે પોપટે વિચાર કર્યો કે "પત્ની વિયોગથી દુઃખી થએલો હું હવે જીવીને શું કરીશ ? એમ વિચાર કરી તે એક તીર્થ સ્થાને ગયો અને ત્યાં પાણીમાં પડી દેહ ત્યાગ કર્યો. મરતી વખતે તેણે સીતાજીને શ્રાપ દીધો કે જેમ હું પત્ની વિયોગથી દુઃખી બની ઝુરી ઝુરી મરૂં છું, તેમ તું પણ ગર્ભવતી થઇશ ત્યારે પતિ વિયોગ પામીશ અને પતિ વિરહ ન વેઠાતાં દુઃખી થઇ ઝુરી ઝુરી મરીશ. દુર્ભાગ્યે બન્યું પણ એવું કે સીતાજીને ગર્ભ રહ્યો હતો તે વખતે રામચંદ્રજીએ તેમનો ત્યાગ કર્યો અને તેમને વનમાં મોકલી દીધાં. જ્યાં પતિવિયોગમાં તેમણે પોતાનું આયુષ્ય પુરૂં કર્યું અને પોપટની કળકળતી આંતરડીથી દેવાએલો શ્રાપ સફળ થયો.

## અતિશય સર્વ અસાર ગણાય છે.

### દોહરા.

અતીશય શરમ ધરી રહે, ઉચરે નહિ ઉચ્ચાર;
અર્થ સરે નહિ એહનો, અતીશય સર્વ અસાર. ૧
અતીશય પરોપકારી તે, મોત વગર મરનાર;
કરે વછુટયો વાઘને, અતીશય સર્વ અસાર. ૨
અતીશય દયા દીલે ધરે, દીસે મલીન દીદાર;
વસ્ત્ર વીંછાતાં પણ ડરે, અતીશય સર્વ અસાર. ૩
અતીશય સાચું ઉચરતાં, લાજ ન રહે લગાર;
ચાડી કરે સૌ ચાડીઓ, અતીશય સર્વ અસાર. ૪
અતીશય સંતોષી તજે, ઉદ્યમનો આધાર;
તેથી સારૂં શું થશે, અતીશય સર્વ અસાર. ૫
અતીશય સ્નેહીપણું સદા, સૌ સાથે સજનાર;
ઠામેઠામ ઠગાય બહુ, અતીશય સર્વ અસાર. ૬
અતીશય હીંમત હોય તે, કરે કામ અવિચાર;
મૂર્ખ કહે સૌ માનવી, અતીશય સર્વ અસાર. ૭
અતીશય વિદ્યાભ્યાસમાં, પામે આયુષ્ય પાર;
પણ પુરૂં ન ભણી રહે, અતીશય સર્વ અસાર. ૮
અતીશય ઉદ્યોગી બને, વિશ્રાંતી પગવાર;
પછી પોતે માંદો પડે, અતીશય સર્વ અસાર; ૯
અતીશય પર દુઃખ દીલ ધરે, બળ્યા કરે બહુવાર;
સ્વપ્ને નહિ સુખની ઘડી, અતીશય સર્વ અસાર. ૧૦

## જાદવાસ્થળી.

જાદવાસ્થળી એ કાઠિઆવાડમાં આવેલા પ્રભાસ પાટણમાં થઇ હતી. જાદવો પોતાના મદથી મદોન્મત થઇ પોતાના એક સાથીને પેટ ઉપર લોખંડની એક લોઢી બાંધી સ્ત્રીનો વેશ પહેરાવી એક ઋષિ પાસે ગયા અને ઋષિને પૂછ્યું કે, " આ સ્ત્રીને શું આવશે ? "

ઋષિએ શ્રાપ આપ્યો કે એને જે આવશે તે તમારો સમૂળ નાશ કરશે. આથી ભય પામી તે લોઢી ઘસી ઘસીને બારીક ભુકો કરી સમુદ્રમાં નાંખી દીધો. આ ભુકામાંથી પાણુ નામનું ઘાસ થયું અને તેનાથી જાદવો દારૂથી અંદર અંદર કપાઇ મુઆ. પ્રભુની ઇચ્છાથી આ ક્ષેત્રમાં જાદવોનો મોક્ષ થએલો. આ ભુમી પવિત્ર ગણાય છે ને ત્યાં દર વર્ષે હજારો મનુષ્યો તીર્થાટન કરવા જાય છે.

### જીવનો સ્વભાવ.

#### દોહરો.

કલ્પે ધન નહી સાંપડે, કલ્પે વિપત નવ જાય;
પણ જીવનો સ્વભાવ પડયો. તે કલપ્યા વિના ન રહેવાય.

### સર્વે મુકીને એક દિવસે મરી જાવું છે.

#### પદ.

જાવું છે જરૂર મરી, મેલી સર્વે જાવું જરૂર મરી;
રાત દિવસ રહ્યો ધનને કજે, સમર્યો નહિ ઘડીયે હરી. મેલી.
મેડી મદીર માલ ખજાન, સંપત રહેશે ધરી. મેલી.
સગાં સંબંધી સૌ જોઇ રહેશે કે તું ન માને જરી. મેલી.
નિષ્કુળાનંદ કહે જોને વિચારી, રહે નહિ દેહ ધરી. મેલી.




### એક નૃપતિને મોક્ષની ઇચ્છા.

એક નૃપતિને મોક્ષની ઇચ્છા થવાથી તેણે એક વિદ્વાન બ્રાહ્મણ પાસે શ્રીમદ ભાગવતની કથા કરાવવી શરૂ કરી. તે રાજાએ એક વર્ષ સુધી કથા સાંભળી પણ મોક્ષ તો મળી શકયો નહિ તેથી તેણે કથા કરનાર પંડીતને કહ્યું કે તમારી કથા મેં એક વર્ષ સુધી સાંભળી

પણ મને કાંઈ ફાયદો થયો નહિ. માટે કાલનો મોક્ષનો અધ્યાય સંભળાવી મોક્ષ મળે તેમ કરો. જો કાલ રોજ મોક્ષ નહિ થાય તો હું તમારૂં ઘાણીમાં ઘાલી તેલ કાઢીશ. પંડીતને તો આ હુકમથી મૃત્યુની બીક લાગી ને અફસોસમાં પોતે ઘેર આવ્યો. પણ તેને તો ખાવું પીવું કાંઈ ગમે નહિ. ને અવશ્ય કાલ રોજ મારૂં મૃત્યુ રાજા કરશે એવું તેના મનમાં થવા લાગ્યું. રાત્રિના સાડા આઠના સુમારે તેના ઘરમાં એક સદ્‌ગુરૂનું અચાનક આવાગમન થયું. તે સદ્‌ગુરૂ મહા તપસ્વી હતા. તેનું પંડીતજીએ સ્વાગત કર્યું પણ પોતે ઉદાસ ચહેરે સદ્‌ગુરૂ પાસે બેસતાં સદ્‌ગુરૂએ કહ્યું કે પંડીતજી તમે આજ ઉદાસ કેમ છો ? ત્યારે તેણે વીતેલી અથેતી હકીકત જાહેર કરી. સદ્‌ગુરૂ બહુજ દયાળુ ને પરોપકારી હતા તેથી પંડીતજીને ધીરજ આપી કહ્યું કે અહો ! એમાં શી ચીંતા છે ? હું કાલે તમારો તે સવાલનો નીકાલ કરી આપીશ. પંડીતજી બહુજ રાજી થયા ને સવારે પ્રભાતે વહેલા ઉઠી નિત્યકર્મ પરવારી સદ્‌ગુરૂને લઈ રાજ્યદરબારમાં આવ્યા. રાજા તો રાહ જોઈ બેઠો હતો, તરત પંડીતજી આવતાં તેણે મોક્ષના અધ્યાયની વાત કાઢી. પંડીતજીએ રાજાજીને કહ્યું મહારાજ ! તમારા સવાલનો નિર્ણય અમારા સદ્‌ગુરૂ કરશે. રાજાએ કહ્યું સદ્‌ગુરૂ કરે તો પણ ચાલશે. એટલે સદ્‌ગુરૂએ રાજા પાસે વીનંતી કરી કે “હું જે પ્રમાણે હુકમ કરૂં તે પ્રમાણે તમારે વર્તન કરવું પડશે” રાજાએ હા પાડી એટલે સદ્‌ગુરૂએ રાજાને તથા પંડીતને એકેક થાંભલે દોરડેથી બાંધી દીધા. બાર વાગ્યા ત્યારે બહુ જ ભૂખ તરસ લાગી. એટલે રાજાએ સદ્‌ગુરૂ પાસે છોડવાની વિનંતી કરી. ત્યારે સદ્‌ગુરૂ કહે હે રાજા ! તારા પ્રશ્નનું સમાધાન થયું કે ? તું પણ બાંધેલ છે ને પંડિતજી પણ બાળ બચ્ચાંથી બંધાએલ છે એટલે બાંધેલો શું છોડાવી શકે ? એ તો શુકદેવજી જેવા નિષ્કામી વાંચનારા હોય ને પરિક્ષિત જેવા સાંભળનારા હોય તો જ મોક્ષ થાય, પણ બાંધેલ હોય તેનો મોક્ષ કઈ રીતે થાય. રાજાજી પોતાની ભૂલ સમજી ગયા, ને સદ્‌ગુરૂએ તેને છોડી ઉત્તમ જ્ઞાન આપ્યું તેથી રાજા ઘણો જ પ્રસન્ન થયો.

## સદ્દગુરૂનાં કયાં વચનો ન માનવાં ?

સદ્ગુરૂ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ કદી પણ આજ્ઞા આપે નહીં પણ કદાપી ભક્તની પરીક્ષા જોવા પંચ વર્તમાનના નિયમની ઉલટી આજ્ઞા પોતાના ગુરૂ કરે તો તે તુરત માનવી નહિ. એક વખતે શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું જે અશ્વત્થામાંનું માથું કાપી નાંખો, પછી તે વચન પરમ ભગવદી અર્જુન હતા પણ તે વચન પરમાત્માનું હતું છતાં ન માન્યું. તેના ઉપર છેવટે ભગવાનનો રાજીપો થયો હતો.

## યમરાજનું રૂપ ને માયા.

યમરાજનું રૂપ જે પાપી જીવને અતી ભયાનક વીકરાળ જણાય છે તથા મોટા મોટા દાંત તથા મોટું મુખ ભયાનક દેખાય છે તથા કાજલ જેવું કાળું ને પર્વત જેવું મોટું ને કાળ જેવું ભયાનક એવું દુ:ખરૂપ દેખાય છે અને પુણ્યવાળા જીવ તેને તો યમરાજાનું રૂપ અતીશે સુખદાઇ વિષ્ણુના જેવું જણાય છે તેમજ માયા જે ભગવાનથી વિમુખ છે તેને તો અતીબંધન કરનારી છે અને અતી દુ:ખદાઇ છે. અને જે ભગવાનના ભક્ત છે તેને તો એ માયા અતીશે સુખદાઇ છે એમ સમજવું.

## મહાન પુરૂષના પ્રકાર.

મહાન પુરૂષો ચાર પ્રકારના છે, (૧) દીવા જેવા, (૨) મસાલ જેવા; (૩) વીજળી જેવા અને (૪) વડવાનળ અગ્નિ જેવા.

(૧) દીવા જેવા હોય તે વિષયરૂપી વાયુયે કરીને ઓલાઇ જાય છે.

(૨) મસાલ જેવા હોય તેને અધિક વિષયરૂપી વાયુ લાગે તો તેણે કરીને ઓલાઇ જાય છે.

(૩) વીજળી જેવા હોય તે માયારૂપી વરસાદના પાણીએ કરીને પણ ઓલાય નહિ.

(૪) વડવાનળ અગ્નિ જેવા હોય તે સમુદ્રના મધ્યમાં રહે પણ સમુદ્રના જળનો ઓલાવયો ઓલાતો નથી ને સમુદ્રના જળને પીને મુલદ્વારે કાઢી નાંખે છે. ઉલટું ખારૂં પાણી મીઠું કરે છે ને વળી તે મેઘ

લાવી સંસારમાં વૃષ્ટિ કરે છે. તેને કરીને નાના પ્રકારના રસ થાય છે. તેમ એવા જે મોટા પુરૂષ હોય તે સમુદ્રના જલ જેવા ખારા જીવ હોય તેને પણ સહેજ દર્શન માત્ર કરીને તુરત મીઠા કરી નાંખે છે.

## શરણાગત વત્સલપણું.

રામચંદ્રજી ભગવાનમાં શરણાગત વત્સલપણું અતિશય હતું. લાખો ગુન્હા કર્યા હોય ને તે પાપી હોય પણ જો શરણે આવે તો તેને અભયપદ આપી દે છે. પણ શરણાગત હોય ને તે જો જરાક વાંકમાં આવ્યો તો તેનો તત્કાળ ત્યાગ કરી દે છે. જુઓને સીતાજીને માથે લગારેક લોકાપવાદ આવ્યો અને અતિ વ્હાલાં હતાં છતાં તત્કાળ ત્યાગ કર્યો; માટે આપણે પ્રભુનું શરણ લીધા પછી બહુ જ સંભાળ રાખવાની જરૂર છે. બીજાના ગુન્હા સામે નહિ જોતાં પોતાના શરણાગતના સહેજ ગુન્હાનું નિવારણ કરવા તેઓ હમેશાં તત્પર રહે છે.

## સોનું અને સ્ત્રી કોને બંધન ન કરે?

શ્રીમદ્ ભાગવતમાં સુવર્ણને વિષે કલીનો નિવાસ કહ્યો છે તે સુવર્ણ જેવું બંધનકારી છે તેવું જ બંધનકારી રૂપ છે કેમકે જ્યારે રૂપવાન સ્ત્રી હોય ને તે સભામાં આવે ત્યારે ગમે તેવો ધીરજવાન હોય તેની પણ દૃષ્ટિ તેના રૂપને વિષે તણાયા વિના રહે નહિ. માટે સોનું અને સ્ત્રી એ બે અતિ બંધનકારી છે. એ બે પદાર્થનું બંધન તો ત્યારે ન થાય કે જ્યારે પ્રકૃતિ પુરૂષ થકી પર એવું શુદ્ધ ચૈતન્ય બ્રહ્મતેજને પોતાનું સ્વરૂપ માને અને તે બ્રહ્મરૂપ થઇને પરબ્રહ્મરૂપ એવા જે કૃષ્ણ ભગવાન તેનું જે ભજન કરે તેને બંધન થાય નહિ બીજાને તો બંધન થાય ખરૂં એમ મહાપુરૂષોનો સિદ્ધાંત છે.




## "જ્ઞાનની કિંમત વધે કે મોતીની માળાની?"

શ્રીનગર નામના એક મહાન શહેરમાં લક્ષ્મીદાસ નામનો એક શેઠ હતો. તેને ત્યાં ઘણી દોલત હતી અને સર્વ વાતે સુખી હતો. તેમજ એની મનમાં જ્ઞાન પામવાની ઇચ્છા થતી હતી તેથી એક સાધુ મહાત્મા ત્યાં આવી ચઢયા તેમને પોતાને ત્યાં રોજ બે કલાક કથા કહેવા પ્રાર્થના કરી. આથી તે સાધુ અંતઃકરણના ઐક્ય ભાવથી રોજ કથા કરતા હતા. લક્ષ્મીદાસ શેઠ પણ કથામાં પ્રેમ લાવી બેસતા હતા. એમ કરતાં કેટલોક કાળ વ્યતીત થયો ત્યારે લક્ષ્મીદાસના મનમાં એમ નિશ્ચય થયો કે આપણે ત્યાં સુંદર સાચા મોટી કીંમતના મોતીની માળા છે તે આજે એમને આપું એમ ધારી કથાના વખતે શેઠ મોતીની માળા તે મહાત્માની પાસે મુકી પગે લાગ્યા. પણ સાધુ તો પોતાની કથાની ધુનમાં જ ઓતપ્રોત વૃત્તિવાળા હતા તેથી તે માળા તરફ દૃષ્ટિ ગઇ નહિ. પછી શેઠ બેઠા પણ શેઠના મનમાં એમ થયું કે મહારાજ માળા તરફ કાંઇ જોતા નથી એમ ધારી શેઠ બોલ્યા કે 'મહારાજ પેલી માળા'. એમ શેઠે પાંચ વખત યાદ દેવરાવ્યું પણ મહાત્માએ દૃષ્ટિ કરી નહિ પણ એ મોતીની માળાના સંબંધમાં તો સમજી ગયા કે આ ભલા શેઠને જ્ઞાનની કીંમત કરતાં મોતીની માળાની મહત્તા વિશેષ છે એટલે તેણે શેઠને કહ્યું શેઠજી! જ્ઞાનની કીંમત પાસે તમારી મોતીની માળા કાંઇ વિસાતમાં નથી. જ્યારે રામચંદ્રજી ભગવાને મારૂતીને મોતીની માળા આપી હતી તે તેને દાંત વડે તોડી નાંખી હતી ને કહ્યું કે આ મોતીની માળામાં રામનું નામ કયાં છે? માટે મારે મન તે નિરર્થક છે! માટે શેઠજી તમારો માયાનો મોહ દુર કરી પ્રભુની વાતોમાં ચિત્તને પરોવો તો જ કલ્યાણ

થશે મારે એ મોતીની માળાનું કામ નથી. મારે તો તુલસીની માળા ઉપયોગમાં આવે છે એમ કહી તે સંત મહાત્માએ તે મોતીની માળા તે શ્રીમાનને પાછી આપી. ખરેખર એવા નિર્લોભી સંતો પાસેથી જ કથા શ્રવણ કરવાનું મહાન ફળ પ્રાપ્ત થાય છે.

## મહાત્મા એકનાથજી.

એકનાથજી ભગવાનના પરમ ભક્ત હતા. તેઓ સર્વ સમય શાન્ત રહેતા. કોઈપણ માણસે તેમને આખા જીવનમાં ક્રોધી જોયા જ નથી. તેઓ પોતાના ઉપદેશમાં પણ કહેતા કે પરમાત્મા કેવા દયાળુ ને શાન્ત છે. મનુષ્યોના કર્મો તરફ જો પરમાત્મા જુએ અને અશાંત થાય તો તે મનુષ્યને એક દિવસ પણ જીવવા ન દે. પરન્તુ પ્રભુ તો પાપીઓને પણ દયા કરે છે, ત્યારે આપણે તેના ભક્ત છીએ તો શામાટે અશાંત થવું. સર્વ સમય શાન્તિને રક્ષી રાખવી એ જ આપણો ધર્મ છે, આપણી ફરજ છે. ભક્ત એકનાથજીની પાછળ એક ગુંડો બદમાસ લાગ્યો. એ ગુંડાએ ઘણા ઘણા ઉપાયો એકનાથજીને અશાંત કરવાને કર્યા. પણ કોઇ પણ ઉપાયે તેઓ અશાંત થયા નહિ. જ્યારે જુઓ ત્યારે પ્રસન્ન-હસતા અને હસતા. હવે પેલા ગુંડાએ પુરેપુરી પરિક્ષા અજમાવવાનો નિશ્ચય કરી પોતાનો વેશ બદલી નાખી સાધુ વેષ લીધો અને એકનાથજીને ત્યાં ભીક્ષા માગવા ગયો. એકનાથજીએ પ્રેમપુર્વક તેનું સ્વાગત કર્યું. અને પત્નીએ રસોઈ તૈયાર કરી પોતાના પતિને તથા પેલા વેષધારી સાધુને જમવા બેસાડયા. તેઓ જમતા જાય છે અને એકનાથજીની પત્ની તેઓને વાંકા વળી પીરસતા જાય છે. એ ક્રિયા ચાલતી હતી એવામાં લાગ જોઇ પેલો વેશધારી સાધુ એકદમ કુદ્યો અને વાંકા વળેલાં એકનાથજીની સ્ત્રીના બરડા ઉપર ચઢી બેઠો. આ દ્રષ્ય જોઈ કોઇ પણ માણસનો મીજાજ કાબુમાં ન રહે. પણ ભક્ત એકનાથજી તો હસતા હસતા બોલ્યા, કે તમે ગભરાશો નહિ. અતિથિ દેવને પોતાના માતુશ્રી સાંભરી આવ્યા હશે. તમારો કીકો પણ નાનો હતો ત્યારે પાછળથી

આવી આમ જ તમને ટીંગાઇ પડતો. વેષધારી સાધુ તદ્દન ભોંઠો પડી ગયો ને પછી પગે પડી માફી માગી એકનાથજીનો હમેશ માટે શિષ્ય થઇને રહ્યો. ધન્ય છે એવા ક્ષમાવાન પવિત્ર મહાત્માને!

## બિલ્વમંગળે પોતાની સ્ત્રીને આપેલો ઉપદેશ.

વન ઉપવન કે મંદીરે, પર્વત ગુફા ઠામ,
અણુમાત્ર ખાલી નથી, સઘળે મ્હારો શ્યામ.
ન માયામાં તું માનવ! મર,
તું ભક્તિ કર! તું ભક્તિ કર.
જશે ઘોડા અને ગાડી, વળી વજીફા અને વાડી (૨)
ધરી દીલમાં પ્રભુનો ડર—તું ભક્તિ.
અરે છે કાચની કાયા, જવું પડશે તજી માયા,
ન કાયમનું સમજ આ ઘર—તું ભક્તિ.
ભરી ભંડાર શું કરશે? પછી ભવ–પાર કયમ તરશે?
થનાર કાલે ખલાસ ઉમર—તું ભક્તિ.

## વિલક્ષણ સુખ.

એક શ્રીમાન શેઠ હતો. તેને એક સ્ત્રી તથા એક પુત્ર હતો. વૃદ્ધાવસ્થામાં પુત્ર થવાથી તેને બહુ સંતોષ થયો હતો અને એના મનમાં એવી વાસના હતી કે મારા વિદ્યમાન આ પુત્રનું લગ્ન થાય તો પછી મારે કશું કર્તવ્ય નથી એમ ધારી પુત્રનું ઉત્તમ સ્થળે સગપણ કર્યું અને વિવાહનું મુહૂર્ત નક્કી કરી લગ્નનો દિવસ નક્કી કર્યો. પોતાને ત્યાં આવનાર મેમાનોની તમામ જાતની સગવડો પોતે ઉલટથી કરવા લાગ્યો. જુદા જુદા બંગલાઓમાં મોટા મંડપ બાંધી સ્નેહી સગાંને ઉતારા આપ્યા અને તેની સરભરામાં આખો દિવસ એક પગે ઉભા રહ્યા. સાંજ સુધી તેને જમવાનો સમય પ્રાપ્ત થયો નહિ પણ થાક લાગવાથી તેને નિદ્રા આવવા લાગી તેથી પોતે પોતાના શયનગૃહમાં જઇને બેઘડી વિશ્રાંતી લેવાને જમ્યા વિના સુતો તેટલામાં તેને મીઠી નિંદ્રા આવી ગઇ. તેની સ્ત્રી તથા પુત્રોએ પોતાના

પિતાશ્રીને ઉઠાડયા ને જમવા માટે નવિન પ્રકારના સુંદર પકવાનો લાવ્યા પણ શેઠે કહ્યું કે મને સુવાદો મારે ખાવું કે પીવું કાંઇ નથી. તમે અહીંથી જાઓને મને સુખે ઉંઘવા દો ? જુઓ પુત્ર, સ્ત્રી, ધન, પકવાનો, મેમાનો વિગેરેમાંથી એકદમ વૈરાગ્ય થઇ ઉત્તમ સુખમાં શાન્તિ તથા આનંદ ભોગવવા લાગ્યો. સુષુપ્તિનું અતિ સુખ તે જ ઉત્તમ સુખ છે મનુષ્યને ખરૂં જ શાન્તિ અને આનંદ એમાંજ હોય છે. તે વખતે દરેક પ્રાણી આ જગતને ભુલી જાય છે. ને શરીરનું પણ વિસ્મરણ થાય છે ને કેવળ સુખમાં જ ગરક થાય છે. તો આ અજ્ઞાનમય સુષુપ્તિ કરતાં સ્વરૂપ સામ્રાજ્ય કે તે બ્રહ્મસુખમાં કેવો આનંદ હશે ? જેઓ બ્રહ્મસુખમાં તલ્લીન છે તેને માયીક સુખ નકામું લાગે છે એ નિર્વિવાદ છે. બ્રહ્મસુખે સુખી તેજ ખરો સુખી છે.

## આપણું રાખ્યું કાંઇ રહેતું નથી.

### પદ.

કાયા માયા કુડીરે, રાખી તારી રહેશે નહિં,
જોને તું વિચારીરે ઘેલા કેમ અક્લ ગઇ.........કાયા૦
નંદ રાજાએ અનગળ નાણું ભરી સંચ્યા ભંડાર,
પણ કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચીરે, વેઠે મુવો ભાર વહી......કાયા૦
રાવણ રીધ સીધ પુરણ પામ્યો, ઇંદ્ર અતિ અભિમાન,
પણ અજ્ઞાને અવરાણું અંતર, ભૂલી ગયો મૃત્યુભાન;
વાદળની છાયા રે જોતાં જોતાં છેટે ગઇ.........કાયા૦
ભજ ભગવાન માન તન મેલી એલી કર બળવીર,
પણ લક્ષ્મી વરની લાલચ રાખી ધરજે મનમાં ધીર;
અધમ ઉદ્ધારણ રે અભય પદ આપે સહી.........કાયા૦
મૃગજળ ભરવા મુરખ માણસ દોડે સૌ સંસાર,
વાત વિચારીને પાછો વળજે, પામ્યા નથી કોઇ પાર;
દેવાનંદ દેખી રે વિવેકની વાત કહી..............કાયા૦

## બાહોશી એટલે શું ?

હાલમાં સર્વત્ર શું નજરે પડે છે ? જ્યાં જૂઓ ત્યાં સર્વત્ર દરેક ઠેકાણે—લોકો દેખાવ ને બહારના ઢોંગને ચાહે છે. મનુષ્યોને બહારનો દેખાવ ગમે છે નીતિ નહિ. ઉત્તમમાં ઉત્તમ આત્મા ધરાવતા કુરૂપ શરીરને લોકો ચાહતા નથી, પણ સુરૂપ સુંદર—શરીરમાં જો અધમમાં અધમ આત્મા હોય તો તેથી પણ આનંદ પામે છે. નાટકોના ખોટા પોષાકો અને વેશ્યા છતાં સીતા બનનાર પાત્રો જેટલું ધ્યાન લોક સમુહનું ખેંચે છે, તેટલું ધ્યાન દુનિયામાં વિચરતાં, ગરીબ અને દુઃખી છતાં સારા. શુદ્ધ પાત્રો નથી ખેંચી શકતા. કપડાંમાં પણ તેમજ છે. જેઓ હલકી કિમ્મતનો પોષાક પહેરે છે, તેઓ કરતાં ખીસ્સે ખાલી અને વાક્યચાતુર્ય ઠાલી ધરાવતાં ભપકાભર્યાં કપડાં પહેરનારને વધુ માન મળે છે. અને તેમની સોબત તરફ જનસમૂહ આકર્ષાય છે અને જો ચહેરો ખેંચાણકારક હોય તો તરત જ ઘણા તેની સોબત ઇચ્છે છે અને પૈસાનો પણ ભોગ આપે છે. ખોટાં ઘરેણાં પહેરીને ભપકો કરનાર ઘરેણાં નહિ પહેરનાર કરતાં વધુ માન મેળવે છે. વર્તનમાં પણ તેમજ છે. જે સાફ સાફ, તડને ફડ બોલી દે છે તેના ઘણા દુશ્મન થાય છે, પણ જે જુઠાણાના દરિયા ડોળતો હોય તેને તો તેઓ બાહોશ કહે છે. આથી બને છે એમ કે કાયદાની ચુંગાલમાં નહિ સપડાય, એવી રીતના બહારના દેખાવ રાખી કામો કરાય છે, બહારના ભપકાથી જનસમુહને અંજાય છે, અને તેના જ પૈસે તેમના ગજવાપર કાતર મુકવામાં આવે છે. બોલવાના શબ્દોમાં પણ એજ નીતિ વખણાય છે. કોઇને ખુલા શબ્દોમાં ચોર કે લુચ્ચો નહિ કહેવાય પણ ગોળ ગોળ શબ્દોમાં ખરાબ બોલાય તેમજ લખાય તેમાં હરકત ગણાતી નથી. મોટી મોટી રાજ્ય સભાઓ અને પાર્લામેન્ટો પણ એજ નીતિને ટેકો આપે છે. અને તેને પાર્લામેન્ટરી ભાષા અથવા પાર્લામેન્ટરી નીતિ અને બાહોશી કહેવામાં આવે છે. જેઓ શુદ્ધ ભાવથી બોલે છે અથવા વર્તે છે તેઓ મૂર્ખ, ભોળા ને તોછડા

ગણાય છે, જ્યારે "મુખમે રામ ને બગલમેં છૂરી" લઇ ફરનાર સર્વત્ર પંકાય છે અને "પધારો, પધારો" થાય છે. તમે તેવા ન થતા. તમે એવા મનુષ્યથી દુર રહેજો અને તેમને ટેકો આપતા નહિ, તમે શુદ્ધ રહો-શુદ્ધ થાઓ, અને શુદ્ધ વર્તન રાખો. તમારા હૃદયથી વિરૂદ્ધ ચાલો નહિ તેમજ વર્તો પણ નહિ. તદ્દન શુદ્ધ થઇ રહો. સત્યને માર્ગે જ ચાલો. સત્યની મૂર્તિ થાઓ.

## ચેતીને ચાલવા વિષે.

### પદ.

ચેતો ચતુર નરનારીરે, ચેતો ચતુર નરનારી,
આ યુગ હમણાં ચાલ્યો જાશેરે..................ચેતો૦
મોટા મોટા ચાલ્યા ગયા, મૂકી પોતે ઘરબાર,
સાથે કાંઈ નવ લઈ ગયા, સૌ પડ્યું રહ્યું તે ઠાર...ચેતો૦
મારાં છૈયાં મારી પત્ની, મિથ્યા તું તો જાણે,
અંત સમે કો સંગ ન આવે, યમ મારે જે ટાણે...ચેતો૦
તારૂં આ ભુતળને વિષે સગું અલ્યા નથી કોઇ,
સગાં સહોદર ધનના લોભી, અંતે રહેશે રોઇ......ચેતો૦
ભજન સ્મરણ તુજ સંગે આવે, પુણ્ય કર્યું હોય જેહ,
બાકી સૌ મિથ્યા તમે જાણો, અંતે અળગાં તેહ...ચેતો૦
પુણ્ય નેમમાં નેહ ધરીને, પર દુઃખમાં જીવ બળશે,
તો જીવડલા સાચું માનજે, નિશ્ચે વૈકુંઠ મળશે......ચેતો૦

## પુલછાબ વીસમી.

### જીતનો પાયો.

તમે કોઈ પણ કાર્ય હાથમાં લ્યો ત્યારે એવી ખાતરીથી તે કામ કરો કે તમને ફતેહ મળવીજ જોઇએ. ડગમગતું મન કદી પણ સારૂં કામ કરી શકતું નથી. તમારૂં દષ્ટિબિંદુ અને સાધ્યબિંદુ ચુકતા ના, તેથી તમને આગળ વધવાનું દિલ થશે. ઉંચામાં ઉંચું માન, ઉંચામાં ઉંચું જ્ઞાન અને ઉંચામાં ઉંચી દોલત તેઓ જ મેળવી શકે છે કે જેઓ પોતાના સાધ્યબિંદુમાં ચુકતા નથી અને ખંત અને હિમ્મત રાખે છે. તમે તેવા જ થવા કોશેશ કરો. દરેક કામ એજ ઇચ્છાથી કરો કે તે ઉત્તમ પ્રકારનું છે અને ઉત્તમ રીતે કરવું જોઇએ. તે માટે કોઇની મેહેરબાની, રજા કે ટેકો મળવાની રાહ ન જુઓ. તમારા હૃદયને નિર્મળ અને આત્મા ઉપર શ્રદ્ધા રાખનાર બનાવો; જેથી ફતેહ મેળવવામાં તમને હરકત આવશે નહિ.

### આયુષ્યની ચટકી ચાર દિવસની છે.

પદ.

આયો આયો મનુષ્ય અવતાર, નર ચાર દિવસ મિજબાના,
કુટુંબ કબીલા સ્વારથ મીલા, વાકુ ચલત નહિ બારરે—નર.
જમકે દુતા મારત જુતા, પાપી કરત પોકાર રે—નર.
ભવ દુ:ખભારી દેખ વિચારી મરને ધરત અવતાર રે—નર.
દેવાનંદ ભારી ચરને મોરારી, સહેજ તરે સંસાર રે—નર.

### સંસારમાં સાચું સુખ ક્યાંઈ નથી.

એક રાજાને રાત્રે સ્વપ્નુ આવ્યું કે મારા જેવો જગતને વિષે કોઈ સુખી નથી. પ્રભાત થતાં પોતાના સ્વપ્નનો મહિમા એક મહાત્મા પાસે કહ્યો ત્યારે મહાત્માએ તે રાજાને જણાવ્યું કે હે રાજા! આ

સંસારમાં સત્ય સુખ છે નહિ, તો પછી તું પોતાને સુખી શા થકી માને છે! પૂર્વે તારા જેવું સ્વપ્ન જનક રાજાને પણ આવ્યું હતું ને તેમણે "આ સાચું કે પેલું સાચું" તેનો નિર્ણય કરાવ્યો હતો. તે વખતે અષ્ટાવક્ર ઋષિએ તેને સ્પષ્ટ સમજાવ્યું હતું કે "જેવું આ તેવું તે" બંન્ને સરખું છે. ફેર માત્ર એટલો જ રાત્રિનું સ્વપ્ન તારૂં ન્હાનું અને જગતનું સ્વપ્નુ જરા મોટું એટલો જ તફાવત છે બાકી કાંઇ પણ તફાવત નથી. રાજાને આ મહર્ષિના શબ્દોથી જેવી જોઇએ. તેવી ખાતરી નહિ થતાં પોતે ખરૂં સુખ કોણ ભોગવે છે તેની તપાસ કરવા નિકળી પડયો રસ્તામાં તેને અનાયાસે એક શ્રીમાનની મુલાકાત થઇ. તે શ્રીમાન સર્વે વાતે સુખી હતો પણ તેને પુત્ર નહિ હોવાથી પુત્ર દુઃખથી હમેશાં તે દીલગીર રહેતો રાજાએ જાણ્યું કે આને સર્વ વાતે સુખ છે ખરૂં પણ પુત્રના. દુઃખથી તેને આ સંસાર મીઠો લાગતો નથી.

પછી તે રાજા ત્યાંથી બીજે ઠેકાણે જઇ તપાસ કરી તો ત્યાં હજારો સ્ત્રીઓ તથા બાળકોનો મેળો ભરાણો હતો. ત્યાં જઈ તપાસ કરી તો ત્યાં પણ તેને ખરૂં સુખ જોવામાં આવ્યું નહિ. પછી પોતે જંગલની બહાર એક તપસ્વી મહાત્મા રહેતા હતા. ત્યાં જઇ પોતાના મનની વાત નિવેદન કરી કે હે ઋષિરાજ! આ સંસારમાં સત્ય સુખ કયાં હશે? ત્યારે ઋષિ મહારાજે અનુકંપા કરી તે રાજાને કહ્યું કે રાજા! આ સંસાર જ દુઃખથી ભરેલો ને નશ્વર છે ત્યાં ખરૂં સુખ કયાંથી હોય? આ જીવને વાંસે શરીરમાં પર દુષણનું ટોળું તેને ઉંધે રસ્તે દોરી રહ્યું છે. અને જગતમાં સૌ સૌના સ્વાર્થ પુરતો સ્નેહ સર્વે રાખે છે. તું જો પૈસામાં સુખ માનતો હોય તો નંદ રાજાને કેમ સુખ ન થયું? તું જો રાજ્યમાં સુખ માનતો હો તો ગોપીચંદ ને ભતૃહરી રાજ્ય છોડી શા માટે ચાલ્યા ગયા? તું જો સ્ત્રીમાં સુખ માનતો હો તો ચિત્રકેતુ રાજાએ શા માટે સ્ત્રીને તજી. માટે હે રાજા! આ સંસારમાં જેને તું ઉપરથી સુખી સમજે છે તે ખરો

સુખી નથી. તેના અંતરમાં રાત્રી દિવસ પંચવિષયની હોળી પ્રગટી રહી છે તેને સ્વપ્ને પણ સુખનો લેશ નથી. જો તારે ખરૂં સુખ જોઇતું હોય તો આ લોકના ખોટા આળપંપાળ મુકી શ્રીહરીના શરણે થા કે જેથી તને અક્ષર અવિનાશી અમુલ્ય સુખ મળે. રાજાને ખાતરી થવાથી ખરા સુખના ભોગી થવાને માટે તે હમેશાં તે માટે બાકી રહેલી જીંદગી શ્રીહરીની સેવામાં નિર્માણ કરી,

## ગૌતમ અને નાડીજંઘ.

### ( બાળકોની વાર્તા. )

દરીઆ કિનારાપરના એક ઘનઘોર જંગલની અંદર નાડીજંઘ નામનો એક બગલો રહેતો હતો. નાડીજંઘ પોતાના તપના પ્રભાવના લીધે સ્વર્ગમાં સ્વદેહે જઇ શકતો હતો. નાડીજંઘ બ્રહ્મ દરબારમાં (બ્રહ્મલોકમાં) જતો હતો પરંતુ કાંઇ કારણસર ત્યાં જવાનું તેણે ઘણા વખતથી બંધ કરી દીધું હતું. નાડીજંઘના આવા વર્તનથી બ્રહ્મા કોપાયમાન થયા અને તેના લીધે એક વખતે બ્રહ્માએ નાડીજંઘને શ્રાપ આપી દીધો કે, નાડીજંઘનું મૃત્યુ ગૌતમના હાથે થઇ જશે. નાડીજંઘને બ્રહ્માના શ્રાપની ખબર પડતાં તે એકદમ બ્રહ્મા પસે પહોંચ્યો. તે પોતાને આપેલો શ્રાપ મિથ્યા થવા માટે વિનવણી કરવા લાગ્યો. છેવટે બ્રહ્માએ પોતાના શ્રાપના નિવારણનો રસ્તો બતાવ્યો કે મ્હારો શ્રાપ મિથ્યા તો થઇ શકે જ નહિ, પરંતુ હું કહું છું કે તું ગૌતમના હાથે મરાયા પછી કામધેનુના દૂધના સ્પર્શથી જીવતો થઇ જશે. નાડીજંઘે વિનંતીપૂર્વક બ્રહ્માને કહ્યું કે "મહારાજ! મારા મોત પછી મને કામધેનુના દૂધનો સ્પર્શ શી રીતે અને કોણ કરાવી શકશે ?" બ્રહ્માએ જણાવ્યું કે જેવી રીતે ગૌતમના ભેટાથી તારૂં મોત નીપજશે તેવા જ દૈવ–સંયોગની અનુકુળતાએ તું જીવતો થઇશ."

નાડીજંઘને બ્રહ્માએ આપેલા શ્રાપની વાત તના ખાસ મિત્રે મેરૂવ્રજ નામના નગરના રાજા વિરૂપાક્ષને કહી. વિરૂપાક્ષ

નાડીજંઘની વાત સાંભળી ઘણો દીલગીર થયો. અને નાડીજંઘને દિવસમાં એક વખત ગમે તે ભોગે પોતાને મળવા આવી જવાનું કહ્યું. વળી એમ પણ જણાવ્યું કે જે દિવસે તમો નહિ આવો તે દિવસે તમારી હયાતીમાં શંકાશીલ થઈ તમારી તપાસ કરીશું. નાડીજંઘ વિરૂપાક્ષની વાત પ્રમાણે દરરોજ તેને મળવા જતો હતો. નાડીજંઘ અને વિરૂપાક્ષને ઘણી જ સરસ દોસ્તી હતી.

હવે બ્રહ્માએ આપેલા શ્રાપના ઘટના (પ્રસંગ–સંયોગ) અનુકુળ થવા માટે બન્યું એવું કે-મધ્ય દેશમાં ગૌતમ નામનો એક બ્રાહ્મણ તો હતો તે બ્રાહ્મણ ઘણો જ દરિદ્રી (ગરીબ) હતો. પોતાની ગરીબાઇનાં દુઃખના ત્રાસના લીધે ત્યાંથી કંટાળીને તે મધ્ય દેશમાંથી નીકળી ઉત્તર દેશમાં જઇ ચડયો. ગૌતમ ઉત્તર દેશમાં આવ્યો તો ખરો, પરંતુ અહિં તમામ વસ્તી મ્લેચ્છ જાતની (શૂદ્રની) હતી. તેથી પ્રથમ તો અહીં આવતાં જ ઘણો મુંઝાયો. ગૌતમના મનની મુંઝવણ પેલા મ્લેચ્છ લોકો કળી ગયા. ગૌતમને મીઠાં મીઠાં વચનોથી સાન્ત્વન આપીને તેને રહેવા માટે એક ઘર કાઢી આપ્યું, તેમજ તેને ખાવાપીવા માટે અનાજ અને બીજી જોઇતી ચીજો પણ એકદમ હાજર કરી આપી. ગૌતમના જીવનને અહિં જરા વસવા દઇને મ્લેચ્છોએ પછી તેને પોતાની જાતિની એક વિધવા સ્ત્રી સાથે પરણાવ્યો. આ શૂદ્ર વિધવા સ્ત્રી સાથે રહી, હાથમાં જાળ લઇને પક્ષીઓ અને મચ્છીઓ મારી લાવીને તેના ઉપર પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. હવે ગૌતમ પોતાનો કારોબાર આમ ચલાવે છે એવામાં એક એવી વાત બની કે, ગૌતમ પોતાના ગુજરાન માટે શિકાર કરી લાવી લોહીવાળા શરીરે, હાથે અને લુગડાંએ ચાલ્યો આવે છે, એવામાં તેનો જાણીતો બ્રાહ્મણ મિત્ર તેને અચાનક રસ્તામાં ભેટી પડયો. ગૌતમે તે બ્રાહ્મણને (પોતાના મિત્રને) ઓળખી કાઢયો અને તે બ્રાહ્મણે ગૌતમને ઓળખી લીધો. બન્નેની ચાર આંખો એક થતાં ગૌતમ અતિશય શરમાઈ ગયો અને પેલો બ્રાહ્મણ કાળો કકળાટ કરતાં

બોલી ઉઠયો: " અરે ભાઈ ગૌતમ ! તું અહીંયાં કયાંથી ? અને આ બધો શો પ્રકાર છે ? અરેરે, પણ તેં આ મારેલાં પક્ષીઓ અને માછલાં કયાંથી લીધાં ? અરે, પણ તેં એ શા માટે લીધાં છે ? શું તું આ મ્લેચ્છો સાથે રહી મ્લેચ્છ થઇ ગયો છે કે થયું શું ? અરેરે, ગૌતમ ! તને આવાં કામ (ધંધો) કયાંથી સુઝયાં મારા બાપલા ?"

અમાવાસ્યાની મધ્યરાત્રિએ જામેલી મેઘલી (અંધકાર) જેવા કાળામેશ થયેલા મ્હોંએ નીચું જોઇ ગૌતમ ફક્ત એટલું જ બોલી શકયો કે—મહારાજ, હવે પધારો અને પવિત્ર રસોઇ આપના પાવન હાથોથી બનાવી જમો. સાંજ પણ થઇ જવા આવી છે, આપ ઘણા લાંબા પ્રવાસેથી નીકળીને અહિં સુધી આવેલા જણાઓ છો, થાકી ગયા પણ હશો. પધારો, પધારો, મારા બાપલા.

ગૌતમની આવી બધી અનાચાર વૃત્તિ પ્રત્યક્ષ જોઇને પેલો બ્રાહ્મણ તો ઘણો જ ખિન્ન થયો અને કહ્યું કે " ભાઇ ! મને ભૂખ તો બીલકુલ લાગી જ નથી માટે મારા વિષે તારે કાંઈ ખટપટ કે ચિન્તા રાખવી જ નહિ. પરંતુ ભાઇ, મારે ફક્ત આજની રાત્રિ અહિં ગાળવા વિચાર છે. ગૌતમે તેને રાતભર સુખપૂર્વક સૂઇ રહે તેવી મનપસંદ જગ્યા કાઢી આપી. બ્રાહ્મણ રાત્રિભર સૂઇ રહી સવારના વ્હેલા ઉઠી પોતાના ઠેકાણે જવા સારૂ ગૌતમની રજા લઇ રવાના થઈ ગયો.

કેટલોયેક વખત વ્યતીત થયા પછી ગૌતમ જ્યાં રહેતો હતો તે ગામના મ્લેચ્છોની એક ટોળી પરદેશમાં ધન કમાવા અર્થે જવા માટે તૈયાર થઇ તેમાં ગૌતમના કેટલાક દોસ્તોના આગ્રહથી તે પણ પરદેશમાં જવા માટે તૈયાર થયો. બધી ટોળી એક વહાણમાં બેસી મુસાફરી કરતી કરતી રવાના થઇ. દરિયામાં મુસાફરી કરતાં કરતાં એક ટાપુ આવતાં બધાઓએ ત્યાં ઉતરી પડવાનો નિશ્ચય કર્યો. વહાણને લંગર કરી સર્વ સાથીદારો આ ટાપુમાં ઉતરી પડયા. બધા સાથીદારો સાથે ગૌતમ પણ ટાપુ ઉપર ઉતરી સર્વ જતા હતા તે તરફ પોતે પણ જવા લાગ્યો.

કેટલાક દિવસો આવી રીતે રઝળતાં રઝળતાં સાથીદારો એક બીજાથી છુટા પણ પડી જવા લાગ્યા. ગૌતમ જે ટોળીમાં સામેલ થઇને આગળ વધતો જતો હતો તે ટોળીનાં ઘણાં માણસો છુટાંછવાયાં થઇ જઇ બહુ જ થોડાં માણસો રહ્યાં હતાં. ચોમેર લીલાંછમ મોટાં મોટાં વૃક્ષો અને મનોહર વિવિધ પલ્લવધારી વેલીઓ તથા છોડવાઓ વાળા ઘાડા જંગલમાં તેઓએ પ્રવેશ કર્યો. આવા ઘનઘોર ઝાડોના ઝુંડથી ઝુકેલા ગહનવનમાં તેઓ ચાલ્યા જતા હતા. એવામાં એક જંગલી હાથીનો તેમને ભેટો થઇ ગયો. હાથી પાછળ પડયો, બધા જીવ લઇને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા. આ નાસભાગમાં ગૌતમની ટોળીના એકેક માણસો એકબીજાથી વીખરાઇ છુટા થઇ ગયા. ગૌતમ દોડતો દોડતો તે વન વટાવી દઇ એક સુન્દર વનમાં પ્રવેશ કરવા લાગ્યો. આ વનમાં અનેક પ્રકારના ફળફૂલોથી મહેક મહેક થઇ લચી રહેલાં જુદાં જુદાં વૃક્ષો અનેકવિધ ફળ-ફૂલના વેલાઓ અને છોડવાઓ અપાર ભારથી નમી રહેલા હતા. કુદરતે આ રમ્ય વનમાં પોતાના ખુલ્લા હૃદયે મબલક (પુષ્કળ) મેવો ઠેરઠેર ખીચોખીચ ગોઠવી રાખ્યો હોય એમ જોનારને જણાઇ આવે એવું આ વન હતું.

બ્રહ્માનો શ્રાપ લેનાર પેલો નાડીજંઘ બગલો આ વનમાં જ પોતાનો એક આશ્રમ બાંધી રહેતો હતો. ચાલતાં ચાલતાં ગૌતમે નાડીજંઘના આશ્રમની પર્ણકુટી દૂરથી દેખી. તે ત્યાં ગયો. આશ્રમમાં આવતાં કોઇને ગૌતમે દીઠું નહિ તેથી અતિશય થાકના લીધે નિરાંત કરીને ગૌતમ નાડીજંઘના આશ્રમમાં સૂઇ ગયો.

છેક સાયંકાળનો સમય થતાં નાડીજંઘ પોતાના આશ્રમે આવીને જુએ છે તો ગૌતમને સુતેલો દીઠો. નાડીજંઘ કાંઈ ગૌતમને ઓળખતો નહોતો એટલે તે આશ્ચર્યથી ગૌતમ પાસે ગયો અને તેને પૂછ્યું-"ભાઇ! તમે કોણ છો? તમારૂં નામ શું? કયાંથી આવો છો? તમારે કયાં જવું છે? તમે આ વનમાં કયાંથી ચડી

આવ્યા ?" ગૌતમ કહેવા લાગ્યો—ભાઇ ! હું બ્રાહ્મણ છું મારૂં મૂળ વતન તો જાણે કે મધ્ય દેશ છે, પણ મારે ગરીબીને લઇને ત્યાંથી ભાગી જવું પડયું અને ગયો. મ્લેચ્છની વસ્તીવાળા ઉત્તર દેશમાં ત્યાંથી અમારા કેટલાક સાથીદારો સાથે અમે ધન કમાવા વહાણમાં બેસી પરદેશ જવા નીકળ્યા. રસ્તામાં આ બેટ જોયો અને બધાની મરજી અહિંઆં ઉતરવાની થઈ, બેટ ઉપર ઉતર્યા પછી અમે બધે ફરી વળવા સારૂ જુદાં જુદાં ટોળાં થઈ ગયાં, તેમાં અમારા ટોળાને આ વનને લાગેલા પેલા વનમાં એક જંગલી હાથીનો ભેટો થતાં તે અમારી પાછળ પડયો, અમે બધા જુદા જુદા વિખરાઇ ગયા. હું બ્હીકમાં ને બ્હીકમાં નાસતાં ભાગતાં મહા મુશીબતે અહિં સુધી આવી શકયો છું. આ આશ્રમ જોઇને અહિં આરામ લેવા પડી રહ્યો છું." નાડીજંઘે ગૌતમની દયા ઉપજે એવી વાત સાંભળી કહ્યું-ભલાભાઇ ! તમે ભલે અહિં આવ્યા. તમારે કશી ચિન્તા કે ભય રાખવો નહિ, આ ઘર (આશ્રમ) તમારૂંજ છે તો તમારા જેવા મિત્ર મને મળવાથી મારાં તો અહોભાગ્ય થઈ ગયાં." નાડીજંઘે ઘણીજ મીઠી મીઠી વાતો કરી, અને પછી ગૌતમને ભોજન કરાવ્યું.

રહેતાં રહેતાં ધીમે ધીમે નાડીજંઘ અને ગૌતમ વચ્ચે સારી પ્રીતિ થઇ ગઇ. ગૌતમની ગરીબી ઉપર નાડીજંઘને દયા આવતાં પોતાના સમર્થ રાજવી મિત્ર મેરૂવ્રજ નગરના વિરૂપાક્ષ રાજાને ત્યાં પોતાની ઓળખાણ આપી, ગરીબી ગાળવા ગૌતમને તેણે સલાહ આપીને ત્યાં મોકલ્યો.

ગૌતમ વિરૂપાક્ષ રાજાને ત્યાં ગયો. રાજાએ નાડીજંઘના મિત્ર તરીકે ગૌતમની જોઇએ તેવી ખૂબ કાળજીપુર્વક બરદાસ્ત રાખી અને વિરૂપાક્ષને કાર્તિક પુર્ણિમાના પરમ પવિત્ર દિવસે એક હજાર બ્રાહ્મણો જમાડવાનો સમારંભ કરવાનો હોવાથી ગૌતમને પણ વિરૂપાક્ષ રાજાએ ત્યા સુધી આગ્રહથી રોકયો. વિરૂપાક્ષ રાજાએ કાર્તિકી પુર્ણિમાના દિવસે બ્રાહ્મણોને જમાડી ઉપર દક્ષિણા તરીકે પુષ્કળ સુવર્ણ આપ્યું.

ગૌતમને પણ વિરૂપાક્ષ રાજાએ સારી દક્ષિણા આપી ખુબ ખુબ ખુશ કરી વિદાય કર્યો.

મેરૂવ્રજ નગરથી વિરૂપાક્ષ રાજાની રજા લઇ ગૌતમ પોતાના શિરપર સુવર્ણની ગાંસડીનો ભાર ઉંચકી પાછો નાડીજંઘ બગલાના આશ્રમે વનમાં આવ્યો. બન્ને મળ્યા. ખુબ આનંદની વાતો કરી નાડીજંઘે ગૌતમને ભોજન કરવા ઉઠાડયો, ગૌતમ ભોજન કરવા બેઠો એટલે નાડીજંઘ બગલો પોતના થાકેલા સ્નેહીમિત્રને પોતાની પાંખ વડે પવન નાખવા લાગ્યો. ભોજન થઇ રહ્યા બાદ નાડીજંઘે આસપાસમાંથી લાકડાંઓ એકઠાં કરી થંડી હવા લાગે નહિ માટે તાપ સળગાવ્યો, અને પછી બન્ને મિત્રો ઘણા વખત સુધી ખુશ મિજાજમાં બેસી આનંદની વાતો કરી. મોડી રાત્રિએ નિદ્રાધીન થઇ ગયા.

સોનાની ગાંસડીનો ભાર ઉંચકી ગૌતમ નાડીજંઘના આશ્રમ સુધી આવતાંમાં તો ઘણોજ શ્રમિત અને ક્ષુધિત થઇ ગયો હતો. એટલે ગૌતમે વિચાર્યું કે હવે અહિંથી આગળ ભાર ઉપાડી ને ચાલીશું, પણ ખાવાનું શું થશે? અને ભૂખ તો કકડીને લાગશે ત્યારે ભાર ઉપાડી ચલાય પણ શી રીતે? માટે લાવ, આ નાડીજંઘને મારી નાખીને તેનું માંસ આ સળગતા લાકડામાં શેકી સાથે લઇ લઉં. કે જેથી રસ્તામાં ભૂખ લાગે તો પણ વાંધો નહિ. ગૌતમે આવો દુષ્ટ વિચાર કરી ભર-નિંદ્રામાં સૂતેલા નાડીજંઘના શરીર પર ધખધખતું-ધીખતું લાલચોળ લાકડું મારી તેનો પ્રાણ તેના શરીરમાંથી એકજ પલકવારમાં પ્રવાસે પહોંચાડી દીધો. નાડીજંઘના શરીરમાંથી માંસ કાઢી લઇ તપેલા અગ્નિમાં શેકી લઇ ગૌતમ પોતાના પંથે પરવરતો થઇ ગયો.

દરરોજના રિવાજ મુજબ નાડીજંઘ વિરૂપાક્ષ રાજાને મળવા આજે આખો દહાડો વહી ગયો તોપણ આવ્યો નહિ, છેવટે રાજાને ગૌતમ ઉપર શંકા જતાં પોતાનાં માણસોને નાડીજંઘની તપાસ કરવા મોકલ્યાં. માણસોએ નાડીજંઘના આશ્રમે આવીને જોયું તો નાડીજંઘનો પત્તો કયાંયે ખાતો નહોતો પણ નાડીજંઘનાં પડેલાં

હાડકાં તેમના જોવામાં આવી ગયાં. તરતજ દોડતા જઇ વિરૂપાક્ષ રાજાને નાડીજંઘના મરણના સમાચાર જણાવ્યા. સમાચાર સાંભળ ઘણી જ દીલગીરી કરી અને ગૌતમ ઉપરનો સંદેહ વધારે વધત તેને પકડી પોતાની પાસે લાવવા-પોતાનાં માણસોને તેની પાછળ પૂરપાટે દોડાવી મુકયાં, વિરૂપાક્ષ રાજા સમક્ષ હાજર કર્યો. વિરૂપાક્ષ રાજાએ ગૌતમને મારી નાખી નાડીજંઘના હાલ કર્યા તેવા હાલ તેના કરવાનો હુકમ આપ્યો.

ત્યારબાદ નાડીજંઘનાં રહેલાં હાડકાંઓને વિરૂપાક્ષ રાજાએ વિધિપૂર્વક અગ્નિદાહ કરાવ્યો, એવામાં જ આકાશ માર્ગેથી જતા જતાં કામધેનુના આંચળમાંથી દૈવ સંયોગના બળથી દૂધની શેર છૂટી અને તે નાડીજંઘના બળીને ખાખ થઈ ગયેલા હાડકા ઉપર પડી નાડીજંઘ એકદમ આળસ મરડી ભભુકતા અગ્નિ વચ્ચેથી કૂદીને બહાર આવ્યો. અને પોતાના મિત્ર વિરૂપાક્ષ રાજાને બધી હકીકત પૂછી કે આ શું છે? વિરૂપાક્ષે બધી વાત કહી બતાવી. નાડીજંઘ ગૌતમના મોતની વાત સાંભળી ઘણો જ દીલગીર થવા લાગ્યો અને ગભરાવા લાગ્યો. એવામાં ઇન્દ્ર રાજા આકાશમાંથી ઉતરીને ત્યાં આવ્યા, અને કહ્યું કે-"નાડીજંઘને બ્રહ્માએ આપેલા શ્રાપનું આજે સંપુર્ણ નિવારણ થઈ ગયું છે." પછી નાડીજંઘે ઇંદ્ર રાજાને ગૌતમને જીવતો કરવા ખૂબ વિનતીથી કહ્યું. ઇંદ્ર રાજાએ નાડીજંઘના અત્યંત આગ્રહને લીધે ગૌતમને જીવીત કર્યો.

નાડીજંઘ અને ગૌતમ ફરીવાર સાચા મિત્ર બની એક બીજાની બાથમાં ભેટી પડી ખૂબ પ્રેમથી મળ્યા.



## ફુલછાબ એકવીસમી.

### મહાત્મા પુરૂષે પસંદ કરેલી બે બાબત.

(૧) ગરીબોનો સંગ રાખવો.

(૨) પ્રભુ પરાયણ સંત—સાધુઓને સન્માન આપવું.

### મનુષ્યોમાં જ્ઞાની ને મુર્ખ.

(૧) પ્રભુથી સદા ડરનારો તે જ્ઞાની.

(૨) જે નીડર બની ફરે છે તે મહામૂર્ખ છે.

### સંસાર એ મોટું સ્વપ્નું છે.

સંસાર એ એક મોટું સ્વપ્નું છે. એમાં મોહવશ લોકો એવી બુમો પાડયા કરે છે કે આ મારી કાન્તા, આ મારૂં ધન અને આ મારાં બાળકો છે. જ્ઞાન સૂર્યનો અસ્ત થઇ જવાથી પ્રકાશ લુપ્ત થઇ ગયો છે અને સમગ્ર બ્રહ્માંડ અંધકારથી વ્યાપ્ત થઇ ગયું છે. સત્યનું ચાંદરણું રહ્યું નથી કે જેથી કાંઇ માર્ગ દૃષ્ટિગોચર થાય. ભ્રાન્તિને લીધે લોકો પોતાનેજ ઓળખતા નથી, દેહાભિમાનથી લોકો નિંદ્રામાં ઘોરતા પડયા છે ને વિષયસુખને માટે બહુ આક્રંદ કરી રહ્યા છે. આ પ્રકારે નિંદ્રામાં ને નિંદ્રામાં કેટલાએ મરી ગયા છે. આ પ્રમાણે અસંખ્ય લોકો આ સંસારમા આવે ને જાય છે પણ પરમાત્માની ઓળખાણ વિના જન્મ મરણનો ફેરો નિવૃત થતો નથી.

### મનુષ્ય દેહનું મહાત્મ.

મનુષ્ય દેહથીજ નવ પ્રકારની ભક્તિ ને ચાર પ્રકારની મુક્તિ મેળવી શકાય છે, દાનધર્મ કરી શકાય છે, સારાં તીર્થોમાં જઇ શકાય છે, મનુષ્ય દેહ વડે અનેક પ્રકારની વિદ્યા શીખાય છે, દેહ વડે પુર્વ-કર્મનું ફળ મળે છે, પરોપકાર થાય છે, દેહ વડે કરોને ભક્તિમા-

ર્ગનો પ્રેમ ઉત્પન્ન થાય છે, સન્માર્ગ સાધન પણ દેહ વડેજ થઇ શકે છે માટે દેહને પરલોકની નૌકા અને અનેક ગુણોની ખાણ માની છે.

### અનુભવ.

લોકો અનેક પ્રકારની પરીક્ષા કરે છે પરન્તુ કોઈ પણ અન્યના મનની પરીક્ષા કરી શકતો નથી એમાં લેશ પણ શંકા નથી. આપણને મરણ વળગેલું છે એટલા માટે સદાચાર જાળવવો. વિવેકનું કામ અત્યંત કઠીણ છે. નાના હો, મોટા હો, સમાન હો, આપણા હો, પરાયા હો, કોઇ પણ હો પરન્તુ તમારે સર્વની સાથે મિત્રતા રાખવી જોઇએ. આ વાત તો સર્વ કોઇના લક્ષમાં છે કે સત્યકાર્યનું પરીણામ સારૂં આવે છે.

### વૈરાગ્યને વિઘ્ન ઘણાં છે.

વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં,
કઠણ બંધ કામના કોઇક છુટે;
કનક ને કામની ચોકી આડી શામની,
રામની રમતમાં એજ લુંટે.
કામનું મુળ તે કલ્પના જાણજો,
કામ ત્યાં ક્રોધની ગાંઠય બાંધે;
શીળ સંતોષના ચોંબા દીધા વિના,
જન્મ મરણના રોગ વાધે.
પ્રકૃતિને વશ થયો ભક્તિ ભૂલી ગયો,
નારીએ નેણને બાણે માર્યો;
જોગ લીધા પછી ભોગ ઇચ્છા કરે,
જીતી બાજી ગયો તે જ હાર્યો;
મુળ વૈરાગ્યમાં મન ગળ્યું જેહનું,
વિષય વાસનામાં નવ ડોલે;
કહે મુળદાસ સંત સમજ્યા ખરા,
વેદવાણી એમ શાખ્ય બોલે.

## તપસ્વી મહમદ આયાસે પોતાના પુત્રને આપેલો સુબોધ.

એક વખતે મહાત્મા મહમદ આયાસે પોતાના પુત્રને રોફભેર લહેરમાં ચાલતો જોયો તેથી તેને બોલાવી કહ્યું કે "ભાઈ! તું સમજે છે કે તું કોણ છે? તારી જનેતાને મેં બસો મુદ્રા આપીને વેચાતી લીધેલી છે અને તારો પીતા હું પોતે પણ એ જ પ્રકારનો માણુસ છું. હવે અમારા જેવા આવા અધમ માતાપિતાનો પુત્ર જે તું ગર્વથી છેલબટાઉ થઇને ફરે છે તે તને છાજતું નથી. હમેશાં મનુષ્યે પોતાની સ્થિતિ વિચારવી જોઇએ. અભિમાનથી અંધ બની આ સંસારમાં ચાલવાથી હમેશાં આપણી અપકીર્તિ થાય છે એમ તું તારા મનમાં નક્કી સમજજે."

## બે બાબતનો નિશ્ચય.

(૧) જે મારે માટે નિર્માણ થએલું છે તે તો દૂર ભાગીશ તો પણ મને આવી મળશે.

(૨) જે અન્યને માટે નિર્મિત થએલું છે તે કરોડો યત્ને પણ મળવાનું નથી.




## ખરો ઉપદેશ.

એકવાર એક મહાત્મા પાસે એક જીજ્ઞાસુએ જઇને કહ્યું: મહારાજ! મને કાંઇ ઉપદેશ આપો, જેથી તેને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો:—

(૧) નિર્ધનતાને પ્રેમપૂર્વક ભેટો.

(૨) સહનશીલતાપૂર્વક જીવન ગાળો.

(૩) લૌકિક તૃષ્ણાને શત્રુ ગણો.

## મહાત્માનો સંગ.

એક જીજ્ઞાસુએ એક મહાત્મા પાસે મુસાફરીમાં સાથે રહેવા માટે માંગણી કરી ત્યારે તેણે ત્રણ વચન પાળવા જોઈએ એમ કહ્યું:

(૧) કશું સાથે લેવું નહિ. (૨) કોઈ પાસે કાંઈ માંગવું નહિ. (૩) કોઇ આપે તોપણ લેવું નહિ.

## સાધકના સૌભાગ્યના ચાર ચિન્હ.

(૧) સાધનોની સહેજે સમજણ પડવી.
(૨) ધર્મ પાળવામાં મહેનત ન જણાવવી.
(૩) સાધુજનો તરફ સ્નેહાળ થવું.
(૪) સર્વ સાથે સદાચરણથી વર્તવું.

## પાંચ બાબતો હમેશાં પાસે જ રહે છે.

(૧) પરમેશ્વર. (૨) દુનિયાઇ જીવન. (૩) પાપવાસના. (૪) ઘરસંસાર. (૫) જનસમાજ.

## દુર્ભાગ્યનું લક્ષણ.

(૧) જ્ઞાન મેળવવું પણ તે પ્રમાણે ચાલવામાં બેદરકાર રહેવું.
(૨) ધર્માનુષ્ટાનો કરવાં પણ તેમાં સાત્વીક ધોરણ ન રાખવું.
(૩) સાધુઓનો સંગ કરવો પણ તેમના કહેવા ઉપર શ્રદ્ધા ન રાખવી.

## ભક્ત અને પ્રભુની આપલે.

ભક્ત પ્રભુ તરફ ચાલે છે તો પ્રભુ દોડતા આવે છે, ભક્ત સહાયતા માગે તો પ્રભુ સામર્થ્ય આપે ને વખતે સર્વસ્વ પણ આપી દે છે. ભક્ત દાસનો ધર્મ બજાવે છે તો પ્રભુ તેમનો દાસ થઇ તેમનું કાર્ય બજાવે છે. જુઓને, નૃસિંહ મહેતા કીર્તન કરતા રહ્યા ને પરમાત્મા શ્રીકૃષ્ણ તેમના કામ કરવાને માટે હાજર થયા. એ મહા દીનદયાળુ ખરા પ્રભુમાં અપાર દયા છે અને જે પ્રાણી પ્રેમથી તેને ચાહે છે તેને આલોકમાં ને પરલોકમાં સુખી કરી અલૌકીક સુખનો ભોક્તા સહેજ વારમાં કરી નાંખે છે.

## સ્ત્રીઓના ધર્મ.

(૧) પોતાનો પતિ અંધ હોય, રોગી હોય, દરીદ્રી હોય અને નપુસક હોય તો પણ તેને ઇશ્વરની પેઠે સેવવો અને તેને કદી પણ કટુ વચન કહેવું નહિ, અને ઉંચે અવાજે બોલવું નહીં.

(૨) રૂપ અને યૌવને યુક્ત અને ગુણવાન એવો જે અન્ય પુરૂપ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ કદી ન કરવો.

(૩) પોતાની નાભિ, સાથળ, અને છાતી બીજો પુરૂપ દેખે તેમ કદી પણ વર્તવું નહી.

(૪) ભાંડભવાઇ જોવા ન જવું અને નિર્લજ એવી જે સ્ત્રીઓ તથા કામીની અને પુંશ્ચલી એવી જે સ્ત્રીઓ તેનો સંગ કરવો નહી.

(૫) પોતાનો પતિ પરદેશ ગયો હોય તે દરમીયાન આભુપણો ધારવાં નહિં, રૂડાં વસ્ત્રો પહેરવાં નહિ, પારકે ઘેર બેસવા જવું નહિ ને હાસ્યવિનોદનો ત્યાગ કરવો.

(૬) વિધવા સ્ત્રીએ તો પતિ બુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણ ભગવાનને સેવવા અને પોતના પિના પુત્રાદીક જે સબંધી તેમની આજ્ઞા વિષે વર્ત્તવું પણ સ્વતંત્ર રહેવું નહિ.

(૭) વિધવા સ્ત્રીએ પોનાનાં સગાસબંધી વિનાના જે પુરૂપ તેમનો સ્પર્શ કયારેય કરવો નહિ અને અવસ્ય કાર્ય વિના તેમની સાથે કયારે પણ બોલવું નહિ.

(૮) વિધવા સ્ત્રીએ પોતાના ઘરમાં પોતાના જીવન પર્યંત દેહ નિર્વાહ થાય એટલું જ જો ધન હોય તો તે ધન ધર્મ કાર્યને માટે પણ આપવું નહિ પણ જો તેથી અધિક હોય તો આપવું.

(૯) વિધવા સ્ત્રીઓએ એક વખત આહાર કરવો, પૃથ્વી ઉપર સુવું અને મૈથુનાસક્ત એવા જે પશુ પક્ષી આદીક જીવ પ્રાણી માત્ર તેમને જોવા નહી.

(૧૦) સુવાસિની અને વિધવા સ્ત્રીઓએ વસ્ત્ર પહેર્યા વિના ન્હાવું નહી અને પોતાનું જે રજસ્વલાપણું તે કોઇપણ પ્રકારે ગુપ્ત રાખવું નહીં.

## શિક્ષાપત્રી.

### શાન્તિ અને આનંદનું સ્થાન.

તમે શાન્તિ અને આનંદ આ સંસારમાં શોધતા ફરો છો પણ તે તો તમને મળવાના જ નથી એ બંને વસ્તુ પ્રભુના ભંડારમાં જ ભરપુર રહે છે.

### એક મહાત્માનું વચનામૃત.

શ્રેષ્ટ આચરણ કોનું હોય છે? જેઓ પોતાના આચરણમાં ભુલો અને દુર્બળતા સિવાય બીજું જોતા, બોલતા કે શોધતા નથી.

### પ્રાર્થના.

### ભુજંગી છંદ.

કૃપાળુ તમે છો કૃપા ધારનાર, સદા શ્રીપતી સુમતી આપનાર;
હરી તે ગ્રહો હેતથી મુજ હાથ, સદા આપને વંદીએ વિશ્વનાથ.




### હક ઇન્સાફ.

મીસર દેશનો એક રાજા બહુ ઘાતકી હતો. તેની રૈયત તેનાથી બહુ કાયર થએલી હતી. એક દિવસે તેને ઉંધી બુદ્ધિએ ઘેર્યો. તેને એવું સુઝયું કે "નાઈલ" નદીને કીનારે એક ફાંકડો મહેલ ઉઠાવવો કે જેનો દોર અને દમામ આફતાબના પ્રકાશને પણ ઝાંખ લગાડે. રાજાના હુકમ મુજબ કામ ઝપાટાબંધ શરૂ થઈ ગયું. પૈસો એકઠો કરવા આ નાતરસ રાજાએ પોતાની ગરીબ રૈયત ઉપર અનહદ જુલમો

કરી "એકસ્ટ્રા" કરો નાંખ્યા. આવા આવા જુલમો જોઇને એક લાચાર મજુર પોતાની હમેલદાર સ્ત્રીને છોડીને શહેર બહાર ભાગી ગયો. તે ઓરત ગરીબાઇથી પીડાતી હતી. તે નાતવાન હતી. જયારે રાજાના ઘાતકી અમલદારો તેને ત્યાં આવ્યા અને તેના ધણીને ન દીઠો ત્યારે જોરજબરીથી મજુરી કરાવવા તેઓ પેલી હમેલદાર બાઇને ઘસડી ગયા, ત્યાં લઇ જતાં જ તેણે એક બાળકને જન્મ આપ્યો. આ હાલત છતાં પણ તેઓએ તેને ચાબકાનો મારમારી મજુરી કરાવી. પેલી બીચારી આથી બહુ જ આકરી ઘાભરી બની ગઈ અને આ પ્રમાણે બોલવા લાગી. "ખુદા! મારી અને આ નીરાધાર બાળક તરફ કંઇક તો દયા બતાવ ' તેમ ન બને તો હમારા જાનને તારા હવાલામાં લઇ લે. બચાવ, બચાવ, ઓ ખુદાતાલા હમને બચાવી લે. આમ રડીતતરી જેમ તેમ કામ કરી તે ઘેર ગઈ. થોડાક દીવસો વહી ગયા. "નાઈલ" નદીમાં એકદમ જોશ આવ્યો. પેલા ઘાતકી રાજાનો તુરતનો જ તૈયાર થયેલો મહેલ ઘસડાઈ ગયો. સઘળાં આ કરૂણારસીક દેખાવ જોઈ રહ્યાં હતાં. આ વખતે પેલીજ બીચારી ગરીબ સ્ત્રી એક ખુણામાં ઉભી હતી, ત્યાં એક માણસનું માથું તેની નજરે પડયું. તે માથાંના દરેક બાલ ઉપર કીમતી ઝર ઝવેરાત હતું. આ ન ધારેલો ખજાનો હાથ આવ્યાથી પેલી બાઇનું ભાગ્ય સાવ ફરી ગયું, રાતના ખાબગાહમાં પેલી સ્ત્રીએ આ પ્રમાણે કુદરતી આકાશવાણી સાંભળી.

અયે ઇનસાન! જો તને તારી સબુરીનો બદલો મળતાં વખત લાગે તો એમ ન સમજવું કે ખુદા તને ભુલી ગયો છે. ખુદાની દરબારમાં ભલાઓ માટે બેહેશતના દરવાજા ખુલ્લા છે. તેમ બદકારો માટે દોજખના દરવાજા ખુલ્લા છે. હરેક કાર્યની નોંધ લેવાતી રહે છે એ સત્ય માનજે. આ માથુ જે તને સવારે મળ્યું તે પેલા ઘાતકી રાજાનું છે. તને હવે તારી સબુરીનો બદલો મળી ચુકયો છે.!"

આ અજબ જેવો કુદરતની કરામતનો મર્મ સમજી પેલી બાઇ તો અજબ થઈ ગઈ. ખરેખર જ પ્રીય વાંચક! ખુદાનાં કાર્ય અજબ

છે. પ્રભુની ઇચ્છા સાવ ન્યારી છે. જેટલો ઈન્સાફ આપવામાં તે અચુક છે તેટલો જ મનુષ્યો પ્રત્યે દયા દાખવામાં તે અપાર છે.

God moves in mysterious ways
His wonders to perform.

—Cowper.

## દીવાન સાવનમલ.

આ નર પંજાબના રાજા રણજીતસીંહના અમલમાં મુલતાનના સુબાનો માનભર્યો હોદ્દો ભોગવતા હતા. ન્યાય આપતી વખતે તેઓ કોઈની પણ તરફેણ ખેંચતા નહીં. ત્યાંના સર્વે લોકો પણ એમના ઇન્સાફથી અનહદ રાજી રાજી થઈ ગયાં. એક વખતે એમની સમક્ષ એમના જ પુત્રને કંઇક અમુક વાંકસર ઉભો કરવામાં આવ્યો. પોતાના સગપણની યા સ્નેહની જરાએ દરકાર ન કરતાં એણે ચાર્જ પુરવાર થયો કે તુરતજ પોતાના બેટાને કેદખાનાની સજા ફરમાવી. હા! આ તે ન્યાય, એનું નામ તે ઈન્સાફ. આવોજ એક ફાંકડો દાખલો આપણને અંગ્રેજી સાહીત્યમાંથી પણ એક અંગ્રેજ જજનો મળી આવે છે કે જે જજ પ્રીન્સ હેનરીને પણ કેદની સજા ફરમાવે છે.

Like the star

## વાણીઆની અક્કલ.

એક શહેરમાં એક વાણીઓ રહેતો હતો, તે ઘણો જ પૈસાદાર હતો. પણ તે તેના નોકરો તરફ ઘણોજ ઘાતકી હતો. તે નોકરને એવી સરતે રાખતો કે જો તેઓ આખો મહીનો કામ કરે તો તેને પગાર મળે, પણ જો એક દિવસ ઓછો હોય તો તેને જરી પણ પગાર મળે નહિ. તેથી તેને ત્યાં કોઇ નોકર એક મહિનો પણ નોકરી કરી શકતું નહિ. એક દૈવી પુરૂષને આ વાતની ખબર પડતાં તે વાણીઆની ખોડ ભૂલાવવા માટે સેવકરામ એવું કૃત્રીમ નામ ધારણ કરી શેઠને ત્યાં નોકર રહેવા આવ્યો. શેઠને ત્યાં આવી તેને નોકર જોઇએ છીએ એમ કહ્યું. આ શેઠ તો કોઇને ના કહેતો જ નહોતો: તેથી તેને હા કહી બધી શરતો સેવકરામને બતાવી તે તેણે કબુલ

કરીને કહ્યું કે, જો મને તમે કામ કરાવ્યા વિના રાખશો તો હું તમારા નાક ને કાન કાપી લઇશ. શેઠ પણ કબુલ થયો. પહેલે જ દિવસે તે શેઠ પેલા સેવકરામને બધું નામું કરી લેવાની નોકરી બતાવી. નોકરે ચાર દિવસનું નામું બે કલાકમાં કરી લીધું કારણ કે તે દૈવી પુરૂષ હતો. ત્યારપછી શેઠે કહ્યું કે એક ઘર બાંધવું છે અને તે વિષે બધી માહિતી આપી કહ્યું કે આ પ્રમાણે કરવું છે. નોકરે તો તે એક વર્ષનું કામ આઠ દિવસમાં કરી આપ્યું અને શેઠને જોવા તેડી ગયો. શેઠે જોયું અને કહ્યું કે હજી આમાં બાકી છે તે કરી લે, પછી આવજે. નોકર પુરૂં કરી શેઠની પછવાડે ઘેર પહોંચ્યો. ત્યારપછી શેઠે કહ્યું કે એક લાકડું મેં વાડીમાં પસંદ કર્યું છે તે લઇ આવ. નોકર ગયો ને લઇ આવ્યો. ત્યારપછી શેઠે તેને સાફ કરી તેનાથી બની શકે તેટલું લીસું બનાવવા કહ્યું. આ દૈવી પુરૂષે એટલું લીસું બનાવ્યું કે જો કોઇ પક્ષી ચરકે તો તેની ચરક પણ નીચે પડી જાય. ત્યારપછી શેઠે તેને જમીનમાં દાટવાનું કહ્યું. શેઠે તેને તે લાકડા ઉપર ચડવાનું અને ઉતરવાનું કહ્યું. નોકર તો ઉપર ચડે ને નીચે પછડાય કારણકે થાંભલો લીસો બહુ હતો. અંતે દૈવી પુરૂષ પગાર વગર ભાગી ગયો, પણ વાણીઆને નરમ પાડી શકયો નહિ. વાણીઓ તે વાણીઓ ! ! !

## કુતરો, બિલાડી ને ઉંદર.

પહેલાં કુતરાને બિલાડી સાથે મિત્રતા હતી. તથા ઉંદર ને બિલાડીની ગાઢ મિત્રતા હતી. એક દિવસ કુતરાને બહારગામ જવાનું હતું. કુતરાની પાસે ઘણા જરૂરી કાગળ તથા નોટો હતી તેથી તેણે તે બિલાડી બાઈને સોંપીને સાચવી રાખવા કહેલું. થોડા દિવસ બાદ બિલાડીએ તે ઉંદરભાઇને આપી. જ્યારે મોટો દુષ્કાળ પડયો ને ઉંદરભાઇને અનાજ મળતું બંધ થયું ત્યારે નોટો ઉપર ઉંદરભાઈની નજર પડી. તે નોટો તેણે કાતરી નાંખી, કુતરો ગામથી આવ્યો ને બિલાડી પાસે નોટો ને કાગળોની માગણી કીધી. બિલાડીએ

ઉંદર પાસે જઈ નોટો ને કાગળોની માગણી કીધી. પણ ઉંદરભાઇએ કાતરી ખાધેલી તેથી તે તેને આપી નહિ, આથી કુતરો બિલાડીની પાછળ દોડે છે. એથી કહેવત ચાલી આવી છે કે તે વખતથી એ ત્રણે જણનું વેર ચાલે છે.

## ડુંગળી ને ખાસડાં ખાધાં.

એક નેટીવ સંસ્થાનમાં એક ગરીબ વણિક રહેતો હતો. તેણે એકવાર દાણચોરી કરી હતી. રાજાને ખબર પડતાં તે વાણિઆને સાત ખાસડાં મારવાની સજા કરી. પેલા ગરીબ વાણીઆએ રાજાજીને આજીજી કરી કે મારા માથામાં હું ઉંમર લાયક હોવાથી તાલ પડી ગએલી છે. તેથી મારાથી ખાસડાંનો માર ખમાશે નહિ. રાજાએ કહ્યું કે તારા ટોપલામાં ડુંગળીના ડરીઆ સાથે આ અફીણનો ગોટો ચોરી લાવ્યો છે માટે તને શિક્ષા કર્યા વિના ચાલે તેમ નથી. જો તું બધા ડુંગળીના ડરીઆ ખાઇ જાય તો સાત ખાસડાં મારવાની શિક્ષા માફ કરૂં. વણિકે ડુંગળીના ડરીઆ ખાવાની શરૂઆત કરી. બે ડરીઆ ખાધા ત્યાં આંખમાંથી પાણી નિકળવા માડયું ને હારી ગયો પછી મહામહેનત કરી બીજા બે ખાધા પણ તેનાથી વધારે ન ખવાણા એટલે રાજાને હાથ જોડી ખાસડાં ખાવાની મરજી બતાવી એ રીતે તે વણિકે ડુંગળી ને ખાસડાં બંને ખાધાં. આવી રીતે જગતમાં કેટલાક માણસો પોતાની હુશિયારીનો આવો દુરૂપયોગ કરી નાહક હેરાન થાય છે.






## ચોવીશ તત્વનું બંધન.

પ્રકૃત્તિના નિયંતાને, પ્રકૃત્તિ થકી વિજાતીને, અખંડ અનાદિને, અનંત સત્યને, સ્વયં જ્યોતિને, સર્વજ્ઞને. દિવ્ય વિગ્રહને, સમગ્ર આકાર માત્રની પ્રવૃત્તિના કારણને, ક્ષેત્રજ્ઞ એવા પુરૂષ છે અને જે પ્રકૃત્તિ છે તે ત્રિગુણાત્મક છે ને જડ ચિદાત્મક છે ને નિત્ય છે ને નિર્વિશેષ છે ને મહદાદિક સમગ્ર તત્વને જીવ માત્ર તેનું ક્ષેત્ર છે ને ભગવાનની શક્તિ છે અને ગુણ સામ્ય ને નિર્વિશેષ એવી જે માયા તેનો જે ક્ષોભ કરે છે તેને કાળ કહીએ અને હવે મહત્તત્ત્વાદિક જે તત્ત્વ તેનાં લક્ષણ કહું તે સાંભળો: જે ચિત્તને ને મહત્તત્ત્વને અભેદ પણું જાણવું અને જે મહત્તત્ત્વને વિષે સુક્ષ્મરૂપે કરીને સમગ્ર જગત રહ્યું છે ને પોતે નિર્વિકાર છે ને પ્રકાશમાન છે ને સ્વચ્છ છે ને શુદ્ધ સત્વમય છે ને શાંત છે; અને હવે અહંકારનું લક્ષણ કહીએ છીએ. અહંકાર જે ત્રિગુણાત્મક છે અને ભુતમાત્રને, ઇંદ્રિયોને, અંતઃકરણને દેવતાને પ્રાણ એ સર્વેની ઉત્પત્તિનું કારણ છે ને એને વિષે શાંતપણું, ઘોરપણું અને વિમુઢપણું છે અને હવે મનનું લક્ષણ કહીએ છીએ. જે મન જે તે સ્ત્રીઆદિક પદાર્થની જે સમગ્ર કામના તેની ઉત્પત્તિનું ક્ષેત્ર છે તે સંકલ્પ વિકલ્પરૂપ છે ને સમગ્ર ઇંદ્રિયોનું નિયંતા છે. હવે બુદ્ધિનું લક્ષણ કહીએ છીએ. જે બુદ્ધિને વિષે પદાર્થ માત્રનું જ્ઞાન રહ્યું છે અને સમગ્ર ઇન્દ્રિયોને વિષે જે વિશેષ જ્ઞાન છે તે બુદ્ધિવતી છે અને જે બુદ્ધિને વિષે સંશય નિશ્ચય નિદ્રા અને સ્મૃતિ રહ્યાં છે અને શ્રોત્રત્વક ચક્ષુ રસના ઘ્રાણવાક પાણિપાદ વાયુને ઉપસ્થ એ જે દશ ઇંદ્રિયો તેમનું લક્ષણ તો એ છે જે પોતપોતાના વિષયમાં પ્રવર્ત્તવું. હવે પંચ

માત્રાના લક્ષણ કહીએ છીયે તેમાં શબ્દનું લક્ષણ તો એ છે જે શબ્દ જે તે અર્થમાત્રનો આશ્રય છે તે વ્યવહાર માત્રનો કારણ છે અને બોલનારાની જે જાતીને સ્વરૂપ તેનો જાણનારો છે ને આકાશને વિષે રહેવાપણું છે ને આકાશની માત્રા છે અને શ્રોત્ર ઇંદ્રિયે કરીને ગ્રહણ કર્યામાં આવે છે એ શબ્દનું લક્ષણ છે. હવે સ્પર્શનું લક્ષણ કહીએ છીએ. જે સ્પર્શ છે તે વાયુની તન્માત્રા છે. અને કોમલપણું, કઠણપણું, શીતલપણું, ઉષ્ણપણું ને ત્વચાએ કરીને ગ્રહણ કરવાપણું એ સ્પર્શનું સ્પર્શપણું છે. હવે રૂપનું લક્ષણ કહીએ છીએ જે પદાર્થ માત્રના આકારને જણવી દેવાપણું ને તે પદાર્થને વિષે ગૌણપણે રહેવાપણું અને તે પદાર્થની રચનાયે કરીને પરીણામપણું અને તેજ તત્ત્વનું તન્માત્રાપણું ને ચક્ષુ ઇંદ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ રૂપનું રૂપપણું છે. હવે રસનું લક્ષણ કહીએ છીયે. જે મધુરપણું તિખાપણું, કષાયલાપણું, કડવાપણું, ખાટાપણું, ખારાપણું, ને જલનું તન્માત્રાપણું ને રસના ઇંદ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ રસનું રસપણું છે. હવે ગંધનું લક્ષણ કહીએ છીએ. જે સુગંધપણું દુર્ગંધ-પણું, પૃથ્વીનું તન્માત્રાપણું, ઘ્રાણ ઇંદ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ ગંધનું ગંધપણું છે. હવે પૃથ્વીનું લક્ષણ કહીએ છીયે. જે સર્વ જીવ માત્રનું ધારવાપણું ને લોકરૂપે કરીને સ્થાનપણું ને આકાશાદિક જે ચાર ભૂત તેનું વિભાગ કરવાપણું ને સમગ્ર ભૂત પ્રાણિ માત્રના શરીરનું પ્રગટ કરવાપણું એ પૃથ્વીનું લક્ષણ છે. હવે જલનું લક્ષણ કહીયે છીએ. જે પૃથ્વીવ્યાદિક દ્રવ્યનું પિંડીકરણ કરવાપણું ને પદા-થને કોમલ કરવાપણું ને ભીનું કરવાપણું ને તૃપ્તિ કરવાપણું ને પ્રાણી માત્રને જીવાડવાપણું ને તૃષાની નિવૃત્તિ પમાડવાપણું ને તાપને ટાળવાપણું ને બહુપણું એ જલનું લક્ષણ છે. હવે તેજનું લક્ષણ કહીયે છીએ. જે પ્રકાશપણું અન્નાદિકને પચવી નાંખવાપણું, રસને ગ્રહણ કરવાપણું, કાષ્ટનું ને હુત દ્રવ્યાદિકનું ગ્રહણ કરવાપણું, ટાઢને હરવાપણું, શોષણ કરવાપણું ને ક્ષુધા ને તૃષા એ તેજનું લક્ષણ છે. હવે વાયુનું લક્ષણ કહીયે છીએ. જે વૃક્ષાદિકને કંપાવવાપણું, તૃણાદિકને

ભેળા કરવાપણું, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ જે પંચ વિષય તેને શ્રોત્રાદિક પંચ ઇંદ્રિયો પ્રત્યે પમાડવાપણું, સર્વ ઇંદ્રિયોનું આત્મ-પણું એ વાયુનું લક્ષણ છે. હવે આકાશનું લક્ષણ કહીયે છીએ કે જે સમગ્ર જીવ માત્રને અવકાશ દેવાપણું, ભૂત પ્રાણી માત્રનો જે દેહને માંહીલો વ્યવહાર, દેહનો બહારનો વ્યવહાર તેનું કારણપણું જે પ્રાણ, ઇંદ્રિયો, અંતઃકરણ ને જીવ એ સર્વેનું સ્થાનકપણું એ આકાશનું લક્ષણ છે. એવી રીતે ચોવીશ તત્વ પ્રકૃતિ પુરૂષ ને કાળ એમનાં જે લક્ષણ જાણે તો એ જીવ અજ્ઞાન થકી મુકાય છે. અને એ જે સર્વે તેની ઉત્પત્તિને જણાવી તે ઉત્પત્તિ કહીયે છીએ. જે પોતાના ધામને વિષે રહ્યા એવા જે શ્રી કૃષ્ણ ભગવાન તે અક્ષર પુરૂષરૂપે કરીને માયાને વિષે ગર્ભને ધારતા હવા ત્યારે તે માયા થકી અનંત કોટી જે પ્રધાનને પુરૂષ તે થાતા હવા તે પ્રધાન પુરૂષ કેવા છે તો અનંત કોટી બ્રહ્માંડની ઉત્પતિનાં કારણ છે. તે મધ્યે એક બ્રહ્માંડની ઉત્પતિનાં કારણ જે પ્રધાન પુરૂષ તેને કહીએ છીએ. જે પ્રથમ પુરૂષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાનને પુરૂષરૂપે કહીને પ્રધાન વિષે ગર્ભને ધારતા હવા પછી તે પ્રધાન થકી મહત્તત્વ ઉત્પન્ન થતું હતું ને મહત્તત્વ થકી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાતો હવો તેમાં સાત્વિક અહંકાર થકી મન, ઇંદ્રિયો ને દેવતા ઉત્પન્ન થાતા હવા અને રાજસ અહંકાર થકી દશ ઇંદ્રિયો બુદ્ધિ ને પ્રાણ, એ ઉત્પન્ન હવા અને તામસ અહંકાર થકી પંચભૂત ને પંચ તન્માત્રાએ ઉપજતાં હવા એવી રીતે એ સમગ્ર તત્વ ઉપજ્યાં પછી તે પરમેશ્વરની ઇચ્છાએ પ્રેર્યાથકાં પોતપોતાના અંશે કરીને ઇશ્વરને જીવના દેહને સૃજતાં હવાં તે ઇશ્વરના દેહને વિરાટ સુત્રાત્માને અવ્યાકૃતને જીવના દેહ તે સ્થૂલ, સૂક્ષ્મને કારણ અને વિરાટ નામે જે ઇશ્વરનો દેહ તેનો દ્વિપરાર્દ્ધ કાલપર્યંત આયુષ છે અને તે વિરાટ પુરૂષના એક દિવસને વિષે ચૌદ મન્વંતર થાય છે અને જેવડો એનો દિવસ છે તેવડી જ રાત્રી છે અને જ્યાંસુધી એનો દિવસ હોય ત્યાંસુધી ત્રિલોકની સ્થિતિ રહે છે અને જયારે એની રાત્રી પડે છે ત્યારે

ત્રિલોકીનો નાશ થાય છે. તેને નિમિત્ત પ્રલય કહીયે અને જ્યારે વિરાટ પુરૂષનો દ્વિપરાર્દ્ધ કાલ પૂરો થાય છે ત્યારે એ વિરાટ દેહનો સત્યાદિક લોકસહિત નાશ થાય છે અને મહદાદિક જે ચોવીશ તત્ત્વ ને પ્રધાન પ્રકૃત્તિ ને પુરૂષ એ સર્વે મહામાયાને વિષે લય પામે છે તેને પ્રાકૃત પ્રલય કહીએ અને એ મહામાયા તે અક્ષર બ્રહ્મના પ્રકાશને વિષે લય પામે છે. જેમ દિવસને વિષે રાત્રી લય પામે છે તેમ લય પામે છે તેને આત્યાંતિક પ્રલય કહીએ અને દેવ દૈત્યને મનુષ્યાદિકના જે દેહ તેનો જે ક્ષણ ક્ષણ પ્રત્યે નાશ, તેને નિત્ય પ્રલય કહીએ. એવી રીતે જે વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય તેને જો જાણે તો જીવને સંસારને વિષે વૈરાગ્ય થાય ને ભગવાનને વિષે ભક્તિ થાય છે.

## રણમાં ચાલતું વહાણ.

પારીસમાં એક એવી સ્ટીમર બની રહી છે કે જે દરિયાને બદલે રેતીના રણમાં ચલાવવામાં આવશે. આ સ્ટીમરને ૫૦ ફીટ ઉંચા પૈડાં રહેશે કે જેથી તે રેતીમાં સરી ન પડે. સ્ટીમર ૧૫૦ ફીટ લાંબી, ૩૦ ફીટ પહોળી અને ૪૨ ફીટ ઉંચી હોઇ તેને ચાર ડેક રહેશે તથા ૨૦૦ ટન માલ લઘાશે.

## હીંદી વીમાની મી. કબાલી.

યુરોપથી હિન્દ સુધી હવાઇ મુસાફરી કરનાર પહેલા હિન્દી વીમાની મી. પુરૂષોત્તમ મેઘજી કબાલી છે. તેઓ ઘાટકોપરના રહીશ છે, જ્ઞાતે લોહાણા છે. જાતમહેનત અને ખંતથી પોતે વિલાયત જેવા દૂર પ્રદેશમાં જઇ વિમાનની વિદ્યામાં જે માન મેળવ્યું છે તે બાબત તેઓને ધન્યવાદ ઘટે છે.

# ફુલછાબ પચીસમી.

## તપસ્વી અબ્દુલાને ફકીરનો સંવાદ.

એકવાર અબ્દુલ્લા ઉંટ પર ચઢી જંગલમાં થઇને જતા હતા. રસ્તે જતાં એક ફકીરનો તેમને સંગાથ થયો. તેઓ બોલ્યા કે "સાંઇ બાવા! આપણે બંનેને એક જ સ્થળે જવાનું જણાય છે; પરન્તુ મને તો નિમંત્રણ મળેલું છે, પણ તમને નિમંત્રણ નથી, તો શી રીતે આવી શકશો?" ફકીર—"નિમંત્રણ કરનાર દયાળુ હોવાથી વગર નિમંત્રણે આવનારને વધારે સત્કાર આપશે. જો તે તમને ઘરની ઓસરીમાં બેસાડશે, તો મને વધારે નજીક બેસાડશે."

અબ્દુલા—"હું શ્રીમંત છું, એટલે નિમંત્રણ આપનારે મારી પાસેથી કાંઈ રકમ લેવાની પ્રાર્થના કરી છે.

ફકીર—"પણ એ રકમ તેણે મારે વાસ્તેજ માગેલી છે."

અબ્દુલા—"ત્યારે તો આપનું કહેવું યથાર્થ છે." એટલું કહી મહર્ષિ અબ્દુલાએ પોતાનું શરમિંદુ મુખ નીચું નમાવ્યું.

## ઉંટ અને ગધેડો.

એક ઉંટ ને ગધેડાની સાથે બહુ ગાઢી મિત્રાચારી પડી. જ્યાં જવું હોય ત્યાં બંને સાથે ભાઇ માફક જાય. એક વખત પ્રસંગ એવો આવ્યો કે બંને જણા એક વખતે બહાર ગામ જતા હતા ત્યાં રસ્તામાં એક નદી આવી. ઉંટે પેલા ગધેડાને કહ્યું કે ભાઇ! તું અહીંજ થોડું થોભી જા, હું નદીમાં જઇ જોઇ તને કહું છું કે પાણી કેટલું ઉંડું છે. ગધેડાએ કહ્યું ઠીક. ઉંટ તુરત નદીની વચોવચમાં ગયો ને પેલાને પોકાર મારી કહ્યું કે આવ ભાઈ, તું પણ આવી જા. પાણી કાંઇ ઘણું ઉંડું નથી મારી પીંડી સુધી જ છે! આ સમજી તે ગધેડો બોલ્યો કે અરે બેવકુફ, તું શું સમજી નથી શકતો કે તારૂં કમર ભરપાણી મને સ્વધામ પુગાડવા પુરતું છે. ઉંટે ઠીક, ઠીક,

કહી આગળ ચાલવા માંડયું. ત્યારે પોતાની ચાલાકીથી પોતાનો જીવ બચી ગયેલો સમજી મલકાતાં મલકાતાં ગધેડાએ પોતાના ઘરનો રસ્તો લીધો.

## એક પતિવ્રતા નારીની ચાલાકી.

એક સ્ત્રી પોતાના સ્વામિ પ્રત્યે બહુ જ વફાદાર હતી. તેનો ધણી તેની વફાદારી માટે બહુ જ મગરૂર હતો. એક વખતે કંઇ વાત નીકળતાં એક રાજાએ પેલા ધણીને કહ્યું કે કોઇપણ સ્ત્રી પૈસા ઉપર લોભાયા વિના રહે નહિ! પેલાએ કહ્યું કે નામદાર એવું કંઇ હોય નહિ. મારી સ્ત્રી બીજી અનેક દુનિયાની સ્ત્રીઓથી જુદા જ પ્રકારની એક પતિવ્રતા નાર છે. આ સમજી પેલા રાજાએ પોતાના વજીરને કહ્યું કે તું જા, અને કોઇપણ યુક્તિ રચી પેલી બાઇને ફોસલાવી અહીં નસાડી લાવ! વજીર તુરત રાજાજીના હુકમ પ્રમાણે તુરત તે ગામ ગયો. તેણે પેલી બાઈની એક ચાકરડીને હાથ કરી. પેલી દાસીએ બાઇને વજીરની અથેતી હકીકત દર્શાવી. તે ચતુર સ્ત્રીએ કહ્યું કે ઠીક છે જોઈ લઇશું. રાત્રે બાઇએ દાસીનો લેબાસ સજ્યો ને પોતાનો લેબાસ દાસીને પહેરાવ્યો. સવારે જ્યારે પેલો વજીર મલકાતો મલકાતો આવ્યો, ત્યારે પેલી દાસીને બાઇના લેબાસમાં દેખી તેને જ પતિવ્રતા સ્ત્રી સમજીને પોતાની સાથે રાજદરબારમાં નસાડી લઇ ગયો. આ દેખી પેલા રાજાએ પેલા પુરૂષને કહ્યું, જો ભાઇ, તારી પતિવ્રતા નાર તો આની સાથે પૈસાની લાલચે નાસી આવી છે. આ સમજી પેલી દાસીએ તુરતજ બુરખો કાઢી નાંખ્યો ને કહ્યું કે નામવર! "તમારો દાનાવ વજીર સાવ ગધેડો બન્યો છે, મારી શેઠાણી તો ઘેર બેસી મોજ ઉડાવે છે. તમારો વજીર મારી શેઠાણીને હાથે હાર્યો છે. મારી ચતુર શેઠાણીએ આજે દુનિયા સમક્ષ પોતાનું પતિવ્રતાપણું પુરવાર કરી આપ્યું છે." આ સમજીને રાજાએ તુરતજ એક આફ્રીનનો ઉદ્ગાર બહાર પાડ્યો ને પેલા માણસને ઘણીજ સાબાશી આપી.

## દુશ્મનથી ચેતતા રહેવું.

મહાત્મા શેખ સાદી શિખામણ આપે છે કે, જો એક નાનો દુશ્મન તારી તરફ દોસ્તી અને પ્રેમભાવથી વર્તે તો તે ઉપર લલચાઇ

જતો ના! કારણ કે આતો તારો એક મોટો શત્રુ થવા એક જાતનો પ્રપંચ રચે છે આ જમાનામાં જ્યારે એક દોસ્તની દોસ્તી ઉપર પણ ઝાઝો ભરોસો મુકી શકાતો નથી તો પછી અરે ઇન્સાન! દુશ્મનની ખોટી પ્રીતિથી લલચાઇ જા નહિ! કોઈ શખ્સ નાના શત્રુની પરવા કરતો નથી. તે જાણે એક નાની આગથી બેપરવા છે, પણ સ્મરણમાં રાખવું જોઇએ કે એક નાનો સરખો અંગારો હજારો ઘરો સહેજમાં બાળી નાંખે છે તેજ પ્રમાણે નાનો દુશ્મન કોઇ વખતે ભયંકર નુકશાન કરે છે.

## રાણી ઇલીઝાબેથ.

આ પ્રખ્યાત રાણી હંગરી દેશની શહેનશાહ બાનુ હતી. આ બાનુ બહુ પવિત્ર અને ધાર્મિક વિચારની નીતિવાન બાઇ હતી. કેવી લાગણી વાળી ને પરમાર્થી બાનુ હતી, તે બતાવવા માટે આ એક નીચલો દાખલો પેશ કરવામાં આવે છે. એક વખતે ફરતાં ફરતાં આ ભલી બાનુની નજર એક નિરાધાર બાળક ઉપર પડી. તેણીએ તુરત જ તેના નાના નિર્દોષ બાળકને ઉપાડ્યું, અને પોતાના સાથે મહેલમાં લઇ ગઇ. ને પોતાના પોઢ-વાના પલંગ ઉપર સુવાડી આનંદ કરાવવા લાગી. બાળકો પ્રત્યે આ શહેનશાહ બાનુને હૃદયનો ખરો પ્રેમ હતો. અને તેથી પ્રજાજન તેને બહુજ માનની નજરે જોતા હતા. એક કવિએ કહ્યું છે કે, "નાનાં નાનાં બાળકો પ્રભુને બહુ પ્રીય હોય છે." તે સત્ય છે. જે માણસો નાનાં નિર્દોષ બાળકોની સેવા કરે છે. તે માણસો મારી જ સેવા કરે છે એમ શ્રીહરી માને છે.

## ખરી ફત્તેહ અને ખાનદાની.

એમાં છે કે કદી પણ તમે નીતિ છોડશો નહિ, જુલમગાર બનશો નહિ, તોછડા બનશો નહિ. તમારા હાથ તળે મુકાએલા દુઃખી અને ગરીબ જીવોપર જુલમ કરતા ના. તેમના તરફ પ્રેમથી જો જો! અને તમારૂં સ્વમાન પણ જાળવજો તમે અભિમાની થતા ના અને તે છતાં આત્મ વિશ્વાસ રાખજો એ આત્મ વિશ્વાસના

બળ ઉપર ઝુઝજો અને સત્યનું અવલંબન લેજો. સ્વતંત્રતા અને મોભાનો ત્યાગ સત્યને ભોગે કરતા ના.

## અન્ન તેવો ઓડકાર.

" વિચાર તેવા આચાર " એ કહેવતો ઘણી જ વિચારપૂર્વક લખાએલી છે. ખરા નીતિવાન થવા માગતા હોવાથી નીતિનો દેખાવ માત્ર ન કરવા માગતા હો તો સત્યશીલ થાઓ. સાચા થાઓ.

## હંમેશાં સાચું બોલવાની ટેવ પાડો.

હંમેશાં સાચું બોલવાની ટેવ પાડો. તમારા શબ્દો અમુલ્ય હોય તેમને બહાર પાડી તે શબ્દો પાળવા મોટો ભોગ આપવો પડે તો હરકત નહિ પણ પાળો. તે માટે ભોગ આપો. હાલમાં જુઠું બોલવું એ વ્યવહારની નીતિ મનાય છે. ગળાં કાપવાં એ હોંશીયારી ગણાય છે. તમને ભાર મુકીને કહેવામાં આવે છે કે તમારાથી બને તો રામ જેવા, હરિશ્ચન્દ્ર જેવા અને ધર્મરાજા જેવા થઓ. માયા, કપટ ને જુઠથી હંમેશાં દુર રહો.

## દુઃખમાં શાન્તિ.

દુઃખને વખતે શાન્તિ રાખો, ધીરજ રાખો, હિંમત રાખો. તેમ કરશો તો સર્વત્ર તમારાં વખાણ થશે. આવે પ્રસંગે તમારે માટે એ જ લાભકર્તા છે કે તમારે તમારૂં મગજ ન ખોવું, ને ડહાપણથી વર્તવું. એક વખતે તેમ કરતાં બીજી વખતે તમારી શાન્તિ, ધીરજ અને હીંમત વધશે અને તમારૂં મન મજબુત થતાં તમે પાકા ઘડાશો અને બીજાઓના મહાન દેખાતાં દુઃખ તમોને નજીવાં લાગશે. તેથી ઉલટું જો તમે ગભરાઇ જઇને કોઇ ખોટું કામ કરી દેશો તો તમે કદી સુધરી શકશો નહિ અને તમારી કીંમત અંકાઈ જશે.





## ફુલછાબ છવ્વીસમી.

### સુખી ગૃહસ્થાશ્રમ.

( હરિગીત. )

આનંદ સાથે સદન જેનું સુત બુદ્ધિમાન છે;
નારી સુભાષિણી અને સન્મિત્ર સધન સ્થાન છે.
આજ્ઞા ધરે સેવક અને મિષ્ટાન્ન ભોજન થાય છે;
અતિથિ પૂજનને શિવપૂજન નિત્ય ત્યાં તો થાય છે.
સાધુ તણો છે સંગ સતત તન નિરોગી હોય તો;
એથી અધિક નથી સ્વર્ગમાં સુખ સુજ્ઞજન તું જાણજે.

### અંગરખું અને દરજી.

( ભક્ત કવિ રણછોડનું કથન. )

અંગરખું એક તારૂં રે, બનાવ્યું બહુ જુગતી કરી;
શીવનારો દરજી ડાહ્યો રે, કીધી છે મહા કારીગરી.
કારીગરી માંહ્યા કેવીરે, કીધી તેનો કેતાં નાવે પાર,
બારીક કામ બહુ કીધું ઝીણું, તેના ઉપર તાણ્યા છે તાર.
ટાંકો તો નજરે ના વેરે, દેખોને સર્વે સુરત ધરી.– અંગ૦
કમરપટો, કોઠોને કુણી, પુંચેથી પાની, પ્રમાણ;
તેમાં કલોચડી કયાંઈ નથી વળી, શિવનારો ચતુર સુજાણ.
પ્રમાણ કેવું કીધુંરે, બેસતું છે બરાબરી.—અંગ૦

### વફાદારી.

( ગઝલ )

કરે ઉપકાર જો કોઈ ઘણો થોડો અગર ભારી,
વગર માગ્યે દીયે વાળી, કહે તેને વફાદારી;

બનાવ્યા પુષ્પના કચરા, રૂપાળી વેલિયો વાળી,
ચુટયાં તોળિ દીએ સુગંધ, પુષ્પોની વફાદારી.
ઉગાડયાં વૃક્ષો આંગણીએ, સીંચીને શિતળાં વારિ,
દીએ ફળ, છાંયડો તે છે, વૃક્ષોની વફાદારી;
નજીવા પત્થરો, ચુના અને માટીથી શણગારી,
મુકીને ઘર બનાવો તો, બતાવે છે વફાદારી;
વફાદારી વડે તો શ્વાનને પણ લોક પાળે છે,
વફાદારી ધણીનો પ્યાર બહુ જલ્દીથી વાળે છે;
વફાદારી મનુષ્યોમાં સદ્‌ગુણ ગણાયો છે,
વફાદારી હિણો કિંકર કદી કોઇએ ન ચાહ્યો છે,
જુના ઇતિહાસની અંદર વફાદારી જણાઇ છે;
વફાદારી જનાવરમાં હજુએ સ્થિર સ્થાયી છે,
વફાદારી કદાપિ સ્વાર્થનો વિચાર ના કરતી;
વફાદારી ભીરૂ પેઠે, સહન કરતાં નથી ડરતી,
અમારા આ જમાનામાં વફાદારી રીસાણી છે;
દીસે બેવફાઈ માણસોએ આજ આણી છે,
ભુલ્યા વળી શેઠ ને નોકર વફાદારી નથી પરવા;
વીસારીશું વફાદારી પ્રભુ પ્રત્યેય શું કરવા,

## જીવ જંતુ.

जल जंतु नव लक्षनु । दश लक्षंतु पक्षीणाम् ॥
त्रीस लक्षनु पशुश्चैव । स्थावर लक्षंतु वंशति ॥
कृर्मा शुरुद्र लक्षंतु । चतुर लक्षंतु मानवाः ॥

## કર્તવ્ય.

આદર મળો કે ના મળો,
અમને કશી પરવા નથી;
ત્યમ ફળ મળો કે ના મળો,
તે જાણવા ઇચ્છા નથી;

કર્તવ્ય કરવા જનમ આ,
દિન રાત તેમાં મસ્ત રહી;
ૠણ મુક્ત વિશ્વ થકી થવા,
કર્તવ્ય કરવું છે અહીં.

## પોતાનું હિત કરનારી પ્રતિજ્ઞા.

૧. હું નિત્યે સવારના ચાર વાગે ઉઠી સૂર્યોદય પહેલા પ્રાતઃ કાળમાં (દાતણ, પાણી, સ્નાન, પ્રભુભક્તિ) પરવારીશ અને ત્યાર પછી નિશ્ચિત યોજના કરીને તે પ્રમાણે વર્તીશ.

૨. હું શરીર, વસ્ત્ર, ધન તથા ઘરમાંના ખોરાકના પદાર્થો જોઇને સ્વચ્છ રાખીશ.

૩. હું શરીરની બળની વૃદ્ધિ માટે નિત્ય રૂચિત કસરત કરીશ તથા ખુલ્લી હવામાં ફરીશ.

૪. હું નિત્ય નિયમિત અને વખતસર હિતકર ભોજન કરીશ.

૫. હું સર્વનું કલ્યાણ થવાની વૃત્તિ રાખીશ. કોઇનું અહિત ઇચ્છીશ નહિ.

૬. હું કદી કોઇ પણ વ્યસન કરીશ નહિ અને દુર્વ્યસનની ચીજ કદી વાપરીશ નહિ.

૭. હું આળસનો ત્યાગ કરી નિત્ય ઉદ્યોગમાં રહીશ.

૮. હું મારો ધંધો એક નિષ્ટાએ સત્યતા અને પ્રમાણિક પણાથી કરીશ.

૯. હું દુર્જનની સંગત કદી નહિ કરૂં અને સઘળી અનીતિથી દૂર રહી મારો ધંધો વ્યવહાર સુનીતિથી ચલાવીશ.

૧૦ હું મારા સમાગમમાં આવનાર પ્રત્યેક જનનો યોગ્ય સત્કાર કરીશ.

૧૧. હું થોડું અને વિચાર કરીને બોલીશ, ને બોલેલું વચન પાળીશ.

૧૨. હું કદી કરજ કરીશ નહિ અને ઉપજ ખચ નો હિસાબ રાખી ઉપજથી વધારે ખર્ચ કદી કરીશ નહિ.

૧૩. હું ભવિષ્યના દુ:ખથી બચવા માટે દ્રવ્ય સંગ્રહ કરીશ અને તે સંગ્રહ મોજશોખમાં વાપરીશ નહિ.

૧૪. હું મારા કુટુંબના જીવીત સાધનો ગીરો કે વેચાણ આપીશ નહિ.

૧૫. હું કોઇના નિંદા કે ચાડી કરીશ નહિ. વળી આજ કરવાનું કામ કાલ ઉપર મુલતવી રાખીશ નહિ ને નવરાશનો વખત ગપ્પાં મારવામાં ગુમાવીશ નહિ.

૧૬. હું સર્વ સાથે સંપ રાખી કુટુંબ, જ્ઞાતિ તથા રાજા પ્રજાનું હિત કરવામાં તત્પર રહીશ અને દેશહિતાર્થે તન મન ને ધન અર્પણ કરીશ.

૧૭. હું નિત્ય શુદ્ધભાવથી અભ્યાસ કરીને ઉપયોગી જ્ઞાન મેળવીશ.

૧૮. હું નિત્ય શુદ્ધ અંત:કરણથી પ્રભુ પ્રાર્થના કરીશ.

૧૯. હું રાત્રે સુતી વખતે મેં કેટલાં કાર્યો નીતિના કર્યા છે તેનો તપાસ કરીશ.

૨૦. હું કર્તવ્ય પહેલાં પરીણામનો વિચાર કરીશ.

૨૧. હું સંતોષ સમાન સુખ નથી એમ માનીશ.

૨૨. હું આ ઉપલાં વ્રતો શ્રદ્ધાથી પાળીશ ને મારા કુટુંબી તથા સ્નેહી સંબંધી સર્વજનો પાસે પળાવીશ.

## પ્રાસ્તાવિક દોહરા.

ઉદ્યોગથી લક્ષ્મી મળે, મળે દ્રવથી માન;
દુર્લભ પારસ જગતમાં, મળવો, મિત્ર સુજાન.—૧
મતિ વિનાના મૂઢને, પંથન સૂઝે કાંઇ;
બળદ ઘાંચીનો ઘાણીએ, ઘૂમે જેમ ઘરમાંહી.—૨
દયા વૃક્ષ દુનિયા મહીં, સરસ ફળે છે એજ;
સેવા કર નર સમયપર, હાથે તે સાથે જ.—૩
મન કાળું તન ઉજળું, એનો જડે ન ભેદ;

કપટ જાળ વિકરાળ છે, ખલક કરે સૌ ખેદ.—૪
ન્યાય નિયમ સૌ રંકને, સમર્થને સૌ માફ;
વાઘે માર્યું માનવી, તેનો શો ઇન્સાફ.—૫
ચારે ગતિ ભમતાં થકાં, જીવે કીધો આહાર;
તો પણ ભૂખ્યો પ્રાણીઓ, સમતા નહિ લગાર.—૬

### ધર્મ વિષે.

માયા જાળ તું મુક પર, શ્રુત ચારિત્ર વિચાર;
ભવ જળ તારણ પોત સમ, ધર્મ હૈયામાં ધાર.
ધર્મ થકી ધન સાંપડે, ધર્મે સુખીયા હોય;
ધર્મે યશ વાધે ઘણો, ધર્મ કરો સૌ કોય.
ધર્મ કરે જે પ્રાણીઆ, તે સુખિયા ભવમાંય;
જગમાં સૌ જીત કરે, આવી લાગે પાય.
ધર્મ ધર્મ સહુ કો કહે, ધર્મ ન જાણે કોય;
ધર્મ શબ્દ જગમાં વડો, વીરલા બુઝે કોય.




### અજબ શોધ.

મધ્ય અમેરીકાના એક પ્રદેશમાં પ્રોફેસર રેકરડે એક ઝાડ એવું શોધી કાઢયું છે કે તેના થડમાંથી દુધ નીકળે છે. આ ઝાડનું નામ "Corh Trees" ગામ ઝાડ આપવામાં આવ્યું છે. આ દુધ દેખાવ તેમજ ગુણમાં ગાયના દુધ જેવું જ હોય છે. અત્યારે તે પ્રદેશના લોકો કોફીમાં આ ઝાડનું દુધ વાપરે છે. ઝાડના થડમાં વીંધ પાડવાથી પાણીના નળમાંથી જેમ પાણી નીકળે છે તેમ ઝાડના થડમાંથી દુધ નીકળે છે.

## પાંચ આંગળીઓ પાંચ પ્રકારનું જ્ઞાન સુચવે છે.

પ્રલયનું જ્ઞાન એક પ્રભુને જ છે. વરસાદ ક્યારે વરસશે તે પણ તે જ જાણે છે, ગર્ભસ્થળમાં કઈ જાતનું બાળક છે તે પણ તેજ જાણે છે, કાલે શું બનશે, તે પણ કોઈ પણ જાણતું નથી. માત્ર તે પ્રભુજ જાણે છે અને કેનું કયે સ્થળે મૃત્યુ થશે તે પણ કેવળ પ્રભુજ જાણે છે. બીજો કોઇ ઉપરની પાંચ બાબત વિષે કહેતો હોય તો તે ખરૂં માની શકાતું નથી.

## હાલના જોશી.

હરિશંકર ભટ્ટની તેમના નાના ગામમાં મોટી કીર્તિ હતી. સઘળી વિદ્યાઓ તેમને આવડતી હતી એવું લોકો માનતા હતા. ભટજી ગામનાં છોકરાંને પોતના ઘરને ઓટલે બેસાડીને તેમને ભણાવવાનો ધંધો કરતા; પણ જો કોઇને કાંઇ મુહૂર્ત જોવું હોય તો ટીપણું કાઢીને મુહૂર્ત જોઈ આપતા; કોઇનું ભવિષ્ય પારખવું હોય તો તેનો હાથ જોઇને બધું ભવિષ્ય કહી દેતા; કોઇને કાંઇ રોગ થયો હોય તો તેની દવા તે બનાવી આપતા; કોઇને ભૂત-પ્રેતનો વળગાડ હોય તો મંત્ર-જંત્રના પ્રયોગથી ભૂતને પણ નસાડતા! એક વાર મકન પટેલને વિચાર થયો કે ઘરમાંથી દળદર જતું નથી તો લાવ જરા ભટજીને હાથ બતાવું અને મારૂં ભાગ્ય કયારે ફળશે તે તેમને પૂછી જોઉં. પટેલે ભટજીની પાસે જઇ હાથ બતાવ્યો એટલે ભટજીએ હથેળીમાંની રેખાઓનું નિરીક્ષણ કરીને કહ્યું: "અહો મકન પટેલ! તમારૂં ભાગ્ય તો બહુ જબ્બર છે! તમારા ઘરના આંગણામાં કોઇ અદ્ભુત ઝાડ છે અને એ ઝાડના યોગથી તમારો ભાગ્યોદય થવાનો છે!" પટેલે કહ્યું કે "મારા આંગણમાં તો ઝાડ નથી!" ભટજીએ કહ્યું કે "ઘેર જઇને બરાબર તપાસ કરો." પટેલે ઘેર આ-વીને જોયું તો આંગણાના એક ખૂણામાં રોજ પાણી ઢોળાવાથી એક બાવળીયાનો છોડ-એકાદ વેંત જેવડો ઉગી નીકળેલો. પટેલે ભટજી પાસે આવીને આ વાત કહી. ભટજી બોલી ઉઠયા: "બસ, ત્યારે એ બાવળીયાથી જ તમારૂં ભાગ્ય ફળવાનું છે. મારી પાસે એક ઉંચી

જાતનું ઓસડ છે તેની એક-એક પડીકી એ બાવળીયાના થડ પાસે નાંખજો, એટલે જ્યારે તે બાવળીયો મોટો થશે ત્યારે તેને કેરીઓ ઉગશે ! મારી દવાની એવી અદ્દભુત શક્તિ છે કે એવી રીતે ઉગેલી કેરીઓ જે કોઇ ખાય તે મનુષ્ય મટીને દેવ જેવો બની જાય ! એની એક એક કેરીની એક એક સોનામહોર તમે ઉપજાવી શકશો; કહો પટેલ. પછી તમારો ભાગ્યોદય થશે ખરો કે નહિ ? મારૂં જ્યોતિષ કદી અફળ જાય જ નહિ !" પટેલને કાનની બુટ પકડીને હા ભણવી પડી; પરંતુ ઓટલાપર બેસીને ભણતો એક છોકરો ત્રીજી ચોપડીમાં વનસ્પતિના ગુણધર્મનો એક પાઠ વાંચતો-વાંચતો ચોપડીમાં મ્હોં ઘાલીને હસતો હતો ! !

## લોભીયા વસતા હોય ત્યાં ધુતારા ભૂખે મરે નહિ.

મુંબઇમાં થોડા વખત પહેલાં એક ધુતારો આવેલો હતો તે લોકોને એમ કહેતો કે હું એકના બમણા નાણાં કરી આપું છું. આ વાતને સમજુ મનુષ્યે તો તદ્દન ખોટી જાણી પણ લોભી મનુષ્યોનું મન લલચાણું. એક લોભીયો રૂપિઆ પાંચ હજારની નોટો લઇને ધુતારા પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે મને દસ હજાર કરી આપ ? પેલો ધુતારો લોભીયાનો સંપૂર્ણ વિશ્વાસ બેસાડવા માટે ખોટાં જંત્ર-મંત્ર કરવા લાગ્યો અને વખત જોઈ રૂપિયા પાંચ હજાર લઇ ચાલતો થયો ને પછી લોભીયા ભાઇ હાથ ઘસતા રહ્યા. એટલે એ ઉપરથી લોભીયા વસતા હોય ત્યાં ધુતારા ભુખે મરે નહિ એ કહેવત નિકળી છે તે ખરી છે.

જહાં વસે જન લોભીયા, ધૂર્ત કમાઇ ખાય;
દેખી બમણાં દામને, લોભી મન હરખાય.
બચ્ચાં જણે તપેલીયો, લોભી ખુશ થઇ જાય;
પણ જબ મરે તપેલીયો, કએ મુરખનો રાય.
સ્વાર્થ સધીરા વાણીઆ, પરાર્થ બધીરા થાય;
ખંધા ખેલાડી ખરા, વખત મલ્યે પલટાય.

## માયાનું સ્વરૂપ.

ઝીણી માયા તે છાની છરી,
મીઠી થઇને મારે ખરી;
વળગી પછી અળગી નહિ થાય,
જ્ઞાની પંડીતને માંહીથી ખાય.
અનેક રૂપે માયા રમે,
જ્યાં જેવું ત્યાં તેવું ગમે;
વળી જો કોઇને જ્ઞાન ઉપજે,
તો જ્ઞાની થઇને ભેળી ભજે.
જે કર્મ હોય મુકવા જોગ,
અખા તેનો જ પડાવે ભોગ;
એવા માયાના ઘણા છે ઘાટ,
જ્યાં જોઈએ ત્યાં માયાના હાટ.

## રાજા ગાદીપર બેસે ત્યારે બંધીખાનાથી સર્વે બંધીવાનને છોડી મુકે છે.

એકવાર શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે સભા કરીને બીરાજમાન હતા. ને ભગવાનની આજ્ઞા અખંડ પાળવી જરા પણ લોપવી નહિ, અને આજ્ઞાના ભંગથી મહા મોટું દુઃખ થાય છે, એ અંગની વાત કરતા હતા. તે ટાણે એક હરી ભક્તને સમાધી કરાવીને જમપુરીમાં મોકલ્યો તે જમપુરીમાં નર્કના કુંડમાં એક પોતાની ઓળખીતી ડોશી દેખી ત્યારે તે ડોસીને તેણે કહ્યું કે અરે ડોશી ! તું તો રામાનંદ સ્વામીની સતસંગી હતી ને આ નર્કના કુંડમાં કેમ પડી છું ? ત્યારે ડોશી બોલી જે એકવાર રામાનંદ સ્વામીના સાધુનો વાંક આવ્યો હતો તે રામાનંદ સ્વામીએ મને આજ્ઞા કરી જે એ સાધુને પાંચ ખાસડાં માર. ત્યારે મેં એ સાધુને પાંચ ખાસડાં મારીને એક છઠું ખાસડું મારીને કહ્યું જે આ એક ખાસડું મારી વતી તને મારૂં છું. ત્યારે રામાનંદ સ્વામી બોલ્યા જે અરે ડોશી ! એ પાંચ ખાસડાં તો મારી

આજ્ઞાથી તેં એ સાધુને માર્યા. તે તેનો દોષ તને નહિ લાગે, પણ આ છઠું ખાસડું તારી વતી એ સાધુને માર્યું તે તેનો દોષ તને લાગ્યો. એમ રામાનંદ સ્વામી બોલ્યા હતા. તે એ દોષે કરીને હું નરકમાં પડી છું. એમ એ ડોશીએ કહ્યું ત્યારે એ હરીભક્ત સમાધીમાંથી બહાર આવ્યો ને એ વાત સર્વે સભાને સાંભળતાં મહારાજ પાસે કરી. ત્યારે તે ટાણે સ્વરૂપાનંદ સ્વામી સભામાં બેઠા હતા તેમને મહારાજે આજ્ઞા કરી જે તમે જમપુરીમાં જઇને એ ડોશીને બહાર કાઢો ને પછી જમપુરીમાં નરકના કુંડ છે તે ઉપર જઇને ઉંચે સાદે સ્વામીનારાયણ સ્વામીનારાયણ સ્વામીનારાયણ એમ ત્રણ વાર મારૂં નામ લઇ તાળી પાડીને ઉચ્ચારણ કરો. પછી સ્વરૂપાનંદ સમાધી કરીને જમપુરીમાં ગયા ને પ્રથમ એ ડોશીને નરકના કુંડમાંથી બહાર કાઢીને ધામમાં મોકલી ને પછી એ નરકના કુંડ ઉપર જઇ તાળી પાડીને ઉંચે સાદે સ્વામીનારાયણ નામનું ઉચ્ચારણ ત્રણ વાર કર્યું. ત્યારે આકાશમાં વીમાનનો ઠઠ થઇ ગયો, ને છ લાખ ચોરાસી હજાર નરકના કુંડમાં જેટલા પાપીષ્ટ જીવ હતા તે સર્વ બહાર નીકળ્યા ને સ્વરૂપાનંદ સ્વામીને પગે લાગી વિમાનમાં બેસીદેવલોકમાં ગયા. પછી સ્વરૂપાનંદ સ્વામી સમાધિમાંથી બહાર આવીને એ સર્વ વાત સભા સાંભળે તેમ મહારાજને કહી, ત્યારે મહારાજ બોલ્યા જે જ્યારે રાજા ગાદીએ બેસે છે ત્યારે બંધીખાનામાંથી સર્વે બંધીવાનને છોડી મૂકે છે તેમ અમે પણ જમપુરીના બંધીવાનને છોડી દીધા. એવા અસંખ્ય પરચા શ્રીજી મહારાજે મુમુક્ષુ જીવોને આપી ઉદ્ધવ સંપ્રદાયની સ્થાપના કરી છે. ભગવાન તથા મોટા સદ્દગુરૂઓ જે ધારે તે કરી શકે છે. જેનાં એક રોમમાં કોટાનકોટી બ્રહ્માંડો રહ્યાં છે તેને સહેજ વારમાં અનંત બ્રહ્માંડનો લય કરવો યા ઉત્પન્ન કરવા એ કાંઇ હિસાબમાં નથી.

---

## પુલછાબ અઠાવીશમી.

### કર્ણ ને કુંતાજી.

મહેલ પાસેના એક લતામંડપમાં કર્ણ ઉભો ઉભો એક વખત પવિત્ર મંત્રનો જપ કરતો હતે. દરરોજ મધ્યાહ્ન સુધી આ પ્રમાણે જપ કરવાનો તેનો રીવાજ હતો. કર્ણ આંખો મીચીને માળા ફેરવતો હતો તે દરમ્યાન એક સ્ત્રી તેની પાછળ લપાઇને ઉભી. સ્ત્રીની ઉંમર વૃદ્ધ હતી, તેના માથાના વાળ ધોળા હતા, તેને શરીરે કરચલી પડી હતી છતાંયે તેની આંખનું તેજ તો કોઈ વીરાંગનાને પણ શરમાવે તેવું હતું.

મધ્યાહ્ન ઉતર્યો, કર્ણનો જપયજ્ઞ પૂરો થયો અને પાછું વળીને જુએ છે તો એક સ્ત્રી ઉભેલી.

" તમે કોણ છો ?" જરા નીહાળીને કર્ણ બોલ્યોઃ ઓહો "કુંતી ? તમે કયાંથી ? કેમ આવ્યા છો ?"

" બેટા ! એક વસ્તુ માંગવા આવી છું."

" શ્રીકૃષ્ણની ફોઇ અને વીર અર્જુનની માતા મારા જેવા સુતપુત્રની પાસેથી શાની આશા રાખે છે ?

" બેટા ! હું વીર અર્જુનની માતા છું તેવી જ સુતપુત્ર કહેવાતા કર્ણની પણ માતા છું. તું રાધાનો પુત્ર નથી પણ મારો પુત્ર છે. " કુંતી બોલ્યા.

" નહિ, નહિ. મારાં મળમુત્ર ઉસડનાર અને મારા એકના પર જીવનાર રાધા મારી મા નથી એમ બોલું તે દિવસે તો આ આકાશ તુટી પડે." કર્ણ બોલ્યો.

" બેટા, સાંભળવું છે તારે ? હું કુંતીભોજ રાજાની પુત્રી

કુંતીભોજને ત્યાં કેટલાયે મહાપુરૂષો અતિથી આવે તેમની સેવા કરવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું. "

"કુંતી આ તમામ હકીકત મને મળી ચુકી છે. હજી ગઈ કાલે જ શ્રીકૃષ્ણ મને રથમાં બેસાડીને લઈ ગયા હતા ત્યારે આ તમામ હકીકત તેમણે વિસ્તારથી કહી છે. તમારે બીજી કાંઈ વાત કરવાની હોય તો કરો. એ હકીકત હું સાંભળું છું ત્યારે મારાં રૂવાડાં ઉભાં થાય છે" કરણના અવાજમાં ફેર પડવા લાગ્યો.

"કર્ણ જરા ધીરો થા, તને ક્રોધ આવે તો મને જે કરવું હોય તે કરજે, હું મુંગે મ્હોંએ સહી લઇશ, પણ મારૂં કહેવું તો સાંભળ. મેં એકેય દીકરી જણી નથી નહીતર તો આજ સુધીમાં મારા હૃદયને ખાલી કર્યું હોત. આજે આટલે વર્ષે તને મળું છું ત્યારે મારા આ ચીમળાઇ ગયેલાં સ્તનોમાં પણ નવું અમી આવે છે. મને વાત કરી લેવા દે એટલે મારા હૈયાનો ભાર ઓછો થાય.

"ઠીક કહો."

"કુંતીભોજને ત્યાં એકવાર દુર્વાસા ઋષિ પધાર્યા. મારી સેવાચાકરીથી પ્રસન્ન થઈ તેમણે મને પાંચ મંત્રો આપ્યા અને કહ્યું: "આ મંત્રથી તું જે દેવનું આવાહન કરીશ તે દેવ હાજર થશે. સ્ત્રી માત્રનું હૃદય જે એક વસ્તુને માટે નીરંતર તલસી રહ્યું હોય છે તે વસ્તુ તને આ મંત્રોદ્વારા પ્રાપ્ત થશે."

"પછી"

"હું તો હતી કુંવારી! સ્ત્રીઓનું અંતર કઇ એક વસ્તુને ઝંખે છે તેની જાણ પણ નહિ એટલે મારૂં કુતુહલ તો ખુબ વધી પડ્યું. એક મંત્રનો પ્રયોગ કરી મેં ભગવાન સૂર્યનારાયણનું આવાહન કર્યું."

"પછી"

"તેજસ્વી સૂર્યનારાયણ હાજર થયા. હું તો કશું સમજું નહિ પણ મારા હૃદયમાં ભારે મોટું તોફાન ચાલી રહ્યું હતું. સૂર્યે પછી પૂછ્યું: મને શામાટે બોલાવ્યો છે? મેં કહ્યું: આપ પાછા જાઓ. હું

કન્યા હતી. મારા શરીરમાં લોહી ઉછળતું હતું, મારાં અંગો ફાટું ફાટું થતાં હતાં. મેં સૂર્યને આડા હાથ દીધા, મેં કહ્યું: હું કુંવારી છું. સમાજ મારા માટે શું વિચારશે? પણ બધું ફોગટ! મારો આત્મા પરવશ હતો. ના પાડતી પાડતી પણ હું સૂર્યભગવાન તરફ ખેંચાયે જતી હતી."

"પછી"

"પછીના નવ માસ તો નવયુગ જેવડા લાંબા હતા. ન ક્યાંય બહાર નીકળવું, ન કોઇને મોઢું દેખાડવું; શરમનો તો પાર નહિ. એમ કરતાં કરતાં બેટા તું આવ્યો. તારાં આ કવચ કુંડળ તે દિવસે કેવાં શોભતાં હતાં! હું તો તને જોતાં ધરાતી જ નહોતી."

"પછી"

"પછી......પછી......તને છોડયો રેશમી રૂમાલમાં વીંટી તને પેટીમાં મૂકયો ત્યારે મેં આંખે આડા હાથ દઈ દીધા અને દાસીએ પેટી વાસી દીધી."

"પછી"

"પછી? પછી મારો અધિકાર ઉઠયો અને તારી રાધાનો અધિકાર બેઠો."

"પછી"

"બેટા હજીયે 'પછી પછી' કહીને શામાટે મને હસે છે?"

"તો હવે તમે આજે શું માગવા આવ્યા છો?"

"એક વસ્તુ માગવા આવી છું. તું આ મારી છાતીમાં પાછો આવ અને મને મા કહીને બોલાવ!"

"કુંતી, કુંતી, આવું માગતાં શરમ નથી આવતી? જે સ્ત્રી પેટના દીકરાને નદીમાં વહેતો મુકતાં આંચકો ન ખાય તે આજે આવીને મા થવા જાય તે યોગ્ય છે?"

"બેટા કર્ણ, એમ ન બોલ. તને સ્ત્રીના જીવનની ખબર નથી."

"તમને કોણે કહ્યું હતું કે આ માર્ગે ચાલો?"

"તેં કુંવારી અવસ્થા ભોગવી નથી. એ અવસ્થાના થનમનાટો તેં અનુભવ્યા નથી; એ અવસ્થા માણસને કેટલું વિહવળ કરી નાંખે છે તેનો તને ખ્યાલ નથી."

"એ તો ભલેને ગમે તે થયું. પણ પછી મારો ત્યાગ કરવાનો તમને શો અધિકાર હતો? જે માતાઓ પોતાના બાળકનો સર્વાંગ સુંદર વિકાસ ન કરે તેમને માતા થવાનો જ શો અધિકાર છે?" કર્ણ ગરમ થયો.

"બેટા, તારી વાત તો સાવ સાચી છે પણ સ્ત્રી માતા થાય છે તે કાંઈ પોતાની બુદ્ધિથી અંકગણીતની ગણતરી કરીને થાય છે! એમાં તો પ્રાણી માત્ર અંદરના કોઇ ધક્કાને વશ થઇને વર્તે છે અને માબાપનો ધર્મ, અધિકાર, વિકાસ અને બધી વસ્તુઓ તો પાછળથી નિપજાવવી પડે છે."

"પણ તમે મારો ત્યાગ કર્યો એ વસ્તુ તો હું ભુલી શકતો જ નથી."

"બાપુ, એ ભુલાય તેવી નથી. પણ એનો દોષ તારે સમાજને દેવો જોઇએ. આપણો સમાજ આવી ભુલોને ડામ દેવા તૈયાર થાય છે એટલે તો મારા જેવી માતાઓને આવા માર્ગો લેવા પડે છે. સમાજની ભુલો થાય નહિ એ માટે ચાંપતા ઉપાયો લે પણ ભુલ થાય પછી ઉદાર દૃષ્ટિથી તેનો ઉકેલ લાવે તો સમાજના કેટલાક ખાનગી પાપો એની મેળે નિવૃત્ત થાય."

"પણ કુંતી, તમે મારૂં તો ભુંડું જ કર્યું છે. જન્મથી ક્ષત્રીય પુત્ર હોવા છતાં હું સુતપુત્ર કહેવાયો તે તમારા પાપે."

"જરૂર એ વાત તો હજી એમને બાળે છે. પાંડવ કૌરવની પરીક્ષા વખતે તું અર્જુનની સામે દ્વંદ્વ યુદ્ધમાં ઉતર્યો અને કૃપાચાર્યે તેમજ ભીમે 'કુળ તથા ગોત્ર જણાવ' એમ કહી મને હલકો પાડયો. ત્યારે તને મુર્છા આવી હતી તે તને કયાંથી ખબર હોય! દ્રૌપદીના સ્વયંવરમાં ધનુષ્ય ચડાવવા તું ઉભો થયો ત્યારે દ્રૌપદીએ 'હું સુતપુત્રને

વરવાની નથી' એમ કહ્યું એ સમાચાર સહદેવે મને આપ્યા ત્યારે મારૂં હૈયું કેવું વલોવાયું હશે તેનો તને શો ખ્યાલ હોય ? બેટા, તારે સુતપુત્ર થવું પડ્યું તે મારા કર્મને ભોગે તેમાં શંકા નથી પણ આજે હવે એ બધું ભૂલી જા અને આ ખોળામાં પાછો આવ. "

" કુંતી, તમારી વાત હું સમજું છું. આજે કોણ જાણે કેમ પણ મારા જીવનભરનો રોષ ઉતરી જાય છે. પણ હું ફરીથી તમારો થાઉં એ બને તેવું નથી. રાધાએ મને સગી પોતાની માના વહાલથી ઉછેર્યો છે. આ સુતજાતિમાં હું પરણ્યો છું ને મારે છોકરાં થયાં છે. એ તમામ સ્નેહ સંબંધનો ત્યાગ કરી કુંતીપુત્ર થવું મારા માટે અશક્ય છે. "

" બેટા, એમ ન બોલ તારી રાધાને હું પગે પડું. જેવી મારી દ્રૌપદી એવી મારે તારી સ્ત્રીઓ. તું યુધિષ્ટરનો મોટો ભાઈ. પાંચે પાંડવો તારી સેવા કરે અને યુદ્ધને અંતે તું આ ભારત વર્ષનો રાજા થાય. તું રાજા થવાને જ જન્મ્યો છું. "

" કુંતી, કુંતી, તમે કહો છો તે ગમે તેટલું સારૂં દેખાતું હોય તોપણ મારા માટે આજે અશકય છે. ભારત વર્ષના રાજાતો કાંતો યુધિષ્ટિર અને કાંતો દુર્યોધન. "

" નાના, કર્ણ, યુધિષ્ટિર તો તારે પડખે ઉભો રહીને ચમર ઢોળે એમ હું ઇચ્છું છું. અને અર્જુન જેવા વીર મારા દીકરાઓ હોય ત્યાં દુર્યોધનને માટે તો રાજ્યની આશા જ કયાં છે ! "

" કુંતી, મને માફ કરો તમે સ્વાર્થના માર્યા મને અધર્મ તરફ લઈ જવા માગો છો. જે વખતે આખા હસ્તીનાપુરમાં બધા મને 'સુત પુત્ર, સુતપુત્ર, કહીને હડધુત કરતા હતા તે દિવસે દુર્યોધને મને અંગ દેશનો રાજા બનાવ્યો; જ્યારે ભિષ્મ, દ્રોણ અને વિદુર સરખા મહાત્માઓ પણ મને કાગડા કહીને મારો વધ કરતા ત્યારે દુર્યોધને મને પોતાની પાંખમાં રાખી મૈત્રી દીપાવી. જ્યારે યુદ્ધ કરવું ન કરવું એ બાબતની વાટાઘાટ ચાલતી હતી ત્યારે મહારી મૈત્રીના બળે

દુર્યોધને શ્રીકૃષ્ણને પાછા બોલાવ્યા અને યુદ્ધનો સ્વીકાર કર્યો. આજે આ દુર્યોધનની મૈત્રીના પાસને તોડીને હું ફરીથી તમારો થાઉં એમાં તમારી શી શોભા છે ? તમો પાંડવોના સ્વાર્થે આંધળા થયા છે એટલે આવી માંગણી કરો છો. તમને ખબર નથી કે હજીયે અર્જુન શ્રીકૃષ્ણની મૈત્રી છોડી શકે પણ કર્ણ દુર્યોધનની મૈત્રી છોડી શકે તેમ નથી."

"બસ, મને આમ એકા એક નિરાશ કરીશ ?"

"કુંતી ! બીજો રસ્તો નથી."

"રસ્તા તો કાઢવા હોય તો ઘણા છે પણ તારે કાઢવા નથી. રણક્ષેત્રમાં તું જ તારા હાથે તારા માના જણ્યા ભાઇઓનો વધ કરીશ તે વખતે તારૂં અંતર ચીરાઈ નહિ જાય ? તારો હાથ યુધિષ્ઠિરને મારતાં ઉપડશે ? નકુળ, સહદેવ જેવા મારા કોમળ કુમારોને તું હણીશ ? કર્ણ ! જરા વિચાર કર. તું તો આ બધું કરીશ પણ તમને બધાને એકજ પેટમાં સંઘરનારી આ કુંતીનું તે દિવસે શું થશે તેનો વિચાર કર્યો છે ?"

"કુંતી ! એ તો રણસંગ્રામનો મામલો છે. ક્ષત્રિઓ આવી બાબતમાં ડરતા નથી."

કુંતી બે ડગલાં આગળ આવી ઘુંટણીએ પડી. તેનો હાથ કર્ણના ગોઠણ પર હતો.

"બેટા, કર્ણ ! મારી સામું જો. તારી પાસે કોણ આવ્યું છે તે તારા ખ્યાલમાં છે ?"

"હા, તમે કુંતી."

"હવે એવું તટસ્થ નામ ન વાપર. હું કુંતી તારી મા છું. તારે રણસંગ્રામમાં ઘુમી તારાજ ભાઇઓનો વધ કરવો હોય તો પહેલાં મને મારીને જ અહીંથી જા એટલે એ જોવાનો મારો વારો ન આવે. તારો ધર્મ, અધર્મ, તારી મૈત્રી, તારૂં ક્ષત્રિયપણું બધાં આ તારી માની સામા ટકી રહ્યાં છે એ જ મને આશ્ચર્ય થાય છે. નહીતર તો માતાની આંખનું એક આંસુ તમામને ભુંસી નાખવા

સમર્થ છે. કર્ણ મારી સામું જો. ઉપર તારા પીતા બેઠા છે. એ પિતાની સાક્ષીએ તારી પાસે માગું છું. કર્ણ, પાંડવોને સંગ્રામમાં ન મારવાનું વચન આપ."

"કર્ણ મુંગો રહ્યો."

"કર્ણ ! બોલ જવાબ આપ."

"કુંતી, મને જવા દો."

"એમ જવાય નહિ તારી માતાને આટલીશી ભીક્ષા આપ્યા વિના જવાય નહિ."

"કુંતી જાઓ નકુળ સહદેવને નહિ મારૂં."

"એ તો છે જ, નકુળ, સહદેવ પર તારા જેવો ધનુષધારી હાથ અજમાવે એ તો હલકું ગણાય, એ કાંઇ તારા સમોવડીઆ છે ? એમાં તેં મને આપ્યું શું ?

"કુંતી ! નકુળ, સહદેવને તો નહિ જ મારૂં પણ ભીમને પણ હું છાંડીશ."

"ભીમને ? કયાં તું અને કયાં ભીમ ! ભીમનું શરીર મોટું એટલે તે મોટો થઇ ગયો ? ભીમનું તો ગાંડું કામ. તારી વિદ્યા ભીમ પાસે નથી એટલે એને મારવામાં તને રસ જ ન પડે. હું તો કહું છું કે મારી માંગણીનો વિચાર કર ને બોલ."

"કુંતી ! કુંતી ! હવે બસ કરો ! મારા દીલમાં કંઇ કંઈ થાય છે આ છેલ્લું હું કહી દઉં, હું યુધિષ્ટિરને પણ યુદ્ધમાં નહિ મારૂં. જાઓ ! હવે માગો તો તમને તમારા કર્ણના સોગન છે."

"બેટા છેવટ ! મારો થયો ! પણ મારી માગ તો અધુરી જ છે. હું તો માગું છું કે તારે અર્જુનને ન મારવો."

"કુંતી, એ માગણી લેવી હોય તો તમારે પોતાના જ હાથે મને ઠાર કરો એટલે બસ. અર્જુનને ન મારવાનું વચન આપવું એ મારૂં વિના શસ્ત્રે મોત છે એમ નક્કી સમજો. બે દિવસ પછી જે યુદ્ધ થવાનું છે તે પાંડવો અને કૌરવો વચ્ચે નથી પણ મારી અને

અર્જુનની વચ્ચે છે. મારા પર તો દુર્યોધને આખા યુદ્ધનું મંડાણ કર્યું છે. એ હું તમને આવું વચન આપું તે કરતાં પ્રાણત્યાગ એ જ બહેતર છે. કુંતી જાઓ."

"બેટા, આ ચાલી. હું આવી હતી તને લઇને પાંચ પાંડવોના છ પાંડવો કરવાની આશાથી. આ જાઉં છું. પાંચ પાંડવોના ચાર પાંડવો થશે એવા સમાચાર લઇને. બેટા કર્ણ, દીકરાઓ માતાઓને આવી રીતે જગતમાં સંતોષ આપશે કે? કેમ બોલતો નથી?

"કુંતી, ઉભાં રહો. એક વાત કહું છું. રણમાં જો અર્જુન મરાશે તો આ કર્ણ પાંડવોની સાથે મળશે, પણ એ વિચાર નકામો છે. આજે ઘડીભર કાલના પડને વીંધીને નજર નાખું છું ત્યારે મને દેખાય છે કે શ્રીકૃષ્ણ જેવા એના સારથી છે એવા અર્જુનનો વિજયજ છે અને તેને હાથે મારૂં મોત છે. અસ્તુ; જે થવાનું હશે તે થશે. અર્જુન પડશે તો કુંતી હું તમારો થઇશ. હું પડીશ તો કાંઇ કહેતો નથી. પાંડવો પાંચના છ નહિ થાય એટલું ચોક્કસ. બસ, તમે જાઓ.

"કર્ણ, એક વાત પૂછવાનું મન થાય છે તે પૂછી લઉં?"

"ખુશીથી પૂછો."

"શ્રીકૃષ્ણને કાલે તેં કયું વચન આપ્યું?"

"શ્રીકૃષ્ણને? કશુંયે નહિ. કુંતી શ્રીકૃષ્ણ મારા પાસે રાજદ્વારી પુરૂષ તરીકે આવ્યા હતા. તેમની વાતોમાં મારી મહત્વાકાંક્ષાને પોષણ મળે તેવું હતું. શ્રીકૃષ્ણે મારી સન્મુખ રાજપાટ ધર્યું, મુગટો ધર્યા, પ્રતિષ્ઠા ધરી, ઐશ્વર્ય ધર્યું, સ્વર્ગ ધર્યું. પણ તેને ખબર નહિ કે મારે મન દુર્યોધનની મૈત્રી પાસે આ બધાનો કશો હિસાબ નથી. કુંતી એક વાત કહી લઉં? તમે આજે આ વચન લઇને જાઓ છો તેનું કારણ સમજ્યાં?'

"શું કહે જોઇએ."

"તમે મા તરીકે જીતી ગયાં. તમને દીઠાં ત્યારે તો હું ક્રોધથી ધ્રૂજતો હતો, પણ તમારી પાસે મારો ક્રોધ ટકી ન શક્યો. કુંતી

જણનારી માના અંતરમાં જેટલું જોસ છે તેની મને આજે જ ખબર પડી. મને આજે થાય છે કે પાંડવો અને કૌરવો વચ્ચે વષ્ટી કરવા શ્રીકૃષ્ણ આવ્યા તેને બદલે એવી વષ્ટી તમે ને ગાંધારી લાવ્યાં હોત તો આ યુદ્ધ અટકત. આજે એ બધું વ્યર્થ છે. યુદ્ધનો ઘંટ તો વાગી ચુકયો છે ને કાળ સૌને બોલાવે છે. કુંતી તમે જાઓ. તમને બહુ મોડું થશે. છેવટે મા દીકરો એકબીજાને જોતા જોતા જુદા પડ્યા.



## ફુલછાબ ઓગણત્રીસમી.

### જમાનાની જહાંગીરી.

મરે ભૂખસે જન ભલા, માણે મોજ લબાડ;
કસાઇ ઘરમાં કુશલતા, ધર્મી ઘરમેં ધાડ!
ધર્મી ઘરમેં ધાડ, દૈવ દે જબ દીખલાઇ,
લોક નજર તબ જાય, એક પલમેં પલટાઇ!
સમજો દુર્લભ શ્યામ, કુદરતકી ઐસી કલા;
માણે મોજ લબાડ, મરે ભૂખમેં જન ભલા.

### ચડતી ને પડતી.

અસ્તોદયકે સમયકી કહી જાય ન બાત;
ગરીબ પાવે શાહપદ, દીસે શાહ દો હાત.
દીસે શાહ દો હાત, કરામત યહ કીસ્મતકી;
હાર જીત જહાં હોય, કૌન વહાં જાને ગતકી?
બાજી યહ સુત શ્યામ, કર્મ–કર્મકે સંચયકી;
કહી જાય ના બાત, અસ્તોદય કે સમયકી.

### પ્રભુ ઇચ્છા બળવાન છે.

તેરસેં ક્યા આયગી, બર તેરી અરમાન;
મેં જાનુ સબમેં રહી, પ્રભુ ઇચ્છા બળવાન.

પ્રભુ ઇચ્છા બળવાન, થાપ દઈ અગ્ર ચલેગી;
દીશા ભુલકી સાથ, નઇ બાતાં નિકલેગી.
તું નહીં દેખે સ્યામ, અયસી કુછ બનજાયગી,
બર તેરી અરમાન, તેરેસેં નહીં આયગી.

## એક દિવસે જરૂર મરી જવું છે.

જાવું જરૂર મરી, મેલી સર્વે જાવું જરૂર મરી,
રાત દિવસ રજ્યો ધનને કાજે, સમર્યા નહિ ઘડીયે હરી. મેલી. ૧
મેલી મંદીર માલ ખજાના, સંપત રહેશે ધરી. મેલી. ૨
સગાં સબંધી સૌ જોઈ રહેશે, કેનું ન ચાલે જરી. મેલી. ૩
નિષ્કુળાનંદ કહે જોને વિચારી, રહે નહિ દેહ ધરી. મેલી. ૪

## ઉપદેશક પદ.

મનમાં વિચારી જરી, જોયું નહીં મનમાં વિચારી જરી;
સાધુ જનની વાત ન માની, પાપીની સોબત કરી. જોયું. ૧
નારાયણનું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી. જોયું. ૨
જુવાનીમાં જોરે ભરીયો, ચોરી અવેરી કરી. જોયું. ૩
નિષ્કુળાનંદ કહે માગીને લીધી, માથે ચોરાસી ફરી. જોયું. ૪

## પ્રવૃત્તિનો નિવાસ કયાં છે?

એક વખતે એક મહાત્માને મધ્ય રાત્રે સ્વપ્ન આવ્યું તેમાં તેણે મહા રૂપવંત પુરૂષને જોયો તેથી તેણે તેને પુછ્યું કે તમારૂં નામ શું? તેણે કહ્યું કે મહારૂં નામ અનન્યાશ્રય. વળી મેં પુછ્યું કે તમે કયાં રહો છો? તે બોલ્યો કે હું ધાર્મિક પુરૂષના હૃદયમાં વસું છું. ત્યાં મેં એક કદરૂપી કાળી સ્ત્રીને દીઠી. મેં તેને પુછ્યું કે તું કોણ છે? તે બોલી હું "પાપી પ્રવૃત્તિ છું". ત્યારે મેં ફરી પુછ્યું કે તું કયાં રહે છે? તે બોલી કે "હું વિલાસ પ્રિય લોકોમાં રહું છું."

## મહાન પુરૂષોનાં વચનો.

(૧) પ્રભુ જેને સ્વાદ કે બોલવાની લોલુપતા વગરની જીભ,

સંતોષી હૃદય અને અસંગ્રહી સ્વભાવ, એ ત્રણ વાનાં આપે છે, તે જ સર્વ આફતોથી બચી શકે છે.

(૨) જુવાનીમાં જે પ્રભુની આજ્ઞા પાળતો નથી, તે વૃદ્ધાવસ્થામાં દુઃખી થાય છે.

(૩) પ્રભુને પામવાનો માર્ગ લાંબો પણ છે અને ટુંકો પણ છે; સહેલો પણ છે અને અઘરો પણ છે.

(૪) જીભને કાબુમાં રાખો અને બધું બળ વાપરીને મનને વશ કરો.

(૫) મરેલાં મનુષ્યો તમારી વાટ જોઇ રહ્યાં છે તે ભુલશો નહિ.

(૬) પાપનો બદલો દુઃખરૂપે મળવાથી સારા થવાની જરૂર સમજાય છે.

(૭) સંસાર એ જરા પણ સારવાળી વસ્તુ નથી એ વાત જ્યાં સુધી માણસના હૃદયમાં ઠસતી નથી ત્યાં સુધી તે સાચો વૈરાગ્ય મેળવવા શક્તિવંત થતો નથી.

(૮) જે વસ્તુ તમોને પ્રભુથી દૂર રાખે તેને છોડી દેવી એનું નામ જ વૈરાગ્ય છે.

(૯) કોઇને પણ પીડા ન કરવી અને સ્વાર્થ રહિત જીવન ગાળવું એ સાધુ સ્વભાવનું લક્ષણ છે.

(૧૦) જે શક્તિ વડે ઇંદ્રિયો અને મનને વશ કરી શકો તેનું જ નામ શક્તિ છે.

(૧૧) ધનવાન પાડોશી અને રાજસભાના પંડિતોથી દૂર જ રહેજો.

(૧૨) જે માણસને સત્તા ને માલિકી વહાલી છે, તે કદી પણ મુકિત મેળવી શકતો નથી.

(૧૩) જે કથન અમલમાં ન મૂકી શકાયું હોય, તે વિષે કાંઇ પણ કહેવું એ જૂઠું બોલવા જેવું છે.

(૧૪) તમારી જીભને લોકનિંદાથી તેમ લોકસ્તુતિથી દૂર રાખજો.

(૧૫) જ્યાં સુધી વાસનાઓ મરે નહિ, ત્યાં સુધી હૃદય જીવતું થઇ શકતું નથી.

(૧૬) અલ્પાહારમાં, દિવ્યશાન્તિમાં અને લોકસંસર્ગના ત્યાગમાં સાધુતા રહેલી છે.

(૧૭) મનને ખરે રસ્તે ચઢાવામાં પહેલું પગથીયું સત્યનો સ્વીકાર છે.

(૧૮) આ જગતમાં પ્રભુના જેવો કોઈ સાચો સહાયક નથી ને પ્રભુ પ્રેરિત મહા પુરૂષના જેવો કોઈ સન્માર્ગદર્શક નથી.

(૧૯) પોતાના અવળા વિચારો અને ભાવનાઓ શુભ માર્ગમાં ફેરવી નાખવાં એ સાધનની શ્રેષ્ટ ભુમિકા છે.

(૨૦) ઇશ્વરી ભય એ માનસિક દીપક છે. એ જ દીપક વડે માણસ પોતાના ગુણ–દોષ યથાવત્ જોઈ શકે છે.

## વિષય–વૈરાગ્ય.

સહલ નામના એક મહાત્મા કહે છે કે "એક રાત્રે મેં સ્વપ્ન જોયું તેમાં ઘણાં માણસો એક ધોળા પક્ષીની વાટ જોતાં હતાં. અકસ્માત્ પેલું પંખી નીચું ઉતર્યું અને એક એક જણને પકડીને સ્વર્ગમાં લઇ જવા લાગ્યું. મેં પૂછ્યું કે "આ પંખીનો મર્મ શો ?" ત્યાં ધ્વનિ સંભળાયો કે "પરમેશ્વર પોતાના ભક્તો ઉપર કૃપા કરીને ધોળા પંખીને આ લોકમાં મોકલે છે." પછી અકસ્માત્ એક કાગળનો કકડો આકાશ માર્ગેથી આવીને મ્હારી પાસે પડયો. તે કડકામાં લખેલું હતું તે વાંચ્યું કે "આ પંખી એ વિષય-વૈરાગ્ય છે."

## ભગવાન સમ્બંધી સુખને કોણ પામે.

જેમ માછલું હોય તેને જલ છે તે જીવન રૂપ છે તે જલનો યોગ જ્યાં સુધી હોય ત્યાં સુધી તે જલમાં માછલું ચાલે, હાલે ક્રિડા કરે ને જ્યારે જલનો વિયોગ થાય ત્યારે તેની ચંચળતા ટળી જાય ને મરી જાય તેમ જેને પંચ વિષયે કરીને જીવનપણું જ્યાંસુધી મનાણું છે ને તેણે કરીને સુખ માન્યું છે ને તેનો વિયોગ થાય ત્યારે મુવા જેવો થઈ જાય છે એવો જે હોય તે ભગવાનના સુખને કયારે પણ પામે નહિ. ને પંચ વિષયે કરીને જેને જીવનપણું ટળી

ગયું છે તેજ ભગવાનના સુખને અનુભવે છે ને ભોગવે છે ને એવાને જ ભગવાનના સુખની પ્રાપ્તિ થાય છે એ નિર્વિવાદ છે.

## આપણા પેટમાં ન રહી તે અન્યના પેટમાં કેમ રહેશે ?

કોઇ માણસ ખાનગી વાત બીજાને પોતાનો મિત્ર ધારી કહે અને તેના સાથે તેને સમજુતી આપે કે "મહેરબાની કરી આ વાત બીજાને કહેશો નહિ." પણ મૂર્ખ પોતે વિચાર કરતો નથી કે જ્યારે તારા પેટમાં આ વાત ન રહી તો પછી બીજાના પેટમાં કેમ રહેશે ? માટે હંમેશાં ખાનગી વાત જે ન કરવા જેવી હોય તે પોતાના મિત્રને પણ કહેવી નહિ ને જો તેનો પ્રકાશ કરવો હોય તો બેલાશક બીજાને કહેવી.

### જઠરાગ્નિનું દુઃખ

દશ મહીના માના ઉદરમાં ઉંધે માથે ઝુલ્યોજી;
જઠરાગ્નિની ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભુલ્યોજી.
આવા ચર્મ તણા પેટ માંહી, આઠ પહોર અકરાતોજી;
રાત દિવસ મળ ભીતર રહેવું, મળને રસ ખાતોજી.
ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડાજી;
કોમળ જાણી બહુ કરડતા, કરમીયા ને વળી કીડાજી;
ગર્ભ તણા દુઃખમાં ઘેરાણો, ત્રાહી ત્રાહી તું કરતોજી;
કોલ દઇને બહારે આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતોજી;
છેલ થઇ મરડાતો ચાલ્યો, જેમ કીધું તેમ ફાવ્યુંજી;
બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એ દુઃખ આગે આવેજી;




## જીવો પર દયા રાખવાથી મનુષ્યોના દોષો પરમેશ્વર માફ કરે છે.

સુફિયાન સુરીને પ્રાણીમાત્ર ઉપર અત્યંત દયા હતી. એક વાર રસ્તે થઈ તેઓ જતા હતા, ત્યાં પાંજરામાં પુરેલા એક પંખીને તેમણે જોયું. એ પંખી પાંજરામાંથી બહાર નીકળવા પાંખો ફફડાવતું હતું અને ચીસો પાડતું હતું. પંખીને જોતાં જ મહર્ષિને દયા ઉપજી. તેના માલિકને બોલાવી તેમણે એ પંખી વેચાતું લીધું અને પછી ત્યાંથી ઉડાડી મૂકયું. કહેવાય છે કે એ પંખી રોજ તેમને મકાને આવ-જા કરતું, ઘણી વાર તો છેક તેમની નજીકમાં આવીને બેસતું. જ્યારે તે મહાત્મા પંચતત્ત્વને પામ્યા ત્યારે હમેશાં તેની કબર પર જઇને લોટતું અને વિલાપ કરતું તે વખતે મહાત્માની, કબરમાંથી એવો શબ્દ નીકળતો કે "જીવો ઉપર દયા રાખવાથી સુફિયાના તમામ દોષો પરમેશ્વરે માફ કર્યા છે." ખરેખર, પ્રાણીઓ ઉપર દયા રાખવાથી મહાન પુણ્ય થાય છે.

## વિપત્તિ અજગર સમાન છે.

એક મહાત્મા રૂદન કરતા હતા તેને કોઇ મુમુક્ષુએ પૂછયું કે મહાત્મા આપ દીલગીર કેમ થાઓ છો? ત્યારે મહાત્માએ ઉત્તર આપ્યો કે "મેં સાંભળ્યું છે કે વિપત્તિ એ અજગરના જેવી છે. જો એ સાચું હોય તો સૌ પહેલાં તેના મુખમાં ગળાવા હું તૈયાર છું. બહુ કાળથી હું વિપત્તિની પ્રાર્થના કરૂં છું પણ તે મારા તરફ આવતી નથી. મારા પરમ સખા મને કહે છે કે, હજુ સુધી તારી એવી સાધના થઇ નથી કે મારા તરફથી વિપત્તિની આશા તું રાખી શકે; માટે જ હું રૂદન કરૂં છું."

## ચાર જણ પાસે ખાલી હાથે જવું નહિ.

(૧) કુટુંબી પાસે. (૨) રોગીઓની પાસે. (૩) પ્રભુપ્રેમીઓની પાસે. (૪) રાજાની પાસે.

## મહાત્માઓની ધીરજ.

મહર્ષિ મનસુરને જ્યારે શૂળીપર ચડાવવાને લાગ્યા ત્યારે તેઓ પગથીઆ ઉપર પગ મુકી બોલ્યા કે, " શૂળીપર ચડવું એ વીર પુરૂષોને માટે સ્વર્ગની સીડીપર ચઢવા બરોબર છે. " પછી પશ્ચિમ તરફ મુખ કરી, હાથ ઉંચા કરીને તેમણે પ્રાર્થના કરી. આ સમયે કેટલાક ઘાતકી મનુષ્યોએ તેમના શરીર ઉપર પથ્થરની વૃષ્ટિ કરી; છતાં તે વખતે પણ તેમણે જરા પણ અવાજ કર્યો નહિ. ત્યારપછી તેમના હાથ કાપવામાં આવ્યા; ત્યારે તેઓ હસીને બોલ્યા કે, " મારા બાહ્ય હાથ કાપવા સહેલા છે, પરન્તુ મ્હારા જે આધ્યાત્મિક હાથો સ્વર્ગના શિખર ઉપરથી ગૌરવનો મુકુટ ઉપાડવાને આતુર થયા છે, તેને કાપ-વાને કોઈ પણ સમર્થ નથી. " ત્યારપછી તેમના પગ કાપવામાં આવ્યા; ત્યારે તે બોલ્યા કે, " પૃથ્વી ઉપર ભ્રમણ કરનારા પગોને તમે ભલે કાપો, પણ મારે બીજા પગ છે કે જેના વડે હું પરમાત્મામાં ભ્રમણ કરીશ. એ પગોને જો તમારામાં શક્તિ હોય તો છેદી નાંખો." લોહીથી કપાયેલો હથ મોઢે લગાડી તેમણે પોતાનું મુખ લોહીલોહાણ કરી દીધું. કોઇએ પૂછ્યું, " આમ કેમ થયું ? " ત્યારે તે બોલ્યા, " મારા શરીરમાંથી ઘણું લોહી બહાર વહ્યું જાય છે. તેથી મારૂં મ્હોં ફિક્કું પડી જશે. એટલે તમને લાગશે કે, ભયને લીધે મારા મુખ ઉપર ફિકાશ આવી છે. તમે એમ ન ધારો માટે જ લોહી ભૂંસી મારા વદનને હું લાલ કરૂં છું; કેમકે વીર પુરૂષની કાંતિ પણ લાલાશવાળી હોવી જોઇએ. " આટલું દુઃખ દેહપર આવ્યા છતાં પોતે જરા પણ ધીરજ છોડી નહિ. ધન્ય છે એવા મહાન ધીરજવાળા મહાત્માઓને ! !

## સોબતે અસર.

એક માળામાંથી પોપટનાં બે બચ્ચાં એક પારધીને હાથ આ-વેલ તેણે એ બંને બચ્ચાંઓને કોઇ મોટા શહેરમાં જુદા જુદા સ્થળે

વેચ્યાં. તેમાં એક બચ્ચું એક મહાત્માના આશ્રમમાં આપ્યું ને બીજું બચ્ચું એક કુસંગી મનુષ્યને ત્યાં આપ્યું. થોડા દિવસ બાદ તેજ ગામનો રાજા આશ્રમમાં અનાયાસે ગયો તો એ પોપટના બચ્ચાએ મધુર વાણીથી રાજાનો સત્કાર કર્યો ને વિવેકના કેટલાક શબ્દો ઉચ્ચારી રાજાનું સનમાન કર્યું તેથી રાજા પેલા કુસંગીને ત્યાં જે પોપટનું બીજું બચ્ચું હતું ત્યાં ગયો તો તે પોપટના બચ્ચાએ મારો, કાપો અને કેટલાક ભુંડા શબ્દો બોલી રાજાનું અપમાન કર્યું. રાજાએ વિચાર કર્યો કે આનું શું કારણ? તપાસ કરતાં તેને જણાયું કે આ બે બચ્ચાં એકજ માબાપનાં બાળકો છે પણ એક સારી સોબતમાં રહ્યું માટે સારા શબ્દો ઉચ્ચારતાં શીખ્યું ને બીજું હલકી સોબતમાં રહ્યું માટે હલકા શબ્દો બોલતાં શીખ્યું. આ તો ખરેખર સોબતની અસર છે. આ તો એક સાધારણ દષ્ટાંત છે પણ તેના પરથી સિદ્ધાન્ત એટલોજ છે કે ઉત્તમ સાધનાઓ, ધર્મ-નીતિનું પાલન અને ચારિત્રને પવિત્ર કરશે, તેનાજ હૃદયમાં ઇશ્વરી કરૂણાની જ્યોતિ પ્રકાશિત થશે, તેમનું હૃદય વિશાળ થશે, જીવન અદ્વૈત જ્ઞાનથી પૂર્ણ વિકાસ પામશે અને તેજ ખરેખરો સુખી થશે.

## ધર્મના મુળ ત્રણ છે.

(૧) વિચારમાં તથા આચરણમાં મહાત્માઓને માર્ગે ચાલવું.

(૨) પવિત્ર ખાનપાન કરવું.

(૩) સત્કાર્યમાં જ સ્થિતિ અને પ્રીતિ રાખવી.

## ગોરખની વાણી.

સહજ મિલા સો દૂધ બરાબર, મંગ લિયા સો પાની,

ઝુંટ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા બાની.

## પુલછાબ એકત્રીસમો.

### મા બાપની સેવા.

માબાપનો સ્વભાવ જાળવવો, તેમના તરફ સહનશીલતા દાખવવી તથા તેમને તાબેદાર રહેવું એ શીક્ષણ આપણને મહાન એલેકઝાંડર પાદશાહની તવારીખમાં નોંધાએલા નીચલા બનાવ ઉપરથી મળે છે.

### ALEXANDER THE GREAT AND HIS MOTHER.

Olympias, mother of Alexander the Great, was a woman of an ambitious disposition, and occasioned much trouble to his son. Nevertheless, when pursuing his conquests in Asia, he sent her many splendid presents out of spoils which he had taken as tokens of his affection. He only begged that she would not meddle with state affairs, but allow his kingdom to be managed peaceably by his Governor Antipater. When she sent him a sharp reply to this request, he bore it submissively and did not use sharp language in return. On one occasion, when she had been unusually troublesome Antepater sent him letters, complaining of her in very grievous terms. Alexander only said, Antepater doth not know that one single tear of my mother is able to blot out six hundred of his epistles.

ભાવાર્થ—મહાન એલેકઝાંડર બાદશાહની માતા ઓલીમપીયાએસ લોભી સ્વભાવની હતી અને પોતાના દીકરાને ઘણી તકલીફ આપતી રહી હતી. તોપણ એશીઆમાં થયેલી જીતની અંદર લુટેલી વસ્તુઓમાંની કીંમતી ભેટ પોતાના હેતભાવની ઇંધાણી લેખે તેણી ઉપર મોકલી. તે સાથે તેણે એટલી જ વીનંતી કરી હતી કે તેણીએ રાજ્ય દરબારના કામની ભાંજગડમાં માથું નહિ મારતા પોતાના ગવર્નર એન્ટીપેટરને સુલેહ શાંતીથી પોતાના રાજ્યની વ્યવસ્થા કરવા દેવી. આ અરજનો જ્યારે તેણીએ કડક જવાબ મોકલ્યો તેને તે તાબેદારીથી ખમી ગયો અને વળતો જવાબ કડક ભાષામાં આપ્યો નહીં. એક વખતે જ્યારે તેણી અસાધારણ પ્રકારની મુસ્કેલી ઉભી કરનારી થઇ પડી ત્યારે એન્ટીપેટરે ઘણા દીલગીરીભર્યા શબ્દોમાં તેણી માટે ફરીઆદના પત્રો એલેકઝાંડર ઉપર લખ્યા જે ઉપરથી એલેકઝાંડરે માત્ર એટલું જ કહ્યું કે એન્ટીપેટર જાણતો નથી કે મારી માયના આંસુનું માત્ર એક જ ટીપું તેના છસો પત્રોને ભુંસી નાખવાને શક્તીવાન છે.

આ ખાકી દુન્યાની થોડા દીનની જીંદગીમાં જ્યાંસુધી આપણા બદનમાં જીવ છે ત્યાંસુધી આપણા માબાપ તરફની આપણી ફરજો સૌથી પહેલાં અદા કરવાને કદી પણ બેદરકાર રહેવું ઘટતું નથી. કારણ માબાપની સેવાની આપણી સૌથી ચઢતી અને પ્રથમ ફરજ અદા કર્યા વિના આપણો છુટકારો છે જ નહિ. ફરજનો મહાન ખ્યાલ આપનાં નામાંકિત રાજ્યદ્વારી ગ્લેડસ્ટન કહે છે કે:—

Duty is a power which rises with us in morning, and goes to rest with us at night. It is the shadow which clings to us, go where we will, and which only leaves us when we leave the light of life.—Gladstone.

ભાવાર્થ:—ફરજ એ એક એવી શક્તિ છે કે જે આપણી

સંગાથે સવારના ઉઠે છે અને રાત્રે આપણી સાથે જ આરામ લેવા આવે છે, આપણા પડછાયાની માફક તે આપણે જ્યાં પણ જઇશું ત્યાં આપણુને વળગી રહે છે અને જ્યારે આપણે આપણી જીંદગીનો છેલ્લો દમ છોડી જઇશું ત્યારે જ તે આપણુને છોડી જશે.

### અમોઘ શક્તિની બક્ષિશ.

કર્ણની પાસે એક વાર ઇંદ્ર બ્રાહ્મણનો વેશ લઇ આવ્યો હતો તે વખતે કર્ણ પુજામાં હતો. દાનેશ્વરી કર્ણનો એવો નિયમ હતો કે જ્યારે તે પુજામાં હોય ત્યારે કોઇ બ્રાહ્મણ અનિથી તરીકે તેને ત્યાં આવી જે માગે તે આનંદથી આપતો હતો. ઇંદ્રે આવીને તેના કવચ કુંડળની માગણી કરી તે કર્ણે પ્રેમથી સ્વીકારી તેને પ્રસન્ન કર્યો પણ ચાલતી વખતે ઇંદ્રને એમ થયું કે આવી રીતે તેના પાસેથી દાન લઇ ચાલ્યું જવું તે મારા માટે સારૂં નથી. એ ઉપરથી કર્ણની પાસે આવી તારી ખુશી પડે તે માગી લે એમ કહેતાં કર્ણે કહ્યું મારે કાંઇ પણ માગવાની ઇચ્છા નથી. આપ સુખેથી પધારો પણ ઇંદ્રે તે પ્રમાણે કબુલ નહિ કરતાં તેણે પોતાની ખુશીથી "અમોઘ શક્તિ" ની બક્ષિશ કર્ણને કરી. આ અમોઘ શક્તિમાં એવો મહાન ગુણ હતો કે ગમે તેવા માણસ ઉપર અજમાવે તે વખતે તેનું મૃત્યું થતું. આ પ્રમાણે ઇન્દ્રે કર્ણ પાસેથી કવચ કુંડલ લીધાં ને તેના બદલે અમોઘ શક્તિની બક્ષિશ કરી હતી.

### પાપી મનુષ્યોના વિચારો આખરે નિષ્ફળ જાય છે.

લક્ષ્મી અને લલના મહી,<br>
પામર જનો પટકાય છે;<br>
ફુટી જતાં એ ભેદ પાછા,<br>
ખુબ ખત્તા ખાય છે.<br>
માનવ મથે મીથ્યા અને,<br>
એ સ્ત્યનો જય થાય છે;<br>
પાપી તણા પાસા બધા,<br>
આખર અવર્થે જાય છે.

## સત્સંગ સુખરૂપ છે.

### દોહરો.

સત્સંગ તે સુખરૂપ છે, કુસંપ છે દુઃખરૂપ;
કડવો રસ છે ઝેરનો, ભક્તિ રસ અનુપ.

## સ્વર્ગનાં દ્વાર સાત છે.

(૧) શમ. (૨) દમ. (૩) તપ. (૪) દાન. (૫) સરળતા. (૬) દયા (૭) પરોપકાર.

## જુદી જુદી પ્રકૃતિનાં મનુષ્યો.

એક પ્રકારના મનુષ્યો એમજ માને છે કે આ શરીર એકજ શરીર છે કે જેનાં મારફતે સુખ દુઃખ ભોગવવાનાં છે અને તે નાશ થયા બાદ કાંઇ રહેતું જ નથી. તેઓ કહે છે કે આ શરીરે જ્યાં સુધી દુનિયામાં વિચરવાનું છે ત્યાં સુધી કંઈ ખાધું, પીધું અને ભોગવ્યું તેજ ખરૂં છે. કાલ કોણે જોઈ છે? માટે શું કારણ આનંદ ન ભોગવવો? માટે ખાઓ, પીવો અને આનંદ કરો. આવી પ્રકૃતિવાળાં મનુષ્યો પાપ, પુણ્ય કે સુખ અને દુઃખને ગણકારતાં નથી. પણ જે વખતે જે સંજોગો પ્રાપ્ત થાય તે અનુસાર તેઓ પોતાનું કામ બજાવી લે છે અને તેમાં આનંદ માને છે. આવાં મનુષ્યોમાંના ઘણાક તો ઈશ્વરને પણ માનતા નથી, અને નીતિ, વિવેક, પુણ્ય વીગેરેની આવશ્ય માનવા ના પાડે છે. તેઓ જેવા જ બીજાઓ ઇશ્વરની હસ્તિ માને છે ખરા, પણ તેટલા જ પુરતું કે ઈશ્વર જેવું કંઇ છે. એ સિવાય ધર્મને લગતી બાબતોમાં તેઓ વચ્ચે પડતા નથી, ધર્મ વિષે વિચાર કરતા નથી, અને મહેનતનાને મગજમારીના કામોને તેઓ એક ભારસમાન ગણી, મોજ મઝામાં જ તેઓ પોતાનો કાળ વ્યતિત કરે છે. તેઓને ધર્મ અને જ્ઞાન તરફ દોરવાનું કામ મુશ્કેલ છે. તેઓનો વિજય તેમની માન્યતામાં છે.

## આશા અમર છે.

મુંબઇ ઈલાકામાં છપનીઓ કાળ મહા ભયંકર હતો તે વખતે ઘણાં માણસો અનાજ વિના બહુ જ દુઃખી થયાં હતાં એટલું જ

નહિ પણ કેટલાક ગરીબ માણસોના પ્રાણ અનાજ વિના તરફડી તરફડીને ગયા હતા. તે સમયમાં એક ગરીબ કુટુંબ આ દુઃખના પંજામાં સપડાયેલું હતું. તેના ઘરમાં આઠ દશ માણસો હતાં તેમાંથી ફક્ત એક સ્ત્રી ને તેના બે ન્હાના પાંચ-સાત વર્ષના બે બચ્ચાં રહ્યાં હતાં. એ બાઇને એક સમય એવો આવ્યો હતો કે ઘરમાં ખાવાને માટે કાંઈ રહ્યું નહિ તેથી તે અત્યંત ગભરાઇ ગઈ, એકે ઉપાય સુઝયો નહિ. તેણે પોતાનાં ન્હાનાં બચ્ચાંઓને ખોટી ધીરજ આપી કહ્યું કે હું કામે જાઉં છું ને બપોરે આવીને આ સીકામાં ખાવાનું છે તે હું તમોને આપીશ. છોકરાઓ બે દિવસના ભૂખ્યા હતા તેથી તેઓ માતુશ્રીએ આપેલી આશા પ્રમાણે સીકાં સામે દૃષ્ટિ કરી બેસી રહ્યાં માતુશ્રીએ દુઃખને લીધે પોતાન વહાલાં બચ્ચાંઓને મૂકી આપઘાત કર્યો. બચ્ચાંઓ તો ખાવાની આશાએ સીકાં સામી દૃષ્ટી કરી સોળ દિવસ સુધી અપવાસી રહ્યાં. સત્તરમે દિવસે એક રીલીફ અમલદારે સીકું નીચે ઉતારતાં તેમાંથી કાંઇ નહિ નિકળતાં તે બંન્ને બાળકોએ એકદમ પ્રાણ છોડયા. આશાને લીધે ભુખના દુઃખથી દારૂણ દુઃખના સોળ દિવસ અનાજ—પાણી વિના આ નાના બાળકોએ માતાની ખોટી આશાથી કાઢયા! છપ્પનીયા દુષ્કાળમાં મહાભયંકર દુઃખથી હજારો માણસો વિના મોતે મરણને શરણ થયા હતા એ સમયનું જ્યારે આપણે વર્ણન સાંભળીયે છીએ ત્યારે આપણને અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. પરમાત્માની કૃપાથી એવો સમય ફરીને ન આવે તેના માટે અમારી પ્રાર્થના છે.

## પહેલાં પાપથી અટક.

પ્રથમ પાપસેં અટક જા, ફીર કર પુણ્યકી બાત;
જયાં અતિ પાપ પ્રસંગ ત્હાં, પુણ્યકા કઉન બિસાત.
પુણ્યકી કઉન બિસાત, ઉડે જહાં અણું પાપોકા;
આવે યમિં કવચિત પુણ્ય કરનેકા મોકા!
ખડા રહે સુત શ્યામ ઇધર કુટિલતા પટક જા;
ફીરકર પુણ્યકી બાત, પ્રથમ પાપસેં અટકજા.

### છ બાબતો આશ્રય લેવા લાયક છે.

(૧) ઇશ્વરી મંથનું અવલંબન (૨) ઋષિ મુનિઓએ પ્રચારેલી ઇશ્વરાજ્ઞાઓનું અનુસરણ. (૩) ખાનપાનમાં પવિત્ર રહેવું. (૪) નિષિધ્ધ બાબતોથી દૂર રહેવું (૬) કાંઇ આપવાનો વિચાર થાય કે તરત જ આપી દેવું.

### સદા સુખી કોણ?

આ સંસારમાં સદા સુખી કોને સમજવો એ પ્રશ્ન એક વાર એક શિષ્યે તેના ગુરૂને પૂછ્યો હતો તે ઉપરથી ગુરૂ મહારાજે કહ્યું કે આ જગતમાં સંતોષ વિના ખરૂં સુખ પ્રાપ્ત કદી પણ થતું જ નથી. જેઓ સંતોષી છે તેને મૃત્યુલોકમાં સ્વર્ગના સુખ જેટલું સુખ મળે છે. તેઓ કદી પણ ખોટી તૃષ્ણા કરતા નથી. તેને જે મળ્યું હોય તેમાં આનંદ માને છે. એવા સંતોષી નરોને સત્વર સત્ય માર્ગ મળે છે માટે સંતોષ વિના આ નશ્વર સંસારમાં ખરૂં સુખ કદી પણ મળતું નથી. માટે સંતોષ રાખી હમેશાં પ્રભુનું ભજન કરવું. તેથી સર્વે ઉપાધી સત્વર મટી જશે ને બ્રહ્માનંદ પ્રાપ્ત થશે.




### માનવ ધર્મ.

**पञ्च सूना गृहस्थस्थ चुल्लीपषण्यु पेस्कर ।**
**कण्डनी चोदकुम्भश्च बध्यतेयास्तु वाह्यन् ॥**

ગૃહસ્થના ઘરમાં પાપનાં સ્થાન પાંચ ગણાય છે. (૧) ચુલો કારણકે ત્યાં ઘણાં જીવ જંતુઓનો નાશ થાય છે. કેટલાંક ઉડતાં જીવ જંતુઓ દેવતાની ઝાળ લાગવાથી નાશ પામે છે.

(૨) ઘંટી—જેમાં પણ દાણા દળતાં કેટલીક વખતે ઝીણાં ઝીણાં જંતુઓ જો દાણા બરાબર તપાસ્યા ન હોય તો કચરાઇને

મરણ પામે છે માટે હમેશાં દળવાને માટે દાણા કાઢવાના હોય તે બરાબર ઝાટકી તપાસીને સાફ કરવા તેમજ ઘંટીને પણ બહારથી તેમજ અંદરથી લોહીને સાફ કરવી.

(૩) સાવરણી-પુંજો કાઢતી વખતે ચોમાસામાં વિશેષ કરીને જ્યાં ભેજ હોય છે ત્યાં અસંખ્ય કીડીઆરાં નિકળે છે તેમને તથા બીજાં જંતુઓ જે તે ઋતુમાં ઘણા ઉત્પન્ન થાય છે સાફ કરવામાં અસંખ્ય જીવોની હિંસા થાય છે માટે પુંજો કાઢતી વખતે પણ ઘણું સાવચેત રહેવું જોઇએ. જે જે સ્થળે કીડીઆરાં નિકળ્યાં હોય તથા જંતુઓનો ઘણો જમાવ હોય ત્યાં પ્રથમ રાખ નાંખીને તે જગ્યાના ભેજને તેમજ જંતુઓને દુર કરવાં અને ત્યારપછી હંમેશાં નિયમીત રીતે તે ભાગને સાફ કરવો જેથી તેમનો પાછો ત્યાં સંગ્રહ થાય જ નહિ.

(૪) ખાંણીયો—અહીં કામ કરવામાં પણ સ્ત્રીઓએ ઘંટીના જેટલી જ કળજી રાખવાની છે. કારણ કે જો તે સાફ ન થયો હોય અને દાણા પણ સાફ બરાબર ન કર્યા હોય તો સાંબેલાના પડવાથી ત્યાં પણ ઘણાં નાનાં જીવડાઓનો નાશ થાય છે.

(૫) પાણીયારૂં—આ જળનું સ્થાન હોવાથી તે નિયમિત રીતે સાફ રાખવું. પાણીના વાસણ નિયમસર બહારથી તેમજ અંદરથી ઘસીને ધોઇ નાંખીને તાજા પાણીથી ભરવાં જેથી અંદર તેમજ બહાર લીલ ન બાજે અને પોરાની ઉત્પત્તિ થાય નહિ. વળી પાણીનાં વાસણ મુકવાનાં ખામણાં પણ બરાબર સાફ કરવાં જોઇએ.

ઉપર લખેલાં પાંચ ગૃહસ્થીને હંમેશાંના ઉપયોગના હોવાથી તેમાં પાપ થવાનો પૂર્ણ સંભવ છે તે માટે તેમનાં પાપથી મુક્ત થવાને માટે મનુએ પાંચ યજ્ઞો ગૃહસ્થીએ હંમેશાં કરવાં એવું સ્મૃતિમાં કહેલું છે.

**अध्यापनं ब्रह्म यज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।**
**हाम्नोदैवो बलि भौतो नृयज्ञोऽतिथि पूजनम् ॥**

(૧) વેદ ભણવો તથા બીજાને ભણાવવો તેને બ્રહ્મયજ્ઞ કહેલો છે.

(૨) જળ તથા અન્નનાં તરપણ કરીને પોતાના પિતૃઓને તૃપ્ત કરવા તેને પિતૃયજ્ઞ કહેલો છે.

(૩) અગ્નિમાં ઘી તથા સમિધ વગેરેનો હોમ કરવો તેને દેવયજ્ઞ કહેલો છે.

(૪) પ્રાણીઓને ભોજન આપવું અર્થાત જમાડી કોઇને સંતોષવું તેને ભુત યજ્ઞ કહેલો છે.

(૫) પોતાને ત્યાં આવેલા અતિથીનું આતિથ્ય કરવું. તેને યોગ્ય સતકાર આપી સંતોષવો તેને મનુષ્યયજ્ઞ કહેલો છે.

આ પ્રમાણે પાંચ યજ્ઞો હંમેશાં કરવાથી ગૃહસ્થી ઉપરના શ્લોકનાં પાંચ પાપથી મુક્ત થાય છે.

## અન્નદાન.

**यत्पुण्य फल प्राप्नोतिर्गांदत्वा विधिवद्गुरोः ।**
**तत्पुण्य फल प्राप्नोति भिक्षां दत्वाद्विजोगृही ॥**

જેવી રીતે પોતાના આચાર્ય-ઉપાધ્યાય વા ગુરૂને સોનાથી શીંગડા મઢીને અને સારાં ઘરેણાં પહેરાવીને ગૌ દાન આપવાથી જેટલું પુણ્ય થાય છે તેટલું જ ગૃહસ્થીને પોતાના ધર્મ પ્રમાણે અન્નદાન આપવાથી પુન્ય થાય છે. વધારે અન્ન આપવાની શકિત ન હોય તો ફકત એકજ ગ્રાસ (કોળીયો) જેટલું આપવું અને તેટલું પણ આપવાની શક્તિ ન હોય તો ફકત સ્વચ્છ જળનો પ્યાલો ભરીને તેમાં સુગંધમય પત્ર અને પુષ્પો નાંખીને વેદના તત્વને સમજનાર દ્વિજ (બ્રાહ્મણ) ને દાન કરવું અને તેના પાસે સ્વસ્તિ કહેવરાવવી જેથી પણ ભિક્ષા આપ્યા જેટલું જ પુણ્ય થાય છે.

## પુણ્યનો સંગ્રહ.

જ્ઞાની માણસે જીવહિંસા વગેરેનો ત્યાગ કરીને ધીમે ધીમે પુણ્યનો સંગ્રહ કરતા જવું. કારણકે જે પ્રમાણે પુષ્પમાંથી એકત્ર કરતાં મધના બિંદુઓનો મધમાખીઓ મ્હોટો મધપુડો બનાવે છે અને તે પ્રમાણેનું સંચય કરેલું મધ વર્ષા વિગેરે દુઃખના દિવસોમાં તેમને કામ લાગે છે. તેમજ જે પ્રમાણે કીડીઓ ઝીણા ઝીણા

રજકણો કાઢી કાઢીને પોતાનાં દર બનાવે છે જે પણ તેમને સમય આવતાં ઉપયોગના થઇ પડે છે તેજ પ્રમાણે મનુષ્ય દેહ પામીને પ્રાણીએ જે પ્રમાણે તક મળે તે પ્રમાણે થોડા થોડા પુણ્યનો સંગ્રહ કરવો જે તેને મૃત્યુ પછીના સમયે ઘણો જ સુખદાઇ થઈ પડે છે

**સ્ત્રીઓના શિયળ ભંગના છ કારણો મનુસ્મૃતિમાં કહેલા છે**

(૧) જે સ્ત્રીઓ મદ્ય પીએ છે.

(૨) લુચ્ચા લફંગા માણસો સાથે વાતચીત કરે.

(૩) પોતાની મરજી પડે તેવી જગ્યાએ ફરવા જાય.

(૪) પોતાના પતિથી વિયોગ રાખે.

(૫) અયોગ્ય સમયે સુઈ રહે.

(૬) પર ઘરમાં વાસ કરે.

## આખર વખતે સાથે કોણ રહે છે.

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयातियः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥**

માણસના મરણ પછી તેના માત પિતા, પુત્ર, સ્ત્રી, ધન દોલત વિગેરે સર્વ તેનો ત્યાગ કરે છે પરંતુ ધર્મ તે એક તેનો હમેશનો મિત્ર જ છે અને જેણે તેને આ લોકમાં તો સુખ આપેલું છે પણ પરલોકમાં પણ સુખ આપનાર જ છે તેજ જેમ મહામુનિ મનુએ બીજે સ્થળે કહેલું છે કે,—

**मृतं शरीर मुत्सृज्य काष्टलोष्ट समक्षीतो**
**विमुखा बांधवा यान्ति धर्मस्तमनुगच्छति ॥**

પરલોકમાં પણ તેની સાથે જ રહે છે. માટે આ લોકમાં રહેતા પોતાના સ્નેહીઓની મોહમાયાની જાળમાં લપટાતાં છતાં પણ માણસે ધર્મને મેળવવાને–સાધવાને માટે બરોબર શ્રમ લેવો જોઇએ.

## સત્સંગમાં જ સર્વસ્વ છે.

જંગલમાં એક ભમરો રહેતો હતો. હમેશાં તે બાગ બગીચામાં સુગંધી પ્રાપ્ત કરીને આનંદમય જીવન ગાળતો હતો. એક દિવસે

એ ભમરો પૂર્વના સંસ્કાર બળથી ઉડતો ઉડતો પોતાના રહેઠાણથી થોડેક દુર ચાલ્યો ગયો. ત્યાં એને છાણમાં રહેનાર ઉડતાં ભુંડ જાતિના જંતુથી મિત્રાચારી થઇ. થોડોક વખત તે સ્થળમાં ઘૂમીને તે ભમરો પોતાના વતનમાં પાછો આવ્યો. હવે એ ભમરો દરરોજ એકાદ વખત પણ પોતાના મિત્ર ભુંડ પાસે જતો. ભમરાએ એક દિવસ પેલા ભુંડ મિત્રને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ કરવા માટે "ભમરાએ" તૈયારીઓ કરવા માંડી અને પોતાના મિત્રને સાથે ફરવા લઇ ચાલ્યો. સુંદર બાગબગીચામાં ભુંડ તો એટલું તો તલ્લીન થઈ ગયું કે એના આનંદનો પારજ ન રહ્યો. કદીયે ન જોયેલી વસ્તુ જોવાથી અત્યંત હર્ષના આવેગને લીધે તે તો બેભાન જેવું બની ગયું. સુંદર સુવાસથી ભુંડનું મગજ મસ્ત દશાએ પહોંચ્યું. આમ દરરોજ પેલું ભુંડ પોતાના મિત્રને ત્યાં આવીને મજા લુંટતું. આ સુવાસના પ્રતાપથી એને એક દિવસ એવો વિચાર થયો કે એક દિવસ હું પણ મ્હારા મિત્ર ભમરાને મ્હારે ત્યાં બોલાવું. બીજે દિવસે આ વિચાર તેણે પોતાના મિત્ર આગળ રજુ કર્યો. મિત્ર ભમરાએ તેનું આમંત્રણ સ્વીકાર્યું. હજુ સુધી ભમરાએ એના મિત્ર ભુંડનું રહેઠાણ દેખ્યું નહતું, અથવા તો એને એનો પરિચય નહોતો. બન્ને ઉડનારા એટલે એકબીજાની મિત્રતા રસ્તામાં જ થએલી. ભમરો તૈયાર થઇને પોતાના મિત્રને ઘેર બીજે દિવસે ગયો. એણે તો વિચારેલું કે મ્હારા મિત્રનું રહેઠાણ કેવુંયે હશે! ભુંડભાઇ તો રસ્તામાં જ વાટ જોઇ રહ્યા હતા. બન્ને મિત્રો મળ્યા અને સાથે ચાલ્યા. આજે તો ભુંડભાઇએ પોતાનું રહેઠાણ નવું શોધી કાઢેલું કારણકે તેમને ત્યાં મિત્ર આવવાના હતા. તાજા છાણના ઢગલા ઉપર ભમરાભાઇએ તો ગુંજારવ કરવા માંડયો. ભમરાભાઈ જેવા છાણમાં બેસવા જાય છે કે તરતજ તેમના પગ છાણમાં લપટાવા માંડયા. બધુંએ નવું નવું જોઇને પહેલાં તો ભમરાભાઈ આશ્ચર્ય પામ્યા પણ પછી તો દુર્ગંધને લીધે તરતજ એમને ત્યાંથી નાસવું પડયું. સુંદર સુવાસ લેનાર ભમરાને ખરાબ વાસ ન ગમી.

બીજે દિવસથી ભમરાભાઇ તો ભુંડને મળવાનું જાણીબુઝીને વીસરી ગયા. બીજે દિવસે પોતાનો મિત્ર ભમરો ન આવવાથી ભુંડે વિચાર કર્યો કે, કેમ મારો મિત્ર ન આવ્યો ? મિત્રને ત્યાં મજા લુંટેલી એટલે ભુંડભાઇને પેલી બાગબગીચાની સુવાસ યાદ આવી. ભુંડભાઈ પછી તો વગર બોલાવે પોતાના મિત્રને ત્યાં જવા લાગ્યા અને પેલી સુગંધની સુંદર મજા લુંટવા માંડયા. ધીમે ધીમે તેમને આ સુવાસનો એટલો બધો રસ પડયો કે તે પોતાના રહેઠાણને પણ ભુલી ગયા. હવે તો તેમને પણ દુર્ગંધ ગમતી નથી. આમ જીવન પલટો થવાને લીધે ફરીથી પાછી બન્ને મિત્રોની મિત્રતા સંધાણી ને છેવટ લગી કાયમજ રહી. તાત્પર્ય એ કે આ બધો પ્રતાપ ખરેખર સત્સંગનો છે. તે વિષે એક કવિએ કહ્યું છે કે,—

(રાગ—ગઝલ.)

સત્સંગમાં સિદ્ધિ સકલ, સત્સંગમાં સુખ છે ઘણાં,
સત્સંગથી પ્રભુ ધામ છે, સૌ કષ્ટ ટળતાં સર્વના;
સત્સંગનો મહિમા મહા, યોગી મુનિજન કહી ગયા,
નિજ સાધ્યને સાધી પરમ, સત્સંગથી અવિચળ થયા.

## ઉત્તમ સહવાસથી પ્રભુ મળે છે.

એક કીડી હતી તેણે એક ફુલમાં જઇને વાસ કર્યો. તે ફુલની સુગંધ લેતાં અને આનંદમય જીવન વ્યતિત કરતાં કોઇ કોઈ દિવસ કીડીબાઇ થોડુંક ફરવા માટે બહાર પણ નીકળતાં અને ફુલ—ઝાડની ડાંખળી ઉપર આમતેમ ફરી પાછાં પોતાના રહેઠાણમાં આવતાં. એક દિવસ એક માળીએ એ ફુલને પોતાના ગ્રાહકને આપવા ચુંટી લીધું. ફુલમાં રહેનારાં કીડીબાઈ દરરોજની માફક ફરવા માટે બહાર નીકળ્યાં ત્યાં તો નવું નવું તેમના જોવામાં આવ્યું. ત્યાં તો ન હતી પેલા ફુલ—ઝાડની ડાળી કે ન હતી ફુલ—ઝાડની પાંદડી. છાબડીમાં આમતેમ ફરીને ગભરાટ ભર્યાં છતાં ધીરજથી કીડીબાઇ પાછાં પોતાના રહેઠાણવાળા ફુલમાં પેસી ગયાં. માળીએ એ ફુલો રાજાને

ત્યાં આપ્યાં. રાજાએ એ ફુલો દેવને ચડાવ્યાં. ફરીથી કીડીબાઇ બહાર નીકળી જુએ છે તો દેવના માથા ઉપર બેઠેલાં છે. તાત્પર્ય એ છે કે ઉત્તમની સોબતથી ઉત્તમ પદ અનાયાસે મળે છે.



## પુલછાબ તેત્રીસમી.

### હંસ અને કાગડો.

એક વખતે જંગલમાં એક કાગડાને હંસની ભાઇબંધી થઈ. હંસે કાગડાને કહ્યું કે, કાગડાભાઇ ! એક વખત દયા કરી અમારા દેશમાં પધારો તો ઠીક. થોડા દિવસ બાદ કાગડાએ મનમાં વિચાર કર્યો કે હંસનું રહેઠાણ જોવું તો ખરૂં. એમ ધારી હંસની સાથે માન-સરોવર ગયો ત્યાં ઘણા હંસો ભેગા થયેલા હતા અને મોતીનો આહાર કરતા હતા. કાગડાભાઇને તો આ ઉત્તમ ખોરાક કાંઇ ઠીક લાગ્યો નહિ અને અભિમાન કરી હંસોના મંડળને કહેવા લાગ્યો કે તમે આટલી બધી મહેનત કરી મહામુશીબતે મુક્તાફળો મેળવો છો તેના કરતાં તમે બધા અમારા દેશમાં આવો તો તમોને અનેક પ્રકારનું સુખ થાય તેવું છે. કાગડાભાઈના બોલવા ઉપરથી અનુભવી હંસોને થયું કે આપણે બધાએ તેના બોલવા ઉપરથી જવું નહિ પણ એક જણે જઇને તે સ્થાન જોઈ આવવું જોઇએ. પછી તેણે કાગડાભાઇને કહ્યું કે તમારો દેશ ને તમારૂં રહેઠાણ જોવાને અમારામાંથી એક જણ હાલ આવે છે તેને તમે સંભાળીને લઇ જાઓ. કાગડાએ પેલા હંસને કહ્યું કે તું મારી પીઠ ઉપર બેસ એટલે આપણે સ્થાનકે પહોંચી જઇએ. હંસે તે પ્રમાણે કર્યું. કાગડો પોતાના સ્થાનકે હંસને લઇ આવ્યો તો ત્યાં મુએલાં જનાવરના હાડકાં તથા બીજી દુર્ગંધવાળી

ચીજો પડેલી હતી. આ જોઇ હંસ તો વિસ્મય પામ્યો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આંહી આપણને ઉપયોગની એકે ચીજ નથી તે બિચારો ત્રણ દિવસ સુધી અપવાસી પડયો રહ્યો. ચોથે દિવસે કાગડાના રહેઠાણ પાસેથી ઉડી એક કુવા કાંઠે આવીને બેઠો. ત્યાં ઘણી સ્ત્રીઓ પાણી ભરવાને આવતી હતી તેમાં એક નગરશેઠની દીકરી ગુણસુંદરીની દૃષ્ટિ તે હંસપર પડી, એટલે તેણે જાણ્યું કે આ હંસ દુઃખને લીધે બિચારો હેરાન થાય છે માટે તેને પોતાને ઘેર લાવી. પોતાના બાપને વાત કરી બાપે ઘણી ખુશીથી પોતાને ત્યાં સાચાં મોતી હતાં તે હંસને આપ્યાં. હંસ આથી ઘણો જ પ્રસન્ન થયો ને જતી વખતે તે બાઈને પોતાના પેટમાંથી કાઢી એક સાચું મોતી આપ્યું ને કહ્યું કે બહેન ! આને તું સારી જગ્યામાં વાવજે તો લાખો રૂપીઆના મોતી તારા ખેતરમાં થશે. એટલું કહી તે હંસ પોતાના સ્થનકે ગયો અને કાગડાભાઇની રહેણીકરણીની સર્વે હકીકત કહેવા લાગ્યો. માટે જેને રાતદિવસ કુસંગનો સંગ રગેરગમાં ચઈ ગયો છે તેને મુકતાફળ (સત્સંગ)ની પરીક્ષા હોતી નથી. કાગડો હંસની શું પરીક્ષા કરી શકે ? જેને જ્ઞાન નથી તે જ્ઞાનીની શું પરીક્ષા કરે ઉલટી તેને કાગડાભાઇની પેઠે ઉપાધી કરાવે. માટે નીચ અને હલકા મનુષ્યના બોલવા ઉપર કદી પણ ભરોસો રાખવો નહિ.

## પરાક્રમ વિનાની પંડિતાઈ.

રાજા બીરબલનો એક લંગોટિયો દોસ્ત હતો. તેનું નામ મનસીયો. બેઉ જણા નાના હતા ત્યારે એક ગુરૂને ત્યાં ભણતા, પણ મનસીયો બહુ ભણ્યો નહિ અને ખેડૂત થયો. એ કવાર બીરબલની પાસે જઇને મનસીયો કહેવા લાગ્યોઃ" અરે દોસ્ત બીરબલ ! તું મોટે રાજા બીરબલ કહેવાયો અને મને બધા મનસીયો ખેડૂત કહે છે,- કોઇ 'મનસારામ' પણ કહેતું નથી. તેથી મને બહુ ખરાબ લાગે છે તારા જેવો મારો દોસ્ત હોય અને મને એક દિવસ પણ કોઇ માનથી ન બોલાવે તે કાંઇ ઠીક કહેવાય ? બીરબલને સમજાયું કે મનસી આને મોટા માણસ ગણાવાનું મન થયું છે. બીરબલને કહ્યું કેઃ—

" જો તને માન જોઈતું હોય તો આજે હું તને અકબર બાદશાહ પાસે લઇ જઇશ અને આખું ગામ તને પંડિત કહીને બોલાવે તેમ કરીશ. પછી કાંઈ ફીકર છે?" મનસીયો તેથી ખુશ થયો. બીરબલે મનસીયાને સારાં કપડાં પહેરાવ્યા અને પછી તેને સાથે લીધો. શેરીમાં કેટલાક છોકરા રમતા હતા તેમને એક બાજુએ લઇ જઇને બીરબલે દરેકને એક એક પૈસો આપીને કહ્યું: "તમે આ માણસને પંડિત મનસારામ કહીને તેની પાછળ દોડજો અને તે ન ચીડાય તો તેને કાંકરો મારીને પણ ચીડવજો!" છોકરાઓએ પૈસાની લાલચે આ તોફાની મોજ સ્વીકારી લીધી. મનસીઓ અને બીરબલ સાથે ચાલ્યા એટલે પેલા છોકરાઓ "પંડિત મનસારામ, પંડિત મનસારામ" કરતા તેની પાછળ પડયા. મનસીઓ તેથી ખુશ થયો, પરન્તુ થોડીવારમાં તો બૂમ મારતા છોકરા તેને કાંકરા મારવા લાગ્યા એટલે ચીડાઇને પાછો ફરી તે તેમની સામે ઘુરકીઓ કરવા લાગ્યો! આથી તો મનસીયાને "પંડિત મનસારામ" કરીને ચીડવનારા છોકરાઓનું ટોળું વધ્યું! બજારમાં આવતાં લોકો પણ "પંડિત મનસારામ" કહીને ચીડવવા લાગ્યા! દરબારમાં મનસીયો બીરબલની સાથે આવ્યો ત્યારે તેની પાછળ બે હજાર માણસોનું ટોળું "પંડિત મનસારામ"ના નામની બૂમો પાડતું હતું! મનસીઓ બહુજ ગભરાઈ ગયો હતો. બીરબલ તેને કચેરીમાં લઈ ગયો ત્યારે દરબારગઢની બહાર "પંડિત મનસારામ"ની બૂમો ચાલતી હતી. અકબરે પૂછ્યું કે "બીરબલ! આ માણસ કોણ છે? અને લોકો આ બૂમો શાની પાડે છે? બીરબલે કહ્યું:" નામવર! એ પંડિત મનસારામ છે!" બાદશાહે મનસીયાને માનપૂર્વક આસનપર બેસાડયો અને પછી કહ્યું કે "હે પંડિત મનસારામજી! તમારો રચેલો એકાદ શ્લોક તો સંભળાવો!" મનસીઓ ગભરાતો બોલ્યો: "ખુદાવિંદ! હું પંડિત નથી, પણ બેકૂત છું!" બાદશાહે ગુસ્સાથી પૂછ્યું: "ત્યારે તું પંડિત કહેવાયો કેવી રીતે? મનસીયાએ કહ્યું: "લોકોનું ટોળું મને પંડિતાઇનું પ્રમાણપત્ર આપે છે, અને આપ

સાંભળો છો!" બાદશાહે આ ઢોંગી પંડિતને એવા જોરથી તમાચો માર્યો કે તે દાદર પરથી ગબડીને છેક છેલ્લે પગથીયે જઇ પડ્યો!

## સત્યથી આખરે સુખ થાય છે.

એક નાના જંગલ જેવા સદંતર ઉજડ ગામડામાં એક ગરીબ ખેડુત આનંદથી રહેતો હતો. કુટુંબ ચાર જીવોનું બનેલું હતું, તે તેની બાયડી ને તેના બેઉ ઘરના બેટાઓ. આ ખેડુત બહુજ ભલો માણસ હતો. સત્યતા એ ગોયા તેનો મુખ્ય મુદ્રાલેખ હતો. તે હમેશાં પોતાના કુટુંબને કહેતો, "સત્યતા પરમાત્માને બહુ પ્રીય હોય છે. માટે તમારે સર્વેએ પણ હમેશાં સાચું જ બોલવું." એક દિવસે સંધ્યાકાળે કોઈ એક મુસાફીર શેઠીયો તેની નાનીસી ઝુંપડીમાં આશરો લેવા આવ્યો. ગરીબ બાપડા ખેડુતે પોતાની પાસે જે કાંઇ અન્ન હતું તે પેલા શેઠીયા કને મુકયું અને કહ્યું, "મોટા શેઠ! મારી પાસે સોનું અને રૂપું તો નથી પરંતુ જે કંઇક છે તે આપ સમક્ષ પેશ કર્યું છે માટે એ ગરીબ ઝુપડીના અન્નને ખાઇ આ ખાકસાર સેવકને આભારી કરશોજી." પેલા ગરીબ ખેડુતનો આભાર માની મોટા શેઠ તો આનંદથી સર્વ નયામત મજલની યાદમાં બનામે યજદ કરી ગયા અને ભોજનને પુરતો ઇન્સાફ આપ્યો. બીજે દીવસે સહવારે શેઠીયો પોતાના ગાંસડા પોટલા લઇને પેલા ખેડુતનો ઉપકાર માની તેને થોડીક ભેટો આપી ત્યાંથી પોતાને રસ્તે પડી ગયો. બે ત્રણ દીવસ પછી પેલા ખેડુતની નજર એક ખુણામાં પેલા શેઠની ભુલથી રહી ગયેલી એક મોટી અશરફીની કોથળી ઉપર પડી. તેણે એ વાત ઉપર પોતાના કુટુંબનું ધ્યાન ખેંચ્યું. સોનાની ચળકતી અને ઝમકતી અશરફીઓ દેખી પેલા ખેડુતની બાયડી બોલી કે આ કોથળો તો શેઠજી હાથે કરીને આપણી ગરીબાઈ દુર કરવા અહીં મુકી ગયા હશે. આ સમજી ખેડુતનો મોટો છોકરો બોલ્યો કે હા, બાપા હા, માજી કહે છે તેજ ખરૂં છે. એ તમો લઈ લો આપણે સુખી થઈશું. હવે નાના છોકરાએ જોયું કે આ સઘળાની અસર બાપુ ઉપર તો જરાયે ન થઇ ત્યારે તેણે કહ્યું, "બાપા! આતો તમને ઇશ્વર તરફથી જ

તમારી ભલાઇ માટે બદલો મળ્યો છે. તમો એ લઇ લો અને એ ધન બેલાશક વાપરો." આ સઘળી ચિત્રવિચિત્ર સલાહ સમજી તે ખેડુત બોલ્યો, "કોથળો શેઠજી અહીં હાથે કરીને મુકી ગયા જ નથી! માજીની ધારણા સાવ ખોટી છે. એ મારાથી નજ લેવાય! ઈશ્વર આવી રીતે ભલાઇનો બદલો ન આપે. ધન તો પારકાનું છે એ મારાથી ન જ વપરાય. હું જો એ વાપરૂં તો તે ચોરી કહેવાય" આ સમજી ત્રણે જણાં સાથે બોલી ઉઠયાં:—"તમે તમારે વાપરી લોને અહીં કોણ જોનાર છે?" ખેડુત બોલ્યો, "તમો સર્વ પાપી છો. શું તમને ખબર નથી કે નારાયણ ઉપર બેઠો બેઠો સઘળું જ જુવે છે? અરે મુર્ખાઓ. જો તમારાં સુખ માટે હું ચોરી કરૂં તો હું પ્રભુને શું મોહડું દાખવું. મારાં વહાલાંઓ! સમજો, એ ધન પારકાનું છે માટે તે આપણાથી નજ લેવાય. કોઇનું હરામનું ખાઇ કોઈ સુખી થઇ શકે નહી. જીસ મુળસે આયેગા, ઉસ મુળસે જાયગા, માટે મારી તમને સખ્ત સલાહ છે કે મારા મૃત્યુ પછી પણ તમારે કોઇએબી એને હાથ લગાડવો નહીં. કમનસીબે મને શેઠીયાનું સીરનામાની ખબર નથી. પણ હું ચોક્કસ છું કે તે કોઈ દીવસ જરૂર જ અહીં આવશે. જયારે આવે ત્યારે આ તેને સ્વાધીન કરી દેજો." થોડાક દીવસ પછી ગરીબાઇની અનેક ગીરદેશી મુશ્કેલીની નાચારી અને લાચારી ભોગવી અંતે તે ગરીબ ખેડુત સ્વધામ પુગી ગયો. કેટલાક દીવસો પછી પેલો જ શેઠ ત્યાં આવી લાગ્યો. તે ખેડુત કુટુંબે પેલાને તેનો કોથળો સ્વાધીન કર્યો અને સઘળી હકીકતથી વાકેફ કર્યો. આવા સત્યવાદી પુરૂષનું વર્ણન સમજીને શેઠીયો તો હેરત થઈ ગયો. તેણે પેલા બે છોકરાઓને સારી નોકરીએ લગાડી સુખી કર્યા.

## મૃત્યુથી નહિ ડરનાર જુલીયસ સીઝર.

જુલીયસ સીઝરની સામે ઘણાક પ્રપંચો રચાઇ રહ્યા હતા. આથી એમના શુભેચ્છકોએ કહ્યું કે નામવર, આપની જીંદગી હાલ બહુ મોટા જોખમમાં છે માટે હાલ આપ નામવરે એકલા—અટુલા બહાર ફરવું

નહિ. આ સમજી સીઝરે જવાબ આપ્યો કે ભાઇઓ, હું મોતથી જરાએ ડરતો નથી. જે મનુષ્ય મોતથી નાહક ગભરાય છે તેને યમ-દુત વધુ ગભરાવે છે. હું પહેલાંથી જ જાણતો હતો કે હું કોઇ દીવસે મોતને શરણ તો થઇશ જ. માટે મેં મારી જીંદગીની શરૂઆતથી જ મારા મોત માટે તૈયારી કરી રાખેલ છે. સીઝરનો આ ફાંકડો જવાબ ગોખી રાખવા યોગ્ય છે.

"મરવાનું એક જ વખત છે, તારૂં મોત આ બહાને હશે તો તે ચુકવાનું નથી અને નહીં હશે તો તે આવવાનું નથી." !

## સિદ્ધપુરનું મહાન પવિત્ર તિર્થ.

તીર્થોને વિષે આ મહાન ક્ષેત્રને ઉત્તમ માનેલું છે તેનું કારણ એટલું જ છે કે સિદ્ધપુરમાં બીંદુ સરોવરમાં કર્દમ ઋષિએ તપશ્ચર્યા કરેલી હતી તેથી ભગવાન તેના ઉપર પ્રસન્ન થઇ તેમને સાક્ષાત્ દર્શન આપવા આવ્યા હતા. એ કર્દમ ઋષિનું એટલું બધું તપ હતું કે તેનું શરીર તપથી કૃષ થઇ ગયેલું ભગવાને જોઇ ભગવાનના નેત્ર-માંથી અશ્રુનાં બિંદુ પડયાં તેથી તેનું નામ બિંદુ સરોવર કહેવાય છે. કર્દમ અને દેવહુતી થકી મહામુનિ કપીલદેવ થયા. તેણે સન્યસ્ત ગ્રહણ કરી પોતાની માતાને આંહી સાંખ્ય જ્ઞાન આપ્યું હતું અને અહીં જ દેવહુતી સિદ્ધ દશાને પામ્યાં હતાં. તેથી મહર્ષિઓ એને સિદ્ધપુરનું મહાન તીર્થક્ષેત્ર માને છે. આંહી માતૃશ્રાદ્ધ કરવાનું મોટું મહાત્મ સમાએલું છે.

## મનુષ્ય દેહ અમૂલ્ય છે.

જીવોને જે વિષયનું સુખ છે તે તો સર્વ સ્થળે મળે છે પણ અનાદિ બંધનથી મુક્તિ તો મનુષ્ય દેહવડે જ પમાય છે. પરન્તુ એ નરદેહ બહુ જ દુર્લભ છે પણ તેના સાથે તે ક્ષણભંગુર છે અને અર્થસાધક છે. તેનો અવસ્ય નાશ થશે તેમાં લેશ માત્ર સંશય નથી; માટે મહાપુરૂષો કહે છે કે એ દેહ જ્યાંસુધી પોતાના વશમાં હોય ત્યાં સુજ્ઞ પુરૂષે પોતાના આત્માનું કલ્યાણ સાધી લેવું.

## અધર્મની શક્તિઓ કેવી રીતે પ્રગટ થઈ.

અગાઉ વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા હતા તેમણે વૈરાટને ધારણ કરીને પછી સર્વે સૃષ્ટિ રચવાનો ઉપક્રમ કર્યો. તે બ્રહ્માજીએ દેવો, દૈત્યો, મનુષ્યો, નાગ તથા સર્વે પશુ-પક્ષીઓ તેમજ સ્થાવર ને જંગમ પદાર્થોને અગાઉની પેઠે સરજ્યાં. તે બ્રહ્માંડના પૃષ્ટ ભાગમાંથી અવિદ્યાત્મક એવો અધર્મ ઉત્પન્ન થયો. જે આ સકળલોકમાં પોતાના સર્ગ સાથે વ્યાપ્યો ને એ અધર્મ પ્રજાને દુઃખ દેનારો અને જન્મ ને મૃત્યુને પમાડનારો થયો તથા સંસારમાં ભમાવનારો અને મનુષ્યને નર્કની પ્રાપ્તિ કરાવનારો થયો. ખોટી અસુયા, વારંવારની ઇર્ષા, તૃષ્ણા, આશા, મમતા વગેરે અધર્મની શક્તિઓ કહી છે. અને થોડા પુરૂષાર્થવાળાથી તે જીતી શકાય નહિ તેવી કહી છે. દંભ, લોભ, મચ્છર, કામ, ક્રોધ, મદ, અહંકાર, મોહ, કઠોરતા, સ્નેહ, માન, જુઠું, કલેષ, દ્રોહ, અશુદ્ધિ, અવિશ્વાસ, ચોરી, મદ્યપાન પારકું હરણ કરવું, જુગાર, ગર્વ, નાસ્તિકતા, ચાડીઆપણું, કપટ, સ્પૃહા, રાગ, દ્વેષ, ભય, દુઃખ, અજ્ઞાન, વ્યસન, દુરૂક્તિ, દુષ્ટતા, હીંસા, પાપ, મૃત્યુ એટલો અધર્મનો સમુહ છે તે અસુરોને અતિશય પ્યારો છે ને સત્ય પુરૂષને તે ત્યાગ કરવા યોગ્ય છે.




## આંધળો ભિક્ષુક દારૂના પીઠામાં.

એક આંધળો ભિક્ષુક હંમેશાં અમદાવાદના સ્ટેશને ભીખ માંગતો અને પેસેન્જરો પાસે અતિ દીન ભાવથી કરગરતો હતો. લોકોને તે ચક્ષુરહિત હોવાથી તેના ઉપર અતિશે દયા આવતી ને સહેજમાં આઠ દશ આનાના પૈસા પોતે મેળવતો. સાંજને વખતે તે

આંધળો દારૂના પીઠામાં જઈ ખુબ દારૂ પીતો અને આસપાસના લોકોને ભુંડી ગાળો દેતો. આવું કૌતક જ્યારે લોકોએ જોયું ત્યારે અપાતું દાન એકદમ બંધ થયું. એટલે તે ભિક્ષુક તે સ્ટેશન છોડી કોઈ બીજા સ્ટેશને જઇ તે પ્રમાણે કરવા લાગ્યો છે. આપણા દેશમાં આવા ભિક્ષુકોથી દાનની ખરી કીંમત રહેતી નથી, અને લોકોને શ્રદ્ધા પણ મટી જાય છે અને એવા ઠગ લોકોના આચરણથી સંત પુરૂષોને પણ વખતે મોટી હાનિ થાય છે.

## કાળનો કાળજી રાખવા વિષે.

સમજ સમજ મન માનવી, મોત તણો ભય રાખ,
કાળ વિષે રાખ કાળજી, થવું બળીને ખાખ.

## સદ્ધર્મનાં વાકયો.

(૧) જે કર્મ ધર્મ વિનાનું હોય અને તેમાં જો મોટું ફળ થાય તેમ હોય તો પણ બુદ્ધિમાન અને પવિત્ર મનુષ્યે, ખરાબ જળની પેઠે તેવું કર્મ ન કરવું.

(૨) જે કર્મની શાસ્ત્ર જાણનારા આર્યપુરૂષો તે કરતા થકા પ્રશંસા કરે છે તેને ધર્મ જાણવો અને નિંદા કરે છે તેને અધર્મ જાણવો.

(૩) વિદ્યા, લક્ષ્મી, શરીર, શૌર્ય, સારા કુળમાં જન્મ લેવો, નિરોગીતા, સંસારના કષ્ટથી ઉદ્ધાર એ બધું ધર્મમાંજ પ્રવર્તે છે.

(૪) મનુષ્ય પ્રાણીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધમાં જે કાંઇ પ્રભુતા મળે છે તે ધર્મનુંજ ફળ છે.

(૫) જે મનુષ્ય ધર્મનું ચિંતવન કરતાં થકા દેહ મુકે છે તે પણ સ્વર્ગને પામે છે.

(૬) જે અર્થો ધર્મથી આવે છે તે ખરી આવક છે.

(૭) ધર્મની વૃદ્ધિથી જ સદા સર્વે પ્રાણીઓની વૃદ્ધિ થાય છે ને ધર્મના નાશથી ક્ષય થાય છે.

(૮) એક ધર્મ જ ખરો મિત્ર છે કે મનુષ્યના મરણ પછી તેની સાથે જાય છે.

(૯) ધર્મથી દુઃખ થતું હોય તોપણ મનને અધર્મમાં યોજવું નહીં.

(૧૦) મનુષ્યનું જીવન તો તણખલાના અગ્ર ઉપર રહેલા જળના બિંદુના જેવું ચંચળ છે માટે ધર્મની સાધના તત્કાળ કરવી.

(૧૧) ઠીંકરામાં ભિક્ષા માગીને જીવનારે પણ જો તેથી ધર્મ બચતો હોય તો ખેદ પામવો નહિં. પણ હું ધનવાન છું એમ ધર્મવાળા સાધુઓએ માની લેવું.

(૧૨) લક્ષ્મીની ઇચ્છાવાળાએ પણ ધર્મપરાયણ થવું; કારણકે ધર્મ વિના અર્થ મળતો નથી.

(૧૩) સહાયને માટે હંમેશાં ધર્મનોજ સંગ્રહ કરવો.

(૧૪) ધર્મની સહાયથી દુસ્તર સંસાર તરી શકાય છે.

(૧૫) ધર્મ છ પ્રકારનો છે (૧) વર્ણ ધર્મ (૨) આશ્રમ ધર્મ, (૩) વર્ણાશ્રમ ધર્મ, (૪) ગૌણ ધર્મ, (૫) નૈતિક ધર્મ, (૬) સાધારણ ધર્મ.

## લાગ્યું તો તીર નહીં તો થોથું.

એક ખેડુત ગાડું જોડીને એક વખત તે પોતાના ગામથી પાસેના એક શહેરમાં જતો હતો. રસ્તે ચાલતાં એક વેષધારી સાધુ તેને મળ્યો. ચૈત્ર વૈશાખનો સખ્ત તડકો હોવાથી આ વેષધારી સાધુએ ખેડુત પાસે અતિ દીનભાવે વીનંતિ કરી કે પાસેના શહેર સુધી જો મને દયા કરી તમારા ગાડામાં બેસવા દ્યો તો મારા ઉપર મહાન ઉપકાર થશે. ખેડુતને દયા આવી. ને તે સાધુને પોતાના ગાડામાં બેસાડયો. ચાર પાંચ ગાઉ જતાં સાધુની બુદ્ધિ બગડી ને શહેર પાસે આવતાં ખેડુતે ઉતરવાનું કહેતાં પોતે ગાડાનો ધણી થઈ બેઠો ને સામો કહેવા લાગ્યો કે આ સ્ત્રી ને ગાડું મારૂં છે. તારૂં કાંઇ લાગતું વળગતું નથી. ખેડુત બીચારો આવા ઉલટા બોલથી ગભરાણો અને તેણે રાજા પાસે ફરીયાદ કરી. રાજાએ ખેડુતને તથા સાધુને એક જુદી જુદી ઓરડીમાં પુરી દીધા ને ખાનગી રીતે તપાસ

કરતાં ખેડુત તો બીચારો પોતાના દુઃખથી ઓરડીમાં રોવા લાગ્યો ને પેલો વેષધારી સાધુ તો પોતાના મનથી એમ કહેતો કે "લાગે તો તીર નહીં તો થોથું" આવા શબ્દો રાજાના કાનપર આવતાં પેલા વેષધારી સાધુને શીક્ષા કરીને ખરા માલીકને ગાડું સોંપી રજા આપી. આવી રીતે કેટલીક વખત દયા ડાકણને ખાય છે.

## સોનેરી ટોળી.

મુંબઇ અને એના જેવાં મોટાં શહેરોમાં ઘણી વખતે ઠગ લોકો અન્યનો પૈસો હરણ કરવાને માટે રાજાનો અગર મોટા શાહુકારનો વેશ ધારણ કરી કેટલીક વખતે આવે છે અને ઘણા શ્રીમાનોના પૈસા પોતે પડાવી ભાગી જાય છે. આને સોનેરી ટોળીની ઉપમા આપવામાં આવે છે. આવી એક સોનેરી ટોળી થોડા વર્ષ પહેલાં મુંબઇમાં આવી હતી તેણે વાલ્કેશ્વર પર એક દિવસના સો રૂપિઆ ભાડાના કરી એક મોટો બંગલો ભાડે લીધો હતો અને અમુક શહેરના રાજા કામ પ્રસંગે આવેલા છે એવું ભાડુતી ઠગો માર્ફત શહેરમાં કહેણ મોકલાવ્યું હતું, એટલે મોટા મોટા વેપારીઓને પણ આ હકીકત ખરી લાગી હતી. તક જોઈ એક મિયાનામાં એક મણનો પથરો મુકયો હતો ને તેના ઉપર લખ્યું હતું કે "તારો બાપ તો કયારનોએ રવાના થઇ ગયો છે ને હવે તું આ પથરે તારૂં કપાળ ફોડ" મિયાનાને ભાડુત મજુર કરી એ સોનેરી ટોળીના માણસો ઝવેરી બજારમાં એક મોટા ઝવેરીની પેઢી પર આવ્યા તેમાં એક દીવાન તથા એક હજુર સેક્રેટરી તથા બીજા બે પાસવાન થયા હતા. પેલા ઝવેરીની પેઢી પર આવી કહ્યું કે બેગમ સાહેબ ઝવેરાત જોવા પધારેલ છે. ઝવેરીને આ ડમાક જોઇ હકીકત ખરી લાગી તેથી તેને લાખો રૂપિઆનું ઝવેરાત તથા સાચાં મોતી એક રૂપાની થાળીમાં મુકી મીઆનામાં દેખાડવાને બેગમ સાહેબ પાસે મોકલ્યાં. એક પાસવાન તથા સેક્રેટરી તે ઝવેરાત મિઆનામાં લઇ જઇ એક શિરોહી પાણી ભરવાની હતી તેમાં નાંખ્યા ને થોડી વાર પછી સેક્રેટરીએ એવી રચના રચી કે બેગમ સાહેબને પાણી પીવાની ઇચ્છા

થઈ છે એટલે દીવાન સાહેબ કહે કે જાઓ, જાઓ, આપણી મિયાનામાંની સુરાઈ લઇ પાણી લઇ આવો સેક્રેટરીને તો એટલું જ જોઇતું હતું. તુરત સુરાઇ લઇ ગ્યાટરોડ ભેગો થઇ ગયો જ્યારે ઘણી વાર થઈ એટલે દીવાન સાહેબ પણ તેને શોધવા ગયા ને તેના વાંસે બે પાસવાનો પણ ગયા. ઝવેરીના મનમાં એમ હતું કે મિયાનાને બેગમ સાહેબ આંહી છે માટે શું ફીકર છે. છેવટે સાંજ પડી પણ કોઇ ન આવ્યું ત્યારે ઝવેરીને શંકા પડી ને મિયાનો ઉપાડનાર મજુરોને પુછવા લાગ્યો ત્યારે તેણે કહ્યું કે અમે તો રોજીંદાર છીએ. એટલે ઝવેરીની હિમત તદ્દન જતી રહી. તેણે એકદમ મિયાનાનો પડદો ઉંચો કરી અંદર જોયું તો એક મણનો પત્થર દૃષ્ટિએ પડયો ને તેના ઉપર મોટા અક્ષરો સિંદુરથી લખેલા હતા કે "તારો બાપ તો ક્યારનો એ ચાલ્યો ગયો છે અને હવે તું આ પત્થરે તારૂં કપાળ ફોડ" કેટલી નાદાની ! કેવી લુચ્ચાઇ। ઝવેરી બિચારો પસ્તાવામાં પડયો અને એ સોનેરી ટોળીના ઠગ લોકો ધોળે દિવસે લાખો રૂપિઆની દોલત લુંટી રસ્તે પડી ગયા. માટે આ ઉપરથી સાર એટલો જ લેવાનો છે કે આપણે આ સંસારમાં આવ્યા છીએ માટે એવા ઠગો આપણને હેરાન ન કરે તેને માટે હમેશાં સાવચેતી રાખવી. કારણકે આ જગત બહુ જ વિચિત્ર છે. એવા ઠગ લોકો કોઇ વખતે સોદાગર, કોઈ વખતે રાજા તથા કોઇ વખતે કીમીયાગરનો વેષ લઇ મુંબઇ નગરીમાં આવે છે અને તેમાં ઘણા ભોળા લોકો વિના કારણે ફસાઇ મરે છે. માટે એવી સોનેરી ટોળીથી સાવચેત રહી હુંશીયારી રાખવી જોઇએ. ખોટા લોભથી નહિ લોભાતાં તેવા ઠગ લોકોના પ્રસંગમાં કદી પણ આવવું નહિ.

## ફુલછાબ પાંત્રીસમી.

### પ્રભુની દયા.

આપણા ઉપર મહાન કૃપાળુ પ્રભુની કેટલી બધી દયા છે. તેઓ રાત દિવસ આપણી રખેવાળી કરી રહ્યા છે. આપણી શુભ ઇચ્છાઓ તે વખતો વખત પુરી કરે છે એટલું જ નહિ પણ આ જગતમાં આપણા માટે પવન, પાણી, ને અનાજની સારી સગવડ કરી મુકી છે આપણને દુધ, ઘી જોઇએ તેને માટે ગાય ભેંસો ઇત્યાદિ પશુઓ ઉત્પન્ન કર્યા છે. એ મહાન દયાળુ પ્રભુની દયાની કાંઇ સીમા નથી. આપણી બધી ઇંદ્રિયો સાનુકુળ રાખી આપણને સુખી રાખ્યા છે. એ મહાન દયાળુ મહા પ્રભુનો સવાર ને સાંજ બે હાથ જોડીને જેઓ ઉપકાર ન માને તેને મહા પાપી સમજવો.

આપણને આ સંસારમાં જેને સહેજપણ આશ્રય આપ્યો હોય તેનો કેટલો બધો ઉપકાર આપણે અંતઃકરણથી માનીએ છીએ? તો જે મહાન દયાળુ પ્રભુએ જઠરાગ્નિમાંથી આપણું રક્ષણ કરી આપણા જન્મ વખતે આપણા ઉપર મહાન દયા રાખી આપણને જોઈતી તમામ ચીજો તૈયાર કરી આપી છે એટલું જ નહિ પણ બુદ્ધિની મહાન બક્ષિશ આપી આપણને વિદ્યા સંપાદન કરાવી શરીરે સુખી રાખ્યા છે; નહિ તો એક અનાજનો ભરેલો કોળીયો પચાવવાની આપણામાં કયાં શક્તિ છે? આપણને સુખી રાખી લાંબું આયુષ્ય આપ્યું છે; છતાં આપણે તે મહાન દયાળુ પિતાનો લેશ પણ ઉપકાર ન માનીએ તો પછી આપણા જેવો કૃતઘ્ની કોણ કહેવાય? તમે જરા અંતઃકરણથી વિચાર કરો કે તેની ઇચ્છા વિના કાંઈપણ બની શકતું નથી માટે આ લોકની ખોટી જંજાળો મુકી તેના પવિત્ર નામમાં સંપૂર્ણ વિશ્વાસ રાખી આ ભવસાગરમાં નીતિ અને ધર્મથી ચાલવું કે જેથી આ લોકમાં ને પરલોકમાં આપણને ઉત્તમ

અવિચળ સુખ મળે. આપણું ધાર્યું તેમજ બીજા કોઇનું ધાર્યું થવાનું નથી. આ સંસારનું ચક્ર પ્રભુ ઇચ્છાને સદાકાળ આધીન છે. પરમાત્માએ આ જગતની રચના વખતે જ એવા પ્રકારની કળ ચડાવી મુકી છે કે એની મેળે જ જગતનો વહેવાર ચાલ્યો જાય છે, તેમાં કોઇનું લેશમાત્ર ચાલતું નથી, આતો ગાડા નીચે જતું કુતરૂં પોતા માથે ગાડાનો ભાર છે એમ ધારી જેમ ખોટું અભિમાન કરે છે તેજ પ્રમાણે આપણે પણ ખોટું અભિમાન કરીએ તો પછી આપણા જેવો કોણ મૂર્ખ કહેવાય? પ્રભુની ઇચ્છાથી સર્વે બને છે. આપણું ધારેલું કાંઇ પણ બની શકતું નથી. જો એવી રીતે આપણું ધારેલું થતું હોત તો સર્વ રાજા બની બેસત. પણ એવું કાંઇ થતું નથી, માટે હમેશાં સત્સંગ કરી ધીરજ રાખવી ને જે જે વખતે જે જે સુખ દુઃખ પ્રભુ ઇચ્છાથી આવી પડે તે અનંદ ને સંતોપથી ભોગવવાં. તેમાં વિના કારણે બડબડાટ કરવો નહિ. જોઇએ પ્રભુ મહા સમર્થ છે. ને તે તમારા અંતઃકરણમાં સદા બિરાજમાન છે. તેનાથી રજ જેટલી વાતની પણ બિન માહેતી નથી માટે તેનો ભય રાખ નીતિથી ચાલો એટલે તે મહા પ્રભુ તમોને અલૌકિક મહાન સુખ આપી પોતાની સમીપમાં રાખશે એ નિસંદેહ છે.

---



## ફુલછાબ છત્રીસમી.

### સત્સંગથી સ્વર્ગ મળે છે.

એક કીડીએ એક ફૂલવાડીમાં એક ફૂલનો આશ્રય કર્યો. તે હંમેશાં તેની સુગંધ લઇ આનંદ માનવા લાગી. કોઇ કોઇ વખતે ફૂલઝાડનાં પાંદડાં તથા થડપર ફરવા જાય ને પાછી ફૂલમાં આવી આરામ લેતી. એક વખતે માળીએ તમામ ફૂલ ઉતારી રાજાને ભેટ

કર્યાં. તેમાં તે કીડીબાઈ પણ રાજાની કચેરીમાં ગઇ. તે ફૂલને રાજાએ દેવને ચઢાવ્યા એટલે કીડીપણ દેવના માથે જઇને બેઠી. આ સાધારણ દૃષ્ટાંત ઉપરથી આપણે સમજીએ છીએ કે, ફૂલના પ્રસંગથી જેમ હલકામાં હલકું પ્રાણી રાજાની કચેરીમાં જઇ દેવના માથે બેસવાને ભાગ્યશાળી થયું. તેજ પ્રમાણે આપણે જો સત્સંગ કરીએ તો અવશ્ય સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એ નિઃસંદેહ છે.

## સંગ પ્રમાણે રંગ.

પ્રલ્હાદજી દૈત્યના પુત્ર છતાં નારદજીના સંગથી દૈવી સંપત્તિને પામી વિષ્ણુ ભગવાનના ખરા સ્નેહવાળા થયા હતા. તેના પુત્ર બળિરાજા અસુર હતા તોપણ અસુર ભાવનો ત્યાગ કરી દૈવી સંપત્તિ વડે પોતે ભગવાનને વશ કર્યા. દુર્યોધનના સંગથી, તેની વિનંતીથી દ્રોણ અને ભીષ્મ પણ અધર્મની રૂચીવાળા લેખાયા. વળી કંદર્પ અને પિંગળા વગેરે દત્તાત્રય ભગવાનના સમાગમથી અસુરી ક્રિયાનો ત્યાગ કરીને દેવોની પેઠે પુજ્ય થઇ પડ્યા હતા.

## અવિદ્યા ક્યાંથી ઉત્પન્ન થઇ છે?

સપ્તઋષિના આરંભમાં અગાઉ બ્રહ્માજીએ છોકરાની પેઠે પોતાના અંગમાંથી પાંચ પર્વોવાળી અવિદ્યા તેને સર્જી હતી. તેમાં તમ, મોહ, મહામોહ, તામીસ્ત્ર એ ચાર અને પાંચમો અંધતામીસ્ત્ર એ પાંચ અવિદ્યા છે.

## ધર્મવાળાનો જય છે.

જ્યાં સત્ય ત્યાં લક્ષ્મી ખરી,
જ્યાં લક્ષ્મી ત્યાં નિશ્ચે હરી;
હોય હરી તો ધર્મ પળાય,
ધરે ધર્મ તેનો જય થાય.

## વેળા એ વસુ છે.

કરોડો મણ સોનું આપીએ છતાં ઘડીભર આયુષ્ય આપણે કોઇ પાસે માગીએ તો કોઇ આપી શકે નહિ. આ જગતમાં જન્મ ધરીને

આળસુ બનીને અમુલ્ય સમય કદી ગુમાવશો નહિ. ગયેલા પૈસા પુનઃ પ્રાપ્ત થશે, પરંતુ ગયેલો સમય પુનઃ પ્રાપ્ત થતો નથી. માટે દરેક સુજ્ઞજનોએ આવેલો એ સમય ઓળખી લેવો અને એક ક્ષણ પણ નકામી જવા દેવી નહિ. વખત એ સુવર્ણ છે. જેને સમયની કિંમત છે તેજ આ દુનિયામાં જીતી ગયો સમજવો. વખત વખતનું કામ કર્યે જાય છે તેમાં આળસુ બની આપણે વખતનો દુરૂપયોગ કરીએ તો આખર પસ્તાવું પડે છે. ગયો સમય પાછો આવતો નથી. માટે ઉઠ, બેઠો થા, અને વખતનો સદુપયોગ કરી લે. આજનો વખત તને કાલે પુનઃ કદાપી મળશે નહિ.

## સદ્‌ગુરુ નારદજીનું જીવનવૃત્તાંત.

નારદજી પોતે કહે છે કે, "હું પૂર્વ જન્મમાં એક વેદવાદી બ્રાહ્મણની દાસીનો પુત્ર હતો, ત્યાં ચતુર્માસ વ્યતિત કરવાને આવના મહર્ષિઓની સેવામાં મને રાખ્યો હતો. હું બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ ધર્મપ્રેમી, ઇન્દ્રિયજીત, મિતાભાષિ, અનુકૂળ વર્તનાર તથા સજ્જન સેવામાં તત્પર હોવાથી તે મહર્ષિઓ મારા ઉપર અતિ કૃપાદૃષ્ટિ રાખતા હતા. હું પ્રત્યેક દિવસે એ મહર્ષિઓને પૂછીને તેમના વાસણોમાં ચોંટી રહેલું તેમનું છાંડેલું અન્ન ભક્ષણ કરતો હતો તેથી મારૂં અંતઃકરણ અને બુદ્ધિ પવિત્ર થયા. મને તેમના ધર્માચરણ વિષે પ્રીતિ ઉત્પન્ન થઇ. ત્યાં સદાસર્વદા શ્રી વિષ્ણુ ભગવાનના મનને આનંદ આપનાર ને પાપને નાશ કરનાર કથાઓ થતી, તો તે કથાઓ મહર્ષિઓના અનુગ્રહથી હું એકાંત વૃત્તિપૂર્વક શ્રવણ કરતો હતો એ ભગવદ્ કથાઓ શ્રદ્ધાયુક્ત સાંભળવાથી મને ઇશ્વરભક્તિ ઉપર ઘણો પ્રેમ ઉત્પન્ન થયો અને પરમદયાળુ પરમેશ્વરના વિષે મારી દૃઢ ભાવના થઈ. એ પ્રમાણે મને ધર્મમાં પ્રીતિવાળો, શુદ્ધ અંતઃકરણવાળો અને પરિપૂર્ણ શ્રદ્ધાસ્પદ જોઇને એ દયાના ભંડાર મહામુનિયોએ પોતાના પ્રયાણ સમયે મારા ઉપર મહાન કૃપા કરી મને સાક્ષાત પ્રભુપ્રેરિત ગુહ્યજ્ઞાનનો મંત્રોપદેશ કર્યો તેથી મને

દિવ્યજ્ઞાનની પ્રાપ્તિ થઇ. હું પાંચ વર્ષનો બાળક ને મારી માતાનો એકનો એક પુત્ર હતો તેથી તેનો મારાપર અત્યંત પ્રેમ હતો, તેથી મારી માતા એક ક્ષણવાર પણ વેગળી મૂકતી નહિ. હું પણ મારી માતાની પાસે રહીને નિત્ય પ્રિતે હરિના ગુણનું કિર્તન કરતો હતો, એટલામાં દૈવયોગે મારી માતાને સર્પદંશ થતાં તે મૃત્યુને વશ થઈ તેથી મારૂં માયાનું બંધન એકાએક તૂટી જતાં ભગવદ્ ભક્તિનો યથાર્થ માર્ગ ખુલ્લો થયો, પછી હું ભગવાનનું કિર્તન કરતાં કરતાં ઘોર અરણ્યમાં ચાલ્યો જતો હતો, ત્યાં એક સુંદર જળાશય મારી નજરે પડયું. હું બાળક હોવાથી તદ્દન થાકી ગયો હતો. મારી ઇન્દ્રિયો શિથિલ થઇ ગઈ હતી તથા ક્ષુધા અને તૃષાથી હું આકુળ-વ્યાકુળ થઇ રહ્યો હતો તેથી જેમતેમ કરી તળાવમાં સ્નાન કરી જલપાન કરી એક પીંપળાના ઝાડ નીચે બેસી પરમાત્માનું ધ્યાન કરવા લાગ્યો, તે વખતે મારૂં હૃદય ભરાઈ આવ્યું ને આંખોમાંથી પ્રેમનાં અશ્રુ પડવા લાગ્યાં તે વખતે ભગવાન પ્રગટ થયા ને મને સાક્ષાત દર્શન દીધું તે વખતે મને પરમાત્મા સિવાય બીજું કાંઇ દેખાતું ન હતું. હું તુર્ત હર્ષના આવેશમાં ઉભો થઈ દંડવત પ્રણામ કરવા લાગ્યો એટલામાં પ્રભુ અદૃશ્ય થયા ને તુર્ત આકાશવાણી થઇ "હે વત્સ! હવે તું આ જન્મમાં મને જોઇ શકીશ નહિ, કારણકે કામ ક્રોધાદિક, જેના શત્રુ નાશ પામ્યા નથી એવા અપકવ યોગીઓ મારા દર્શન કરવાને પ્રાપ્ત થઇ શકતા નથી, પછી થોડા સમય બાદ મેં મારૂં આ શરીર છોડી દીધું ને ત્યારબાદ મરીચી, અત્રિ, અંગીરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ એ નવ ને દશમો હું નારદ એ પ્રમાણે બ્રહ્માના માનસ પુત્રોમાં મારો અવતાર થયો અને એથી કરીને વિષ્ણુભગવંનના મોટા અનુગ્રહ વડે હું અખંડિત બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને ત્રણ લોકની અંતર્ગત અને બહાર પરબ્રહ્મના શબ્દથી શણગાર પામેલી અને શ્રીહરિએ આપેલી આ વિણા વગાડીને ભગવદ્ ગુણોનું ગાન ગાતો ગાતો ફરૂં છું. અને જ્યારે હું ઇચ્છા કરૂં

છું ત્યારે શ્રીવિષ્ણુ ભગવાન તત્કાલ મારા હૃદયમાં આવીને મારા ઉપર કૃપા કરી મને દર્શન આપે છે.

## શકુંતલાને સાસરે જતી વખતે કણ્વ ઋષિએ આપેલી શિખામણ.

"ભર્તાએ કદાપી અવગણી હોય તો પણ કોઈ વિરોધ આચરણ કરીશ નહિ. ભાગ્યોદયમાં ફૂલાઈ જઇશ નહિ, ખોટા અભિમાનથી કે પોતાના પિયરની કોઈ પણ જાતની ખરી કે મનાતી મોટાઈના ડોળથી તેમની સાથે કદાપી વર્તવું નહિ. જેવી પોતાના સાસરાની સ્થિતિ હોય તેવા પોતે જ થઈ જવું અને સર્વ પ્રકારે એક વર્તવું કે જેથી એ કુટુંબના બધા માણસને એમ લાગે કે આ વહુ ઘરમાં આવવાથી આપણને બહુ બહુ પ્રકારે સુખ મળ્યું છે ને લાભ મળ્યો છે. પતિની સેવા એક નિષ્ઠાથી ને એક બુદ્ધિથી એવી રીતે કરવી કે તન અને મન તેને શરણ ગણવા, તેનાથી કશું આધું સમજવું નહિ. આખી જીંદગીમાં એક પળ પણ મનથી કે તનથી પતિથી જુદા થવાય એટલું દુઃખ સમજવું, એટલું પાપ સમજવું ને એમ અપૂર્વ પ્રેમધર્મ સાચવી શુદ્ધ સતિપણું સંપાદન કરવું. સ્ત્રીનો સ્વભાવ ઘણો રીસાળ અને ક્રોધી હોય છે. તે સ્વભાવ પોતે સુધારી લેવો ને હમેશાં સહનશીલતા રાખી પોતાની પતિસેવા તન, મન અને ધનથી કરવી.

## નારાયણ નામનો મહિમા બતાવનાર નારદજી.

### દોહરો.

એક સમે મુનિ નારદે,<br>
મનમાં કર્યો વિચાર;<br>
નારાયણના નામથી,<br>
પાપ ન રહે લગાર.<br>
એવા મહિમા છે છતાં,<br>
જીવન નરકની માંહિ;<br>
શા માટે પડીયા હશે?

જોઇએ જઇને ત્યાંહિ.
એમ વિચારી ચાલીઆ,
ધર્મરાયને ધામ;
સંયમી નગરી ભલી,
દીઠી તેને ઠામ.
મહા ભયંકર નર્કના,
સ્થાનક સઘળા જેહ;
કોટી જીવ તેને વિષે,
પડીઆ દીઠા તેહ.
દારૂણ દુઃખમાં જીવને,
દૂતો દેતા માર
અપાર પીડાઓ કરી,
કરતા બહુ પોકાર.

તે દેખી ઉપજી દયા, મુનિવરના મનમાંહિ;
સર્વ નારકી જીવને, કહેવા લાગ્યા ત્યાંહિ.
અરે ! અભાગિ પ્રાણિયા, કાં વેઠો છો દુ;ખ,
ભજો નામ ભગવંતનું, સહજ પામશો સુખ.
જીવ કહે પ્રભુ અમ થકી, નામ ન લીધું જાય;
પાપ તણાં પરિબળ થકી, કાંઈ ઉચ્ચાર ન થાય
એવી વાણી સાંભળી, મુનિયે કર્યો વિચાર;
શ્રવણ કરાવું એમને, તૂર્ત થાય ઉદ્ધાર.
એમ વિચારી નારદે, ઝાલ્યો વિણાજંત્ર;
નારાયણના નામનો, માંહિ બોલાવ્યો મંત્ર.

ઉંચે સ્થળ આસન કરી,
કરવા લાગ્યા ગાન;
એ જગદીશ્વરી કે પ્રભુ !
નારાયણ ! ભગવાન !



## ફુલછાબ સાડત્રીસમી.

### ખોટી ટેક રાખવાથી પણ ફાયદો થાય છે.

એક સમયે અસાડી નિમી એકાદશીને રોજ પોતાના ભક્તોને પ્રભુ ભજનના જુદા જુદા પ્રકારના નિયમ રાખવાનો બોધ કરી રહ્યા હતા, તેવામાં એક વિદ્વાન બ્રાહ્મણ તેમના પાસે અચાનક આવી ચડયા તે મહાત્માએ જેમ પોતાના સેવકને નિયમ ધારણ કરવાનો બોધ આપેલો તે જ પ્રમાણે આ વિદ્વાન બ્રાહ્મણને પણ કોઇપણ પ્રકારનો નિયમ ધારણ કરવા સુચના આપી પણ આવનાર વિદ્વાન બ્રાહ્મણને તેના ઉપર કાંઇ પણ વિશ્વાસ નહિ આવવાથી ફક્ત મહાત્માજીની પ્રસન્નતા માટે કહેવા લાગ્યો કે મહારાજ મારાથી તે બાબત બની શકે તેમ નથી પણ તમારો અતિશે આગ્રહ છે માટે જાઓ, તમારા માનની ખાતર હું "હમેશાં મારા પાડોસમાં રહેતા કુંભારનું દર્શન કરી જમીશ". મહાત્મા તો બહુ જ દયાળુ તથા પરોપકારી હતા તેથી જરા પણ ક્રોધ નહિ કરતાં તે વિપ્રને કહ્યું ભલે, પણ મહારી આપને એટલી જ વિનંતી છે કે જે નિયમ ધારણ કરો તે બરોબર પાળજો. આ વિપ્રે તો ખાસ મશ્કરીમાં જ આ નિયમ કબુલ કરેલો હતો પણ તેના મનમાં નિયમ ધારણ કરવાથી કાંઇ ફાયદો છે નહિ એમ મનમાં સમજી વિશ્વાસ વિના આ કાર્ય કબુલ કરેલું હતું. મહાત્માના માનની ખાતર તે વિપ્ર હમેશાં કુંભારનું મોઢું જોઈ પોતે જમતા. એક વખતે પ્રભાતમાં વહેલો કુંભાર માટી ખોદવા ગયેલો હતો તેથી આ વિપ્રને કુંભારનું મોં જોવાનું બન્યું નહિ તેથી પોતે કુંભારનું મોઢું જોવા માટી ખાણે ગયો, તે વખતે પરમાત્માની કૃપાથી એવો પ્રસંગ બન્યો હતો કે માટી ખોદતાં કુંભારને સોનાનો ચરૂ દૃષ્ટીએ પડયો આ વખતે પેલો બ્રાહ્મણ કુંભારનું મોં જોવાને આવતો હતો તે વખતે કુંભાર ગભરાવા લાગ્યો કે

રખે આ બનાવ તે જોઈ જાય ને સરકારમાં જાહેર કરે તેથી છેટેથી તમે ત્યાં ઉભા રહો હું આવું છું આમ કહેવા લાગ્યો એટલામાં પેલો વિપ્ર કહે " મેં દીઠું " " મેં દીઠું " (આમ કહેવાનો ઉદ્દેશ એટલો જ કે વિપ્ર કહે કે હે કુંભાર મેં તારૂં મોઢું જોયું છે.) આ શબ્દો સાંભળી કુંભાર ! તો પોતાના મનમાં બીવા લાગ્યો અને રાતને વખતે કોઇ ન જાણે તેમ પેલા વિપ્રને ત્યાં અરધું ધન આપવા ગયો. વિપ્રને તો આ વાતની ખબર નહોતી તેથી તે પુછવા લાગ્યો પ્રજાપતિ ! આ શું ? ત્યારે તેણે કહ્યું મહારાજ કેઇને વાત કરશો નહિ. તમે જોઇ ગયેલા તે જ આ ધન પ્રભુની કૃપાથી આપણને મળ્યું છે. વિપ્ર મનમાં રાજી થયો અને કહેવા લાગ્યો કે આ ભાવનું શું મોંઘું છે ? જ્યારે મેં ખોટી રીતે નિમ રાખ્યું તો મને અનાયાસે આટલો બધો ફાયદો થયો તો જો હું ખરી દાનતથી ખરૂં નિયમ રાખું તો શું ફાયદો ન થાય ? તે જ દિવસથી તેણે પોતાના આત્માના કલ્યાણને માટે ઉંચા પ્રકારના ધર્મ, નિતિ ને સદાચરણના નિયમ ધારણ કર્યા.

## મિત્રની માંગણી.

જ્યારે સિકંદરે હિંદ ઉપર સ્વારી કરી ત્યારે પોતાના એક વહાલા મિત્રને પોતે મળવા ગયો હતો. કેટલીક વાતોચીતો થયા પછી મિત્રને કહ્યું હું હિંદમાં જાઉં છું મારે તારે માટે શું લાવું ? ત્યારે તેના મિત્રે કહ્યું કે મારે માટે ભારતવર્ષમાંથી નિચેની વસ્તુ આવો ત્યારે લેતા આવશો.

(૧) સદ્દગુરૂ. (૨) ગીતાજી. (૩) ગંગાજળ. (૪) રામ અને સીતાની વાતોનું પુસ્તક (રામાયણ) કેમકે આ ચાર વસ્તુઓ ભારત વર્ષમાં બહુ જ અમૂલ્ય ગણાય છે, માટે તમે મારા માટે ચિવટ રાખી એટલી વસ્તુઓ જરૂર લેતા આવજો. આ ઉપરથી ભારત વર્ષમાં ઉપરની ચાર વસ્તુઓ આજ હજારો વર્ષો થઇ ગયાં પણ તે પૂર્વેથી મહા મુલ્યવાળી ગણાતી ચાલી આવે છે.

## કસરતની કીંમત.

કસરતથી મનુષ્યનું શરીર મજબુત થાય છે એતો નિર્વિવાદ છે. જે લોકો કસરતની કીંમત સમજતા નથી તે અનેક રોગોના ભોક્તા થાય છે. પૂર્વે આપણા પવિત્ર આર્યાવૃતમાં અંગ મહેનતની અમૂલ્ય કીંમત ગણાતી હતી. માટે શરીરની તંદુરસ્તી માટે નહાનવયથી કસરતની ખરેખર આવશ્યકતા છે. આધુનિક સમયમાં લોકો ધીરે ધીરે કસરતની કીંમત સમજવા લાગ્યા છે. અને તેથી કરીને અનેક સ્થળે લોકો ઉત્સાહથી તેનો લાભ લેવા લાગ્યા છે એ ઘણું જ ખુશી થવા જેવું છે.

## સાચી દાનત.

મીસ્ટર ફોકસ વિલાયતની પાર્લામેન્ટમાં બહુ જાણીતો સભાસદ હતો. એ પોતાની સાચી દાનત માટે જગમશહુર હતો. એક વખતે તે પોતાના સદનમાં રૂપીયા ગણી રહ્યો હતો, તેટલામાં એક દુકાનદારે ત્યાં પોતાના બીલ સાથે આવીને રૂપિઆ માગ્યા અને કહ્યું કે સાહેબજી ! હવે મહેરબાની કરી મારા રૂપિઆ આપો ? કારણ કે મારે પણ એક શાહુકારના રૂપિઆ ભરી દેવાના છે. ફોકસે કહ્યું કે મારાથી હાલમાં આપના રૂપિઆ અપાશે નહિ ! પેલાએ પૂછ્યું કે આ રૂપિયા આપ ગણી રહ્યા છો તેનું શું કરવા ધારો છો ? ફોકસે કહ્યું, જુઓ ભાઇ ! આ રૂપિઆ હું મારા ઇષ્ટ મિત્ર શીરીડનને આપવા ધારૂં છું; કારણ કે જેમ તમારા પાસે મારા કરજના પૂરાવા છે તેમ એ બિચારા પાસે નથી ! હવે જો હું મરી જાઉં તો એ બીચારાનું કરજ ડુબે, પણ તમારા પુરાવાથી તમને તો કરજ મળી રહેશે. આ સમજી પેલા દુકાનદારે સઘળા પુરાવાના કાગળીઆં ફાડી નાખ્યાં કે મારે પણ હવે એની જરૂરીઆત નથી. હવેથી મને તમારી સાચી દાનત વિષે પુરતી શ્રદ્ધા છે. આ સાંભળી ફોકસ બોલ્યો, ભાઇ ! હવે તમારી પાસના પુરાવાની ગેરહાજરીથી હું આ રૂપીઆ તમને જ આપી

દઉં છું. કારણ કે તમને પૈસાની વિશેષ જરૂર છે અને શારીડન કરતાં તમારૂં દેવું જુનું છે. "સાચી દાનત તો આનું નામ" એટલું જ બોલી રૂપીઆ લઇને પેલો દુકાનદાર ત્યાંથી વિદાય થયો ! આ કળીયુગના સમયમાં જગતમાં જવલ્લે જ કરજદારો આવી સાચી દાનત ધરાવતા આપણી નજરે માલુમ પડે છે.

## જીવનનો હેતુ.

જે આપણા ઉપકારનો બદલો અપકારથી વાળે છે તેને પણ ધિક્કારતા નહિ. તેને ધિક્કારવું એ પણ એક જાતનું પાપ કહેવાય. જો તમારાથી બને તો એવાઓનું પણ ભલું જ કરો. ભલી ભલાઇથી ગુસ્સાને દાબી દો. કારણકે તે જ દુશ્મન ઉપર જીત મેળવવાનો ઉત્તમ સાચો માર્ગ છે બીજાઓને સુખ આપવું, ભલું કર્તવ્ય આરંભવું એ જ આપણા જીવનનો ઉંચામાં ઉંચો હેતુ છે. અન્યનું ભલું કરવાની અભિલાષા દીલમાં રાખવી એ જ આપણો મુખ્ય ધર્મસિદ્ધાંત છે. સ્વાર્થને તજી દેવાની સદંતર આપણે કોશિષ કરવી જોઇએ આપણા જીવનમાં દુઃખ અને વિપત્તિઓ સહેવાની ટેવ પાડવી જોઇએ. અહંકારને વિસરી જવો, સ્વાર્થને તજી દેવો એ સર્વ મનુષ્ય જીંદગીને બહુ જરૂરનું છે. આ સૃષ્ટિ મનુષ્યોની જ દુનિયા છે. સઘળા મનુષ્યો એક જ પિતાનો પરિવાર છે, તો ભાઇઓ ! તમારે એમને સ્નેહરૂપી પ્રેમ અર્પણ કર્યા વિના જીવવું નિરર્થક છે. જીવનની ખરી મોજ આપણા પવિત્ર અંતઃકરણમાં સમાએલી છે. આનંદ તે જ આપણા જીવનનો આત્મા છે. કોઇપણ જીવને સુખી કરવો, તેના આત્માની ઉન્નતી કરવી, તેને જીવનમાં ઉપયોગી બનાવવો અને આત્મજ્ઞાન શીખવવું તે જ એક પુરૂષનું સુંદર કર્ત્તવ્ય છે, મનુષ્ય જાતની ફરજ છે. આપણી શક્તિ અનુસાર મનુષ્ય બંધુઓને સહાય કરવી તેમાં જ પરમાત્માની પ્રસન્નતા રહેલી છે.

## વેપાર કેમ સફળ થાય ?

ન્યુયોર્કની યુનિવર્સિટીના પ્રોફેસરો બુરૂસ અને બોરડને ૧૫૦૦૦

રીપોર્ટોનો અભ્યાસ કરી, સફળ રીતે વેચવાના નીચલા સિદ્ધાંતો જાહેર કર્યાં છે.

(૧) બહુ વાત ન કરો; સારી રીતે સાંભળો.

(૨) જ્યારે ઘરાક કોઇ ચીજ વિષે બોલતો હોય ત્યારે વચ્ચે ન બોલો.

(૩) વાદવિવાદમાં ઘસડાઇ ન જાઓ.

(૪) એ જુઓ કે ઘરાક પોતાની દલીલ પુરી કરી લે. પાછળથી એ તમને સંભારશે.

(૫) તમારી દલીલ ટુંકમાં પણ નિષ્પક્ષપાત રીતે ફરીથી કરો.

(૬) પહેલેથી ગોઠવ્યા પ્રમાણે બોલો.

## વેપારમાં ખોટ જવાનાં કારણો.

(૧) કાયદેસર નફો મેળવવાની નિષ્ફળતા.

(૨) ધંધો કરવાના ખર્ચમાં વધારો.

(૩) વધતા જતા ખર્ચ તરફ અજ્ઞાનતા.

(૪) ખોટા હીસાબ અને ઓછી ઉઘરાણી.

## વિષ વિનાનો સર્પ.

એક જંગલમાં એક સર્પ રહેતો હતો. તેના પાસેથી એક વખતે એક જૈન ધર્મના સાધુ નિકળ્યા. તેને દેખીને તે સર્પ ફુંફાડો મારવા લાગ્યો. તે વખતે આ સાધુ બોલ્યા કે હું અહિંસા વાદી સાધુ છું માટે તું મને કરડીશ તોપણ હું તને મારીશ નહિ. ત્યારે સર્પ બોલ્યો કે હે ગુરૂવર્ય ! મારા મોઢામાં હવે દાંત નથી ને તેને લીધે આજ પાંચ વર્ષથી મેં મનુષ્ય જાતને તથા બીજા પ્રાણીને કરડવાનું મુકી દીધું છે પણ મને હરકત ન થાય તથા બીજા, કોઇ દુઃખ ન આપે તે માટે અમથો ફુંફાડો રાખું છું. આ સંવાદ જંગલમાં રહેનારા કોળી લોકો સાંભળી ગયા ને તેથી તેના મનમાં સર્પ કરડવાની જે ધાસ્તી હતી તે નિકળી ગઇ. તે પછી તેઓએ આવી સર્પનું રહેઠાણ શંકા વિના ખોદી નાંખ્યું ને બીચારા સર્પને પણ

મારી નાંખ્યો. કેટલીક વખતે પોતાનો ખરો ભેદ પોતાના અરી પાસે સત્ય કહેવાથી અનાયાસે દુઃખ ઉત્પન્ન થાય છે, તે આ સર્પના સાધારણ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે.



## પુલછાબ આડત્રીશમી.

### નિંદ્રા કોને આવતી નથી.

બળ વિનાનો, ધનાદિક સાધન રહિત, બળવાન સાથે વૈરવાળો જેનું સર્વસ્વ હરાઇ ગયું છે એવો કામી ચોર એટલાને નિંદ્રા આવતી નથી.

### સદ્‌ગુરૂ સ્વામી મુક્તાનંદજીની સાધુતા.

સદ્‌ગુરૂ સ્વામી મુક્તાનંદજીને ક્ષયનો વ્યાધી હતો તેથી વૃદ્ધાવસ્થામાં તે માત્ર ખીચડી જ જમતા. તેમની સેવામાં એક સાધુ રહેતા હતા. તે સ્વામિને સ્નાનાદિક ક્રિયા કરાવી ખીચડી કરી આપવી વિગેરે ક્રીયા કરતા. પરન્તુ તે સેવક નવા હતા. તેનો સ્વભાવ કંઇ બેદરકાર જેવો હતો. સ્વામીની સેવામાં તે જોઇતી કાળજી અને માવજત રાખી શકતા નહોતા. સ્વામીને એથી હરવડી અડચણ સહન કરવી પડતી. જો કે સ્વામીમાં સર્વ પરમહંસો તથા હરિજનોને પરમ ગુરૂભાવ હતો અને સ્વામીની આજ્ઞા કોઈ પણ પળે સર્વ ઝીલવા તૈયાર રહેતા, છતાં કોઈ પણ સમયે પોતાના સેવક તરફ સ્વામી અણગમો કે અરૂચી દર્શાવતાં નહિ, તો પછી ઠપકો તો આપે જ કેમ? પરન્તુ પેલા સાધુની પ્રકૃતિ તો પ્રતિદિન વિશેષ બેદરકાર બનતી ગઇ. સ્વામીનો સ્વભાવ અત્યંત દયાળુ હતો; તેઓ નિરંતર એમ ધારતા કે આ સત્સંગમાં આવે તેનાં મોટાં ભાગ્ય છે,

માટે સત્સંગમાં ગમે તેવી પ્રકૃતિ દોષવાળો પડયો રહેશે તો પણ તેનું શ્રેય થશે માટે આવેલો માણસ કોઈ રીતે સત્સંગ બહાર નિકળી ન જાય તો સારૂં. આવા વિચારથી તેઓ ત્યાગી અને હરિજન માત્ર ઉપર અમૃત સમાન પ્રેમદૃષ્ટિ રાખતા, અને તેના પ્રકૃતિના દોષ સામે નહિ જોતાં તેને સુધારવાના બની શકે તેટલા હિતકર ઉપાયો લેતા.

પોતાના આ સેવકની પ્રકૃતિ જોઇને સ્વામીને બહુ જ દયા આવી અને વિચાર્યું કે આ સાધુ નિરક્ષર છે માટે જો કંઇ ભણે તો તેની બુદ્ધિમાં કંઇક સમજણ આવે અને તે સમજીને પોતાની પ્રકૃતિ સુધારે તેથી તેનું શ્રેય થાય. આમ ધારીને સ્વામીએ નિત્યાનંદ સ્વામીને ભલામણ કરી કે તમે આ સાધુને કંઇક ભણાવો. નિત્યાનંદ સ્વામીએ એ ભલામણને આદરપૂર્વક આજ્ઞારૂપે માની લઈ એ સાધુને ભણવા માટે પોતાની પાસે આવવાનું કહી દીધું.

હવેથી દરરોજ એ સાધુનો અભ્યાસ બીજા વિદ્યાર્થીઓની સાથે શરૂ થયો. પરન્તુ એથી તો એ સાધુનું ચિત્ત અભ્યાસમાં લાગતાં, સ્વામીની સેવામાં તેણે ખૂબ ઉતાવળ અને જેમ તેમ વેઠ કરવા માંડી એટલું જ નહિ પણ સ્વામી માટે ખીચડી જોયા તપાસ્યા વગર ઓરીને ચાલ્યા જાય; તે જેવી ચડે તેવી અશક્ત છતાં હાથે લઇને સ્વામી જમી લે. પરંતુ જમતાં જમતાં ખીચડીમાં એટલી કાંકરી આવી કે તે ખાઇ શકાય જ નહિ. સ્વામી જરા તરા ખાઇને ઉઠી જાય. આમ દરરોજ થવા માંડયું, પણ સ્વામીના ચહેરા ઉપર અસંતોષનું ચિન્હ સરખું કોઇના દેખવામાં આવે નહિ ! ઉલટા તે તો સેવા કરનાર સાધુનું હિત ચિંતવ્યા કરે. એટલામાં એક દિવસ સ્વામી હાથે ખીચડી લઇને જમવા બેસતા હતા તેવામાં નિત્યાનંદ સ્વામી દર્શન કરવા આવ્યા, અને પ્રણામ કર્યા પછી પૂછ્યું કે સ્વામી ! હાથે ખીચડી કરો છો કે શું ? સ્વામી કહેતા, સાધુ ત્યાં ભણવા આવે છે તે તૈયાર કરી મુકી જાય છે અને હું જમી લઉં છું. સ્વામી કહે પણ તમે

ચડાવેલી એ તો તમારી પ્રસાદીની થઇ, માટે મને તેમાંથી થોડી આપો, તમે મને હમણાં પ્રસાદી આપી નથી.

તમારે માટે નથી. કોઈ વખતે વાત. નિત્યાનંદ સ્વામી કહે ના, મારે તો તમારી પ્રસાદીની ખીચડી જોઇએ, એમ કહી સ્વામી ના કહેતા રહ્યા તોપણ તપેલીમાંથી હાથે ખીચડી લીધી; પણ જમવા માંડ્યા તો એક ગ્રાસ પણ ખાઇ શક્યા નહિ એટલામાં કાંકરી આવતાં તુર્ત તે બોલી ઉઠ્યા, કે સ્વામી! આ શું? આટલી કાંકરી! તમે આટલા માટે જ મને પ્રસાદી આપતા નહોતા એમ જણાય છે; એમ કહી આવી ખીચડી થવાનું કારણ પુછવા લાગ્યા. પણ સ્વામી તો સેવકનો દોષ બતાવે જ નહિ! નિત્યાનંદ સ્વામી તુર્ત પોતાના મનમાં સમજી ગયા કે આ સઘળા દોષ સેવકના છે ને સેવક સ્વામીની માવજત મહિમા સમજી બરોબર રાખતો નથી. પછી બીજે દીવસે આવીને નિત્યાનંદ સ્વામીએ ફરી ખીચડી ખાઈ જોઈ; તો એની એ જ સ્થિતિ! હવે તેમણે અકળાઈને સ્વામીને કહ્યું, કે સ્વામી, તમે દરરોજ ભૂખ્યા રહો છો અને તેમાં સેવકનીજ ખામી મને જણાય છે. સ્વામી કહે, એમને અભ્યાસ માટે કાંઇ ઉતાવળ કરવી પડે તેથી એમ થઇ જતું હોય, પણ એનો દોષ નથી, નિત્યાનંદ સ્વામીએ જાણ્યું કે સ્વામી તો બહુ દયાળુ છે, પણ એ સાધુને આ ઇશ્વર જેવા સંતનો મહિમા નથી તેથી તેમને બહુ દુઃખી કરે છે. એવો અડબંગ માણસ સ્વામીની સેવામાં ન જોઇએ એમ ધારી સેવકને રજા આપી. સ્વામીના અક્ષર નિવાસ પછી તે સેવકના આખા શરીરે કોઢ નિસર્યો. તે નિત્યાનંદ સ્વામીની દયાથી નિવૃત્ત થયો હતો.

## મન ભાગ્યું સંધાતું નથી.

### દોહરો.

શીશો ભાંગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;<br>
મોતી ભાંગ્યું વિધતા, તેનો નહિ સાંધો નહિ રેણ.

## પતિવ્રતા સ્ત્રીની ટેક.

ધૃતરાષ્ટ અંધ હતા અને તેમની સ્ત્રી ગાંધારી મહાસતી હતી તેમણે મનમાં વિચાર કર્યો કે મહારા પતિ અંધ છે અને આંખે હું દેખતી છું એ ઠીક નહિ માટે મારે પતિની આજ્ઞા પાળવા માટે આખી જીંદગી મહારી આંખે પાટા બાંધવા જોઈએ એમ ધારી પોતાની આંખે જ્યાંસુધી પોતે જીવ્યાં ત્યાં સુધી પોતાની આંખે પાટા બાંધી છતી આંખે અંધ રહ્યાં હતાં.

## પંડિત કાલિદાસની પૂર્વ સ્થિતિનું અવલોકન.

ભોજ રાજાની દિકરી વિદ્યોત્તમાનો એવો નિશ્ચય હતો કે મને જે શાસ્ત્રાર્થમાં જીતે તેના સાથે મારે લગ્ન કરવાં પણ પોતાના મનની ધારણા પ્રમાણે તેમને કોઈ એવો પતિ મળી શકયો નહિ. છેવટે તેમના પિતા ભોજ રાજાએ એવા પતિની શોધ કરવા માટે પોતાના સચિવોને દેશાવર મોકલ્યા હતા. એક વખત જંગલમાં તે સચિવો જતા હતા તેવામાં એક ઝાડની ડાળ ઉપર એક મૂર્ખ બેસી થડ કાપી રહ્યો હતો તે તેમના જોવામાં આવ્યો. તેને કંટાળીને રાજ્ય દરબારમાં લાવી સભામાં હાજર કર્યો ને વિદ્યોત્તમાએ પરિક્ષા કરવા માટે તેના સામી એક આંગળી ઉભી કરી એટલે પેલા જંગલીએ બે આંગળી દેખાડી તે એવા કારણથી કે તું મારી એક આંખ ફોડી નાંખીશ તો હું તારી બે આંખ ફોડ નાંખીશ. પણ સારાં નસીબે પંડીતોએ તેનો સવળો અર્થ કર્યો. કુંવરીએ એક આંગળી બતાવી એવું પુછ્યું હતું કે પરમેશ્વર એક છે ત્યારે પેલા જંગલીએ બે આંગળી બતાવી તેનો અર્થ પંડિતોએ એવો કરી બતાવ્યો કે ઇશ્વર ને માયા બે છે. પછી કુંવરીએ પાંચ આંગળાં બતાવ્યાં તે એવી મતલબથી કે તમે પાંચ ઇંદ્રિયો વશ કરી છે કે નહિ? ત્યારે પેલો જંગલી મનમાં એમ સમજ્યો કે મને તમાચો મારવાને માટે પોતાનો પંજો દેખાડે છે તેથી તેણે મુઠી દેખાડી; તેનો અર્થ પંડિતોએ એવો કરી બતાવ્યો કે પાંચ ઇંદ્રિયો વશ કરી છે એમ મુઠી-

વાળી બતાવે છે. આ પરીક્ષામાં પ્રભુકૃપાથી તે જંગલી પાસ થતાં તેની સાથે કુંવરીના લગ્ન કર્યાં પણ જ્યારે રાજ્ય મહેલમાં વાત ચિતનો પ્રસંગ આવ્યો ને કુંવરી સંસ્કૃત શ્લોકો બોલવા માંડી ને આ જંગલી કાંઇપણ સમજી શકયો નહિ તેથી કુંવરીએ વિચાર કર્યો કે મારા નસીબમાં હતું તે થયું પણ હવે હિંમત નહિ હારતાં તેને સંસ્કૃત ભાષા શિખવી ઘણો જ વિદ્વાન કર્યો, તે આપણા મહાન કવિ કાલિદાસ હતા કે જે અત્યારે આખા ભરતખંડમાં સાક્ષર શિરોમણી મહાન કવિ ગણાયા છે. ધન્ય છે તેવી પતિવ્રતા સ્ત્રીઓને કે જેણે પોતાની અક્કલ હુશિયારીથી આવાં મહાન કાર્યો કરી આપણા ભારત વર્ષને દીપાવ્યો છે.

## લીલાવતી.

આપણા દેશમાં કન્યાકેળવણીનો અભાવ હોવાથી ઘણી ખરી સ્ત્રીઓને સો સુધી ગણતાં પણ આવડતું નથી એ કેટલી બધી શોચનીય વાત છે? પૂર્વે આપણા દેશમાં જે જે મહાન સતીઓ થઈ ગઇ તેમની કેળવણી બહુ જ ઉંચા પ્રકારની હતી. જુઓને લીલાવતીએ ગણિત વિદ્યાનું પુસ્તક લખેલું છે તે અત્યારે એટલું બધું લોકોમાં પ્રિય થઇ પડયું છે કે ગણિતશાસ્ત્રનો સઘળો આધાર તેમના ઉપર રહેલો છે. આપણા ભારતવર્ષમાં આવી ભણેલી સ્ત્રીઓ હતી અને તેથી જ ભારતવર્ષની મહાન કીર્તિ વિદેશમાં છવાઇ રહી હતી. અત્યારે જેમ જેમ કેળવણીનો પ્રચાર ઓછો થતો જાય છે તેમ તેમ આપણી અધોગતી થતી જાય છે એ નિર્વિવાદ છે.

## પરોપકારી બાનુ.

રોડા નામની એક અંગ્રેજ બાનુ કે જેણે પોતાની અમૂલ્ય જીંદગી જોખમમાં નાંખી અન્યને સુખી કર્યા છે. એક વખતે તે સ્ટીમરમાં મુસાફરી કરતી હતી તેવામાં સ્ટીમરમાં ગાબડું પડતાં લાઇફ બોટોમાં બેસાડી પેસેંજરોને કીનારે લઈ જવામાં આવતા હતા, તે વખતે આ ભલી ને પરગજુ બાઇએ પોતાના જીવની દરકાર નહિ કરતાં બીજા

મુસાફરોને અનહદ મદદ કરી હતી. કેપ્ટને તેને લાઈફ બોટમાં ઉતરવાનું કહેતાં તે બોલી કે "સાહેબ! હું આ દુનિયામાં રહું યા પેલી દુનિયામાં રહું એ બધું મારે માટે એક જ સરખું છે." આ બાઈ ખરેખર દયાની દેવી હતી. જ્યારે તે મુસાફરી કરતી હતી તે વખતે હજારો રૂપિયાનું ઝવેરાત તેની સાથે હતું પણ પોતે પૈસાનો તેમજ પોતાના દેહનો લેશમાત્ર વિચાર નહિ કરતાં બીજાને સુખી કરવા માટે તે ભલી બાઇએ ભરદરીએ પોતાનો દેહ પરોપકાર માટે વરૂણ દેવને અર્પણ કર્યો. ધન્ય છે એવી પરોપકારી બાનુઓને!

## કાર્યની કીંમત.

"સુખ તેને છે કે જેનાથી બીજાઓને સુખ મળે છે. પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર ઇશ્વર એવા માણસને કૌવત તથા શક્તિ બક્ષે છે!"

કાર્ય વિચારનું એક બીજું રૂપ છે. જેમ દરેક શબ્દ વિચારના પરિણામે બોલાય છે તે જ માફક હરેક કાર્ય પણ વિચારશક્તિને લીધે જ થઇ શકે છે. વિચારશક્તિનું જાહેર થવું તે ક્રિયાને કાર્ય કહે છે. શાંતિથી જો આપ આપની જીંદગીના કાર્યો બારીક નજરથી તપાસશો તો આપને જણાશે કે આપનું એક પણ કાર્ય વિચાર વિના તમોએ કદીબી કર્યું જ નથી. મનુષ્ય જીંદગી મુખ્ય ત્રણ બાબતમાં વહેંચાઇ ગઇ છે. બચપણ, જુવાની અને બુઝર્ગી. તે જ પ્રમાણે વિચાર પણ ત્રણ બાબતમાં વહેંચાઇ ગયો છે. વિચારની પહેલી બાબત કંઇ પણ શુભ ખ્યાલ. બીજી બાબત તે મુખથી નીકળતો શબ્દ. ત્રીજી બાબત તે કર્તવ્ય. કાર્ય ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. દરેક કામનો આધાર મગજશક્તિ ઉપર જ રહે છે. વિચાર તો આપણે સર્વ કોઇ કરીએ છીએ, પરંતુ ભલાં કામ કંઇ આપણ સર્વ આરંભતાં નથી એનું કારણ સહેલું છે.

કાર્ય વિચારથી જ ઉપજે છે. કાર્ય વિચાર ઉપર જ આધાર રાખે છે. મી. એ. જી. ગારડીનર કહે છે તેમ આપણામાંના ઘણાક

"થર્ડ કલાસ" વિચાર કરનારા છીએ. આપણે જુદું મગજ ધરાવતાં છતાંએ બીજાઓનાં જ મત અને વિચાર ઉપર જીવીએ છીએ. આ જ કારણથી કરીને જોકે વિચાર તો આપણ સર્વ કોઇ કરીએ છીએ, પરંતુ ભલાં કામ કંઇ આપણે સર્વ આરંભતા નથી.

Sow an act, and you shall reap a habit,
Sow a habit, and you shall reap
a character,
Sow a character, and you shall reap
a destiny.

BOARDMAN.



## પુલછાબ ઓગણચાળીશમી.

### ચાર દિવસનો ચટકી.

ન બાપ આયગા, ન ભાઇ આયગા ન દૌલત આયગી સાથ;
ચાર દિનકી ચાંદની, અવર પીછું અંધારી રાત.

### બળવંત વિચારો.

હર ઘડીએ અને હર પળે તમારા મગજમાંથી વિચાર વિજળી વેગે પસાર થઇ જાય છે પરંતુ તમોએ કદીપણ તેને ઓળખવાની કોશિશ કરી છે? ના, જો ન કરી હોય તો આજે હવે કોશીશ કરી લો. જો મનુષ્ય જાત પહેલેથી જ વિચારને તેનાં ખરાં રૂપમાં ઓળખતે તો આજે આપણી મનુષ્યોની સ્થિતિ કંઈક ઓર જ થાત. એર વિચાર આપણી જીવનશક્તિ છે. આપણી જીંદગી ટકાવી રાખનાર એક બળવંત હથીયાર છે. જેણે વિચારને ઓળખ્યો તેણે પોતાને અને પોતાના પેદા કરનારને પીછાણ્યો અને જેણે પોતાને

અને પોતાના પેદા કરનારને પીછાણ્યો તેણે જીવનનો ફેરો વસુલ કર્યો. વિચાર એક પ્રબળ શક્તિ છે. જેમ કાળાં ઘેરાએલાં વાદળાંઓમાં વિજળી એક સેકન્ડ પ્રકાશ ફેલાવી ગેબ થઇ જાય છે, તેટલી જ ઝડપે વિજળી વેગે વિચાર મનુષ્ય મગજમાંથી હરઘડીએ અને હર પળે પસાર થઇ જાય છે. મનુષ્ય વિચાર તે જ આપણાં સુખ યા દુઃખના બીયાં છે. આપણા ગઈ કાલના વિચારોએ આપણને આજનાં મનુષ્યો બનાવ્યાં છે અને આપણાં આજનાં વિચારો આપણને આવતી કાલનાં મનુષ્યો બનાવશે.

સ્કોટલેન્ડના એક કવિના સંબંધમાં કહેવાય છે કે જ્યારે તેની માતા તેના જન્મ વખતે નાજુક હાલતમાં હતી ત્યારે તેણી હરહમેશાં ગીતો ગાઇને પોતાના જીવને આનંદી કરતી અને તેણી એવું ઇચ્છતી કે તેણીનું ફરઝંદ પણ એક કવિ જ જન્મે. વિદ્વાનો કહી ગયા છે તે ખરૂં જ છે કે સાફ નિષ્ટાથી પ્રભુ પાસ કરેલી માંગણી સફળ થયા વિના રહેતી નથી. આ સિદ્ધાંત અનુસાર ઇશ્વર કૃપાથી તેણીને એક બેરો જન્મ્યો અને તે અતે સ્કોટલેન્ડનો એક અચ્છો કવિ થઈ ગયો. ઇતિહાસ અને સાહિત્યપર નજર કરતાં આપણને એમ જણાવ છે કે નેપોલીયનને આવો મહાન લડાયક યોદ્ધો બનાવનાર પણ તેની માતુશ્રીના જ બળવંત વિચારો હતા. બે ઘડી ખ્યાલ કરો કે વિચારે આ દુનિયામાં શું શું કર્યું છે અને શું નથી કર્યું. આ પૃથ્વીની સપાટી ઉપર ચારે બાજુ નજર કરી જોશો તો આપણને જણાશે કે આ દુનિયામાં જે કંઇક છે અને હવે પછી જે કંઇક થશે તે વિચારશક્તિની ઉંચ ખીલવણીને લીધે જ. ભલા વિચારો કર્યા જશો તો ભલી ભલાઈની ખુશનુદી પામશો, જો ભુંડા વિચારોને તમો ઉપર ગલબો કરવા દેશો તો જરૂર જ તમો તમારા હાથે જ જીંદગી ગુમાવી દેશો.

"Evil reward for evil, and good for good."
The wound, a fœman's trenchant steel

Inflicts, in time and again will heal;
The tree, a woodman's axe o'er throws,
Soon sprouts again, and freshly grows,
But nevermore those wounds are closed
Which harsh and cutting words have
caused.

THE MAHABHARAT.

વચન યાને કે મનુષ્ય મુખથી બોલાએલો બોલ એ કંઇજ નથી પણ તે આપણા વિચારનું પ્રગટ થવું છે. વિચારને જાહેરાત આપવી તે ક્રીયા શબ્દ કહેવાય છે. શબ્દ યા બોલનો મુખ્ય આધાર આપણા પોતાનાજ વિચાર ઉપર રહે છે. વિદ્વાનોનું કહેવું એવું છે કે કોઇપણ શબ્દ એક સિદ્ધાંત તરીકે પોતાનીજ મેળે વિચાર શક્તિની મદદ વિના બોલી શકાતો નથી. આપણા મગજની સપાટી એક ફળદ્રુપ જમીન છે. આપણો વિચાર એ ફળદ્રુપ જમીનપર ઉગતા છોડવા અને ઝાંડા છે, આપણા શબ્દો તે તેજ ઝાડપર ઉગેલાં ફળ અને ફુલો છે.

જો આપ સારાજ શબ્દો ઉચરવાની ખાહેશ ધરાવતા હો તો કોઇબી ગલીચ વિચારને તમારી આજુબાજુ ભમવા દેતા ના, કારણ જો તેમ થયું તો તે જીવલેણ કીડો તમારૂ મગજ કોતરી ખાશે અને તેને પરિણામે તમારી મગજની નબળી હાલતમાં તમો ન છાજતું અને અણઘટતું પણ ચુકથી બોલી દેશો. શબ્દ એક કમાનમાંથી છુટેલા તીર જેવો છે. જે પ્રમણે નેમથી મારેલું તીર બરોબર તાકેલી જ જગ્યા પર પોતીકું કાર્ય કરે છે તેજ મીસાલ એક બોલાયેલો બોલ પણ સામા ધણીનું હૈયું આરપાર ચીરી નાંખે છે, વાસ્તે બંધુઓ ! આપ જ્યારે પણ કાંઇક શબ્દ બોલો ત્યારે સામા ધણીની લાગણીનો ખ્યાલ કરજો. જો તમો કોઇને તમાચો મારશો તો તેનો ગાલ થોડાક ઝમઝમ થઇ રહી જશે, અને જેવો તેનો ઝમઝમાટ પુરો થયો કે તે

પણ તમને માફ કરશે. પરંતુ શબ્દની અસર કદી પણ ભુસાતી નથી. માટે જે વચન બોલવાં તે વિચારીને બોલવાં કવિશ્વર દલપતરામે કહ્યું છે કે "કુવાક્યનો ઘા કદી ન રૂઝે" માટે બની શકે ત્યાંસુધી સારા શબ્દો જ બોલવા. કદી પણ અન્યનું મન દુખાય તેવા કઠોર શબ્દ બોલવા નહિ.

### સૌને સુખાકારી (વિદુર નીતિ.)

(૧) નિરોગીપણુ, (૨) કરજરહિત હોવું. (૩) પરદેશ સેવવો ન પડે. (૪) સત્પુરુષનો સમાગમ. (૫) સ્વાધીન આજીવિકા. (૬) નિર્ભય નિવાસ. એ છ વાનાં સૌને સુખકારી છે.

### નિત્ય દુઃખી કોણ છે.

ઈર્ષ્યાવાળો. અસંતોષી, ક્રોધી, શંકાશીલ ને પારકા ભાગ્ય ઉપર જીવનાર એ છ જણ નિત્ય દુઃખી છે.

### મહાન એડીસનનો સિદ્ધાંત.

એડીસને કહ્યું છે કે નવાણું ટકા પરસેવો ને એક ટકો પ્રેરણા એ બરોબર છે. કારણકે આજે દુનિયા અબજો જીવોના અને લાખો વર્ષના અનુભવોની વારસ છે.

### હૃદયના દાન.

હૃદયના દાન દીધેલાં, ફરી લેવાય ના પાછાં;
છૂટચાં જે તીર હાથેથી, કદી લેયાય ના પાછાં.

### મર્દ મનુષ્ય કોને કહેવો ?

બનીને મર્દ જે પુરો, ધસીને સન્મુખે શૂરો;
કંઇના નામના કીધી, પ્રદેશે કીર્તિ ના લીધી.
નહિ ક્યાંયે તું વખણાયો, જીવ્યું ધિક્કાર તેનું છે;
બને તો સહાય આપીને, પરાયાં કષ્ટ કાપીને.
કરી ના અન્યની સેવા, જીવ્યું ધિક્કાર તેનું છે.

### હમેશાં મનન કરવા લાયક વચનો.

(૧) ભગવાનને ભૂલીને કોઇપણ ક્રિયા કરતો નહિ. કદાચિત્ ભૂલી જવાય તો ફરીથી ભગવાનને ભૂલીને કોઇ ક્રિયા ન થાય તેવો ખટકો રાખજે.

(૨) ભગવાનને દેહરૂપ થઈને ધારતો નહિ, નિરંતર આત્મા (અક્ષરરૂપ) થઈને જ ભગવાનને સંભારજે. અક્ષર કેવું છે તેનો પૂર્ણ વિચાર કરી તે સ્વરૂપે રહીને જ ભગવાનના સુખનો વિચાર કરીને ભગવાનને અત્યંત હેત તથા માહાત્મ્યે સહિત સંભાળજે.

(૩) નિરાંતના વખતમાં ભગવાનના સુખ તથા મહિમાનો વિચાર કર્યા કરજે તેણે કરીને ભગવાનની મૂર્ત્તિ વગર દાખડે સાંભરશે અને હેત થાશે.

(૪) દેહને તારૂં રૂપ ક્ષણવાર પણ માનતો નહિ; તો સહેજે દેહ તથા દેહ સંબંધી પદાર્થોનો મોહ દુર થશે.

(૫) ગમે તેવી ઉત્તમ સ્થિતિ થાય તોપણ મનનો વિશ્વાસ ભુલે પણ કરતો નહિ. તેવા સમયે સૌભરી ચ્યવન આદિકનાં દૃષ્ટાંતો વિચારજે.

(૬) જો શ્રેયને ઇચ્છતો હોય તો ભૂલેચૂકે પણ કુસંગનો સંગ કરતો નહિ.

(૭) સંકલ્પથી બ્હીતો નહિ કેમકે તે તો મનના છે એટલે તે તારા પોતાના નથી. તારૂં સ્વરૂપ તો શુદ્ધ અક્ષર છે (જે ચૈતન્ય છે, દીવ્ય છે, મહા તેજોમય છે, સુખરૂપ છે, અવિનાશી છે) માટે કોઇ પણ સંકલ્પ થાય તેને ઉપરનો વિચાર રાખી ખોટા કરી શુદ્ધ અક્ષરરૂપ રહી ભગવાનને સંભારવાનો અભ્યાસ કર્યા કરજે.

(૮) ભગવાનની મૂર્ત્તિ અખંડ દેખાય એવી સ્થિતિ પ્રાપ્ત થાય તોપણ એકાંતિકના સમાગમનો આગ્રહ રાખજે અને જોગ આવે ત્યારે તે સમાગમ કરજે.

(૯) કોઇનો પણ મન, કર્મ અને વચને કરીને પણ દ્રોહ કરતો નહિ.

(૧૦) હમેશાં દરેકમાં ગુણગ્રાહક થજે, કોઇના અવગુણ તરફ દૃષ્ટિ કરતો નહિ અને વિવેચન પણ કરતો નહિ.

(૧૧) ભગવાનને સંભારતાં તે વિષેનું જરા પણ માન ઉત્પન્ન થવા દેતો નહિ કેમકે માન જરા આવે તો તે ઉત્તમમાં ઉત્તમ સ્થિતિ

એથી કનિષ્ટમાં કનિષ્ટ સ્થિતિએ પાડે છે અને સઘળો દાખડો વ્યર્થ જાય છે.

### કોઇનું દુઃખ જોઇને દ્રવિત થાય એજ દેવ.

દુઃખ કિસીકા દેખકર, દ્રવિત જાહિ હો જાય;
તાકોં માની દેવ સમ, પુજો વાકા પાય.
પુજો વાકા પાય, સજીવ દેવ યહ સચ્ચા;
અવર સર્વ નિર્જીવ. ક્રિયામેં કેવલ કચ્ચા.
વસુધામેં સુત શ્યામ, પરમ હય કામ ઇસીકા;
દ્રવિત હૃદય હો જાય, દેખકર દુઃખ કિસીકા.

### પ્રોત્સાહન.

જીવન કલહમાં સૌથી વધુ જરૂરની વસ્તુ પ્રત્યક્ષ સહાય નથી પરન્તુ પ્રોત્સાહન છે. એક બળતા ઘરની ઉંચી બારીએ એક બાળક જોવામાં આવ્યું હતું. વીર બંબાવાળાએ તેને બચાવવા માટે એક નીસરણી ગોઠવી તેનાપર તે ચઢયો. તે લગભગ બારીએ પહોંચ્યો ત્યારે એટલી બધી ગરમી લાગી કે તેને ચકરી આવવાથી પાછું ફરવાનું મન થયું એટલામાં નીચે ઉભા રહેલા ટોળામાંથી એક જણે તેને પ્રોત્સાહન આપવા બૂમ પાડવા સૂચના કરી. તુરત જ મોટો પ્રોત્સાહક અવાજ સંભળાયો અને એ પળમાં ભયમાં આવી પડેલા બાળકને ભયંકર મૃત્યુના પંજામાંથી પોતાના હાથમાં બચાવી લીધું. ઘણાં મનુષ્યો મહાન પ્રયાસમાં મુંઝાઇ જઇ નિષ્ફળ થયા છે તેમને જો એકજ પ્રોત્સાહક શબ્દ કહેવામાં આવ્યો હોત તો તેમને મુશ્કેલી વટાવવાની શક્તિ મળી હોત.

### મૃત્યુ તે ઉચ્ચતર જીવનની શરૂઆત છે.

આપણે દરરોજ મરતા જઇએ છીએ અને જેને આપણે આયુષ્ય કહીએ છીએ તે વાસ્તવિક રીતે મૃત્યુ જ છે. આવા વિચારથી આપણી જીંદગી નિસ્તેજ નહિ પરંતુ વધારે સતેજ બનવી જોઇએ. જેને આપણે સર્વસ્વમાની બેઠા છીએ તે બધી બાબતો કેટલી નજીવી અને છેવટે જ્યાંની ત્યાં રહેવાવાળી છે તેના વિચાર આવવા જોઇએ.




**હું કાગળ વાંચીને રડતો નથી, પણ મારાં કમભાગ્યને રડું છું.**

એક અભણ જમાઇજી એકવાર પોતાના સાસરે ગયા હતા ત્યાં તેઓને પોતાના અભણપણાનો પસ્તાવો થયો હતો. બનાવ એવો બન્યો કે તેનો સાસરો તથા સાળો બંને કાંઇ ધંધા અર્થે પરદેશ ગએલા હતા તેને ઘણો સમય થઇ ગયો હતો પણ કાંઇ સમાચાર આવ્યા નહોતા તેથી ઘરમાં સૌ ઉદાસ થઇ બેઠાં હતાં. એવામાં પોષ્ટમેને આવી કાગળ આપ્યો એટલે તે કાગળ તેમની સાસુએ સત્વર જમાઇજીને વાંચવા આપ્યો. જમાઇજી તો કેવળ અભણ હતા તેથી ઉંચોનિચો કાગળ કરી રડવા લાગ્યા એટલે ઘરમાં પણ સૌને ધ્રાસ્કો પડ્યો કે રખેને માઠા સમાચાર હશે એટલે સૌએ રોવા માંડ્યું એટલામાં પાડોશીઆડોશી પણ ભેગાં થઇ ગયાં ને તે પણ બિચારા આ રડતા માણસોને જોઇ રોવા લાગ્યા. એટલામાં એક પાસેનો પાડોસી આવી પેલા જમાઇના હાથમાંથી કાગળ લઇ વાંચવા માંડ્યો તો તેમાં કુશળ સમાચાર દેખાયા એટલે સૌને કહેવા લાગ્યો કે આ કાગળમાં તો કુશળ સમાચાર લખ્યા છે ને એક અઠવાડીયામાં પાછા દેશમાં આવવાનું લખે છે. આ સાંભળી સર્વે રોતાં બંધ થયાને જમાઇને પુછવા લાગ્યા કે આ શું? ત્યારે તેણે કહ્યું કે, હું કાગળ વાંચીને રોતો નથી પણ મારાં કમભાગ્યને માટે રોઉં છું." આ હકીકત સાંભળી સર્વે જમાઈ અભણ ને મૂર્ખ છે એમ કહેવા લાગ્યાં. કેટલીક વખતે એવું અભણપણું મનુષ્યને આ દુનિયામાં બહુજ ફજેત કરે છે.

**કંજુસ પુરૂષનું ગોદાન.**

એક ગામમાં એક શ્રીમાન પુરૂષ રહેતો હતો તે બહુ કંજુસ હતો. કોઇ દિવસ તે દાનધર્મ કરતો નહિ. તેની સ્ત્રી ઘણા પ્રકારે

તેને સમજાવે પણ તે કંજુસ પુરૂષ કાંઈ પણ મન ઉપર લે નહિ એક દિવસ તેની સ્ત્રી અચાનક માંદી પડી અને દિવસે દિવસે તેનો મંદવાડ વધતો ચાલ્યો, છેવટે મરવાની અણીપર આવી ત્યારે આ કંજુસે મનમાં વિચાર કર્યો કે આપણા ઘેર એક દુબળી ગાય છે તે કાંઇ ઉપયોગની નથી ને નકામું ખર્ચ લાગે છે માટે તેનું દાન કરૂં તો ટાઢે પાણીએ ખસ જાય. તે ગાય પણ મરવાની તૈયારીમાં હતી, એટલે તે કંજુસે કોઇ બ્રાહ્મણ આવે તો ગૌદાન આપવાનું નક્કી કર્યું. આ સાંભળી તેની સ્ત્રી પણ મનમાં રાજી થઇ કે દાન કરવામાં હવે મારા પતિની પ્રીતિ થએલી છે. એટલામાં એક બ્રાહ્મણ ત્રાંબાનો વાટકો લઇ ભિક્ષા લેવાને માટે આવ્યો. તેને આ ગાય દાનમાં અપી. બ્રાહ્મણ ભાઇ તો ખુશી થતા થતા પોતાને ઘેર ગાયને લઈ જવા લાગ્યો. વીશેક કદમ ચાલ્યો ત્યાં ગાય તો મરણને શરણ થઇ. એટલે તે ગામના રીવાજ પ્રમાણે કોટવાળ તેની પાસે કર માગવા લાગ્યો. બ્રાહ્મણ કહે એ ગાય તો મારી નથી પણ કપુરચંદ શેઠની છે માટે ઉપાડવાનો કર તેના પાસેથી લીઓ. કોટવાળ શેઠ પાસે જઇ પૈસા માગવા લાગ્યો એટલે શેઠે કહ્યું મેં તો બ્રાહ્મણને દાન આપી દીધું એટલે હવે મારી ગાય કહેવાય નહિ. એટલામાં બ્રાહ્મણ પણ ત્યાં આવી ચડ્યો ને શેઠને કરગરી કહેવા લાગ્યો કે મારા પાસે એક પાઇ પણ નથી એટલે શું આપું? ત્યારે શેઠે કહ્યું હે વિપ્ર! તારો ભીખ માંગવાનો ત્રાંબાંનો વાટકો છે તે આપી દે એટલે તને કાંઈ દરબાર હરકત કરશે નહિ. વિપ્રે પોતાનો ત્રાંબાનો વાટકો કોટવાળને આપી, આવી પડેલી વિપત્તિમાંથી મુક્ત થયો. શેઠ મનમા રાજી થવા લાગ્યો કે દુબળી ગાય ઘરમાંથી ગઇ, સ્ત્રી રાજી થઇ, ને બ્રાહ્મણનો વાટકો વેચાવ્યો. આ ત્રણ કારણોથી શેઠ મનમાં રાજી થવા લાગ્યો.

## ખરી કમાણી.

આ જગતમાં જન્મ ધરીને ભગવાન ભજી આપણા જીવનું સાર્થક કરી લેવું એ જ ખરી કમાણી છે. તે વિના લાખો રૂપિઆ

ભેગા કર્યા, લાજ, આબરૂ, કીર્તિ વધારી અને બહુ હુશિયાર કેવાણા તોપણ કંઇ કર્યું નથી, ને કહ્યું છે જે "ચતુરાઇ ચુલે પડી, ભાળ પડ્યો આચાર; તુલસી હરિકી ભક્તિ વિના, ચારે વર્ણ ચમાર." માટે આપણાં અનેક જન્મોના સુકૃત્યો થયાં છે; ત્યારે આવો મનુષ્ય દેહ મળ્યો છે તેમાં સાચું સગપણ ઓળખી પ્રભુની ભક્તિ કરી લેવી. આ સંસારમાં પ્રભુ વિના અન્યનું સગપણ ચાર દહાડાનું થુંકના સાંધા જેવું છે. આ જીવમાં ત્રણ ગુણનું કાર્ય છે તે ખરેખર દુઃખનું કારણ છે. તેમાં રજ, તમ મોટા શત્રુઓ છે. તેને વશ કરી ખરી કમાણી કરી લેવી નહિતર છેવટે બહુ પસ્તાવાનું રહેશે.

## અમૂલ્ય ઉપદેશ.

આનર કાયા સોનેકી, બાર બાર નહી આનેકી,
આયા જબ કયા લાયા હે, આપકે કીસમત પાયા હે;
એક દિન જાવે લાખોકા, અલક પલકમેં કયા હોતા.

* * *

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः कर्त्तव्यो धर्म संग्रहः ॥**

અર્થઃ—શરીર નાશવંત છે; તેમજ વૈભવો પણ શાશ્વત નથી અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે, તેથી ધર્મનો સંગ્રહ કરવો.

* * *

સીચ્યો તબ તરૂવર ભયો, કાટયો તબ ભયો ઝાઝ;
તારે પણ ડુબવે નહિ, બાંહે ગ્રહાકી લાજ.

* * *

જે વૈરાગ્ય દેખાડે કરી, તે તો મનકેરી મશ્કરી;
જો ઉપને સાચો વૈરાગ્ય, અંતર બહાર સર્વસ્વ ત્યાગ.

* * *

**यदृच्छा लाभ संतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धा व सिद्धौ वा कृत्वा पि निबध्यते ॥**

અર્થઃ—દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલી વસ્તુથી સંતોષ માનનારો, સુખ દુઃખથી રહિત, મત્સર વિનાનો, કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિને સમાન માનનારો, અનેક કાર્ય કર્યા છતાં પણ બંધાતો નથી.

* * *

**महता पुण्य पण्येन क्रीतेयं कायनौ स्त्वया ।**
**पारंदुःखोदधेर्गंतुं तरयावन्न भिद्यते ॥**
**नोत्पद्यते विना ज्ञानं विचारेणान्य साधनैः ।**
**यथा पदार्थ ज्ञानं हि प्रकाशेन विनाक्वचित् ॥**

મહાપુણ્યરૂપી ધનના બદલામાં તેં કાયારૂપી નાવ, દુઃખરૂપી સંસાર તરવા માટે ખરીદ્યું તે ભાંગી જાય ત્યાંસુધીમાં તરી લે. વિચાર વિના અન્ય કોઇ સાધનોથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી; પ્રકાશ વિના કદી પણ પદાર્થજ્ઞાન થતું નથી.

* * *

**ते धन्या भुवि परमार्थ निश्चितेशः**
**षास्तु भ्रम निलये परिभ्रमन्ति ।**

જેઓ પરમાર્થ વસ્તુને માટે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કર્યા કરે છે, તેઓ પૃથ્વીપર ભાગ્યશાળી ગણાય છે, બાકીના તો ભ્રમરૂપી અંધારી કોટડીમાં ભટકયા જ કરે છે.

## સિદ્ધરાજે પંડિતોને પૂછેલો ખરા ધર્મનો પ્રશ્ન.

"છપ્પા"

સિદ્ધરાજ જયસિંહ હતો, પાટણનો રાજા;
મહા મોટા વિદ્વાન, રાખતો પંડે ઝાઝા.
એક સમે તે ભૂપ, કહે સૌને બોલાવી;
હોય ખરો જે ધર્મ, કહો મુજને સમજાવી.
વળતાં પંડિત બોલીઆ, સાંભળ જે રાજા સહી;
ખરો ધર્મ કહીએ હવે, ગુણ જોઇને લેજે અહી.

નાશવંતને વસ્તુ, તેહ પર પ્રીતિ ન ધરીએ;
કર્તાએજ કરેલ, પ્રાણી પર કરૂણા કરીએ.
કહેલ વેદે જે કર્મ, તો તેજ કરવું;
પરબ્રહ્મનું ધ્યાન, ચિત્ત માંહે નિત્ય ધરવું.
વૈદિક ખટ દર્શન તણો, સાર એજ જોતા લહે;
પંડિત કહે સૂણ ભૂપતિ, ખરો ધર્મ એ તો કહે.

## સારો વિચાર.

જેટલી સોબત રાખવી. જેટલા પુસ્તક વાંચવા તે બધામાંથી જે વિચારોનો સંગ્રહ કરવો તે ઉત્તમ પ્રકારનો જોઇએ. એટલા માટે નઠારી વૃત્તિ પ્રેરે નહિ એવા પુસ્તક પણ જોવા જોઇએ. એકાંતમાં હોઇએ તોપણ કોઈ અયોગ્ય વિચારમાં મનને રમવા દેવું નહિ અને જે ગમે તે સમયે ગમે તે રીતે મન વર્તે છે. તે માણસ સંસાર રૂપી સમુદ્રમાં સુકાન વગરના નાવ જેવું છે, જેમ સુકાન વગરનું નાવ દરિયામાં ગમે ત્યાં અથડાઇ ભાંગી જાય છે તેમ નિશ્ચયપૂર્વક વિચાર વિનાના માણસનો પણ વિનાશ થાય છે.

## ઉદારતા.

પારકાના દુઃખે દુઃખી થવું ને પારકાના સુખે સુખી થવું એ ખરી ઉદારતાનું બીજ છે. એવા દૃષ્ટાંતરૂપ ઉદાર સ્ત્રીપુરૂષો થઇ ગયા છે તેમણે તો પારકાનું સુખ વધારવા માટે જાતે દુઃખ પણ વેઠયું છે. પોતાના પાસે જે હોય તે બીજાને ભોગવવા આપવું એ ઉદાર માણસોની વૃત્તિ છે. ઉદારતાનો ઉલટો ગુણ કંકાસ છે. ઉદારતાને મર્યાદા ઉપરાંત લઇ જવાથી ઉડાઉપણું પેદા થાય છે. પોતાની જેટલી શક્તિ હોય, પોતાની જેટલી આવક હોય તેમાંથી અમુક ભાગ પરમાર્થે વાપરવા નિયમ રાખવો એ ઉદાર બુદ્ધિનું લક્ષણ છે. કેમકે આપણા શ્રમથી બીજાને કશો લાભ ન થાય એમ થતું એવું કરવાથી અટકે છે. મેળવેલી સમૃદ્ધિ ને તેની ખરી કિંમત એટલામાં જ છે કે તેનો ઉપયોગ થાય.

## અહિંસા એજ મોટો ધર્મ છે.

આ જગતમાં અહિંસા એ પરમ ધર્મ છે. માટે પોતાનું હિત ઇચ્છતા સર્વે મનુષ્યો કોઇ દિવસ શરીરથી, વાણીથી કે મન વડે કોઇનો પણ દ્રોહ ન કરવો એનું નામ અહિંસા છે. આપણને કોઇ માણસ મારે તથા આપણા શરીરને કાપે તો આપણને કેવું દુઃખ ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે જીવપ્રાણી માત્રને દુઃખ ઉત્પન્ન થાય છે. મુગાં અવાચક પ્રાણીઓને ભારે દુઃખ ઉત્પન્ન થાય છે. તેનાથી પોતાના દુઃખનું વર્ણન બીજા પાસે વાચા નહિ હેવાથી થઈ શકતું નથી, તેવા ગરીબ પ્રાણીઓ ઉપર દયા રાખવી. ને એક કીડી જેવા નાના જીવને પણ દુભવવો નહિ. ચોમાસાના વખતમાં હજારો જીવો ઉત્પન્ન થાય છે તેના ઉપર દયા રાખી તેને મારવા નહિ. એવા પ્રાણીઓને મારવાથી. મનુષ્ય નિશ્ચે મહાદુઃખ ભોગવે છે.

## સોઈ અમારી સ્વર્ગમાં લઈ જશો કે?

એક શ્રીમાન મનુષ્ય મરણ પથારી પર પડયો હતો. પણ માયાની તેની વાસના છુટતી ન હતી. તે વખતે તેના પાસે કબીર સાહેબ આવ્યા. અને કહેવા લાગ્યા. કે, "શેઠ સાહેબ! અમારો એક સંદેશો સ્વર્ગમાં લઈ જશો?" શેઠે કહ્યું, "મહાત્માજી! શું?" ત્યારે કબીર સાહેબ કહે, "એક સોઇ અમારે સ્વર્ગમાં મોકલવાની છે. તે કોઇ સારો સથવારો તમારા જેવો અમોને નહિ મળતાં આપને તસ્દી આપું છું. તો મહેરબાની કરી અમારૂં આટલું કામ કરી મારા ઉપર મદદ ઉપકાર કરશો. શેઠે કહ્યું, "મહાત્માજી! એ વાત તો ખરી પણ હું સોય જેવી ઝીણી વસ્તુ સાથે કેવી રીતે લઇ જાઉં. એની મને સૂઝ પડતી નથી. જગતની કોઇ પણ ચીજ જીવ સાથે પ્રાણ જતી વખતે લઇ શકતો નથી." ત્યારે કબીર સાહેબ બોલ્યા, "પાનાચંદ શેઠ! જ્યારે આપ જાણો છો છતાં કેમ ભૂલ ખાઓ છો? આ લોકમાંથી જતી વખતે એક પણ વસ્તુ સાથે આવતી નથી. ફક્ત ધર્મ અને સત્તકર્મ સાથે ચાલે છે. હવે તમારે જવાને ફક્ત થોડા કલાકની વાર છે. છતાં આ લોકની વાસના.

શા માટે રાખો છો?" શેઠને કબીર સાહેબના વચનથી શાંતી થઇ. ને પોતે તેમના દર્શન તથા જ્ઞાનથી નીજ સ્વરૂપમાં એક સાધારણ દૃષ્ટાંતથી જોડાયા.

## પરમાત્મ દર્શન.

સંત સમાગમ અને હરિકથા, પ્રભુ શ્રદ્ધાને ખેંચી લાવે છે. પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા વિશ્વાસ તિવ્ર જીજ્ઞાસાને ખેંચી લાવે છે. મોક્ષની જોરાવર ઇચ્છા વિવેક વૈરાગ્ય આદિ સાધનો તત્વજ્ઞાનને ખેંચી લાવે છે. તત્વજ્ઞાન પરમાત્મા પાસે લઇ જઇને તેના દર્શન કરાવે છે.

## ચાર લક્ષણ.

નીચલા ચાર લક્ષણોથી માણસનું મન રોગીષ્ટ હોવાની સાબીતી આપે છે.

૧ ઉપાસનાથી આનંદ પામે નહિ.

૨ ઇશ્વરથી બીને ચાલે નહિ.

૩ બોધ લેવાની દૃષ્ટિથી દરેક વસ્તુ જુએ નહિ.

૪ જ્ઞાનની વાત શ્રહણ શ્રવણ કરીને તેનો મર્મ ગ્રહણ કરી શકે નહિ.

## સત્ય વક્તા.

જેની જીભ સત્ય અને હિતકર વાણી બોલે તેજ ખરો સત્ય વકતા છે.

## હાલનું સદાચરણ.

પ્રથમના વખતમાં સ્વાભાવિક રીતે જ ધર્મને અનુસરતું સદાચરણ થતું. તે તો હવે નહિ જેવું જ થઇ ગયું છે. બીજા યુગમાં પ્રતિજ્ઞા પાળવા પુરતું સદાચરણ થતું હતું. તેવું પણ હવે જણાતું નથી. ત્રીજા યુગમાં ખાસ પુરૂષાર્થ કરીને સદાચરણ થતું તે પણ જતું રહ્યું છે. અને ચોથા યુગમાં લોકલાજને ખાતર સદાચરણ થતું તે પણ હવે ગયું છે. અત્યારે તો જે કોઇ અલ્પસ્વલ્પ સદાચરણ થતું હોય તો તે માત્ર પાપ અને નર્કના જ ભયને લીધે છે.




### સાત પ્રકારના દાસ.

૧ જે માણુસ સંગ્રામના ઝુંડ તળે પકડાયો હોય તે યથાર્થ હરાયેલા પક્ષવાળાઓમાંથી સામા જીતનાર પક્ષના લઇ લે છે તેવા ગુલામો.

૨ ભોજનની લાલચને માટે હમેશના કામને માટે રહેલા હોય તે.

૩ ગૃહકાર્યને માટે રાખેલો દાસીના પેટનો જન્મ પામેલો.

૪ મુલ્ય આપીને જેને વેચાતો લાવ્યા હોય તે.

૫ કોઇ આપી ગયું હોય તે.

૬ જે પેઢી દરપેઢી દાસત્વ કરતો આવ્યો હોય તે.

૭ જે માણુસ દંડ આપવાને માટે શક્તિવાન ન હોય તેથી કરીને દાસત્વ સ્વીકારે છે તે.

### મનુમહારાજે સ્ત્રીઓની ઉત્પત્તિ વિષે શું કહેલું છે?

મનુસ્મૃતિમાં અધ્યાય ૯ માંના શ્લોક ૧૭ માં એવી મતલબ છે કે મનુએ જ્યારે સ્ત્રીઓને ઉત્પન્ન કરી ત્યારે તેમનામાં શૈયા, અલંકાર અને આભુષણો માટે અત્યંત પ્રીતિ મૂકેલી છે. અર્થાત્ સ્વાભાવિક રીતે સ્ત્રીઓ શૈયાના સુખને માટે તેમજ ભાતભાતના ઘરેણાંગાઠાં, પહેરવાને માટે અને નવનવા વસ્ત્રો ધારણ કરવાને માટે ઘણું ચહાય છે. તેજ પ્રમાણે તેઓમાં વિષયવાસનાઓ, ક્રોધ, અપ્રમાણિકપણું, ઇર્ષાભાવ, સામાનું ખરાબ કરવાની વૃત્તિ અને વ્યભિચાર એ સર્વે અવગુણો પણ મૂકેલા છે.

### ધર્મ પ્રમાણે ધન દોલત મેળવવાના ૭ રસ્તા છે.

૧ દાય—હક્ક પ્રમાણે પિતા પાછળ પુત્રને અથવા વારસને મળતો વારસો.

૨ લાભ—કોઇપણ વસ્તુનું અચાનક આવી મળવું અથવા તો કોઇના તરફથી મળે તેવી ભેટ-સોગાદ.

૩ કૃત્ય—ખરીદ કરી લેવું તે.

૪ જય—કોઈના ઉપર ફતેહ મેળવવાથી આપણને જે મળે તે.

૫ પ્રયોગ—કોઇને ઉછીના નાણાં વ્યાજે આપવા અને તે રકમ ઉપર વ્યાજનો જે લાભ લે તે.

૬ કર્મયોગ—પોતે કોઇ વેપાર અથવા ખેતી કરે અને તેમાં સારી કુશળતા અથવા મહેનતથી જે સારો ફાયદો કર્મને આધારે થાય તે.

## અમુલ્ય વચનો.

૧ તૃષ્ણાને તાબ્યા વિના જે ભક્ત થવાનો દાવો કરે છે તે ઢોંગી છે.

૨ સુખ અને ઇશ્વર બંને સરખાં ભાસે છે ત્યારે જ વૈરાગ્ય થયો જાણવો.

૩ ઇશ્વિરી ભય એ માનસિક દીપક છે.

૪ હંમેશાં સત્પુરૂષોના સમાગમમાં રહેવાય તેમ કરવું જોઇએ.

૫ જેનું આચરણ સ્વચ્છંદી હોય તેનો સંગ કરવો નહિ.

૬ ધર્મ એ સાધારણ માણસને માટે છે. અને શ્રદ્ધા એ અ-સાધારણ માણસને માટે છે.

૭ પતિગ્રહ એટલે જેમની પાસે દાન લેવાનો અધિકાર હોય તેમની પાસેથી દાન દક્ષિણા લઇને એ પ્રમાણેના સાત પ્રકારથી માણસ પોતાના દ્રવ્યનો વધારો કરી શકે છે.

## વ્યસનો.

વ્યસન વધારે દુઃખ કરનારાં છે. અર્થાત આ લોકમાં તો વ્યસની માણસ દુઃખ પામે છે. એટલુ જ નહિ પણ મરણ પછી પરલોકમાં પણ તે ઘણાં દુઃખને પામે છે. કારણકે શાસ્ત્રના નિયમ તેના કરેલા વ્યસનરૂપી પાપ કર્યાની શિક્ષા ભોગવવાને માટે તેને મૃત્યુ પછી અનુક્રમે નીચ યોનીમાં જન્મ લેવો પડે છે. જ્યારે જે

માણુસને કોઇપણ વ્યસન નથી અર્થાત જેણે કાંઇપણ કર્યાં નથી હોતાં, તે પોતાના પુન્યના ફળને લીધે ઉંચી યોનીમાં જન્મ પામી અંતે સ્વર્ગને પ્રાપ્ત કરે છે.

## સાચો મિત્ર.

માણસના મરણ પછી તેના માતપિતા, પુત્ર, સ્ત્રી, ધન, દોલત વગેરે સર્વ તેનો ત્યાગ કરે છે. પરંતુ ધર્મ તે એક તેનો હંમેશનો મિત્ર જ છે. અને જેણે તેને આ લોકમાં તો સુખ આપેલું પણ પરલોકમાં પ્રણ સુખ આપનાર છે, તેજ જેમ મહામુનિ મનુએ બીજે સ્થળે કહ્યું છે કે ધર્મ પરલોકમાં પણ તેની સાથે જ રહે છે. માટે આ લોકમાં રહેતા પોતાના સ્નેહિઓની મોહમાયાની જાળમાં લપટાતા છતાં પણ માણુસે ધર્મને મેળવવાને, સાધવાને માટે બરાબર શ્રમ લેવો જોઇએ.

## ફેરફાર મનુસ્મૃતિ ઉપરથી.

કોઇ પણ માણસના શરીર ઉપર તેના પૂર્વ જન્મના કરેલા પાપને લીધે, અથવા તો આ લોકમાં તેણે જે જે કુકર્મ કરેલા હોય, તેની પાપ વૃત્તિની નિશાની હોય છે. સોનું ચોરનાર માણસના નખ ખરાબ થઇ જાય છે. મદ્યપાન કરનારાના દાંત સડી જાય છે, અને દાંતમાં રોગ થાય છે. નાકમાં ગડગુંમડ થાય છે. અપશબ્દ બોલનાર માણસના મોંઢામાંથી દુર્ગંધ છુટે છે. ધાન્ય ચોરનારનું એકાદ અંગ જાય છે. ધાન્યની અંદર બીજું મિશ્રણ કરનારનું એકાદ અંગ વધે છે. અન્ન ચોરનારની અગ્નિ મંદ થાય છે. આજ્ઞા વિના અને અધિકાર વિના વિદ્યા ભણનાર મુંગો થાય છે. લોકોનાં કપડાં ચોરનારને ધોળા કોઢ નીકળે છે. ઘોડાને ચોરનાર પાંગળો થાય છે. દીવાનો ચોર આંધળો થાય છે. પશુ હત્યાવાળાને અનેક રોગો થાય છે. વ્યભિચાર કરનારને વાયુ રોગ થાય છે. ઉપર પ્રમાણે દોષોનું પાપ લાગવાથી મનુષ્યોને ઉપર પ્રમાણેનું દુઃખ ભોગવવું પડે છે.

## જડજની શિખામણ.

એક જડજની સામે એક સારા કુટુંબના યુવાનને હભો કરવામાં આવ્યો. પોતાના બચાવમાં તે બોલ્યો, "નામદાર! આ ગુન્હો મેં મારા દુષ્ટ મિત્રોની ભૂંડી સલાહથી કર્યો છે." આ સાંભળી તે જડજ બોલ્યો. "છોકરા! તારો બચાવ મેં શાંતીથી સાંભળ્યો છે. તારા ઉચ્ચ કુટુંબ તરફથી તારી જુબાની તરફ મારી સંપૂર્ણ દીલસોજી છે. પરંતુ એક ચુસ્ત ન્યાયાધિશ તરીકે હું તને તારા ગુન્હા માટે સજા ફરમાવ્યા વિના રહી શકતો નથી. તારી ટુંક મુદતની સજા પુરી થતાં હવે પછી તું દુનિયામાં બહુ ચોંકીને ચાલજે, કોઇને પણ તું તારો મિત્ર બનાવે તેની આગળ જ તેની વર્તણુંક બાબત તપાસ કરજે. હવે પછી તારા બેવફા હલકા મિત્રોની દોસ્તી સદા માટે તજી દેજે, ભૂંડા દોસ્તો તે તારા મિત્રો નહિ, પણ તેતો તારા જાનના શત્રુઓ છે, એ સિદ્ધાંત ગોખી રાખજે. હવે પછી સારી જ જીંદગી ગાળજે. અને તારી બાકીની જીંદગીના દિવસો એક ભલા પુરૂષ તરીકે પસાર કરજે. સદા યાદ રાખજે, કે આપણું એક પણ કર્તવ્ય ઇશ્વરથી છુપું નથી. કુદરત ચાનસ કંઇ વારે ઘડીએ આપણને આપતી નથી; તું છુટો થશે ત્યારે તને પણ "સુધરવાનો એક ચાનસ મળી શકશે. માટે તેનો સારો ઉપયોગ કરી સુખી થજે." "Bad company the parrot said and sadly shook his head."

## પૃથ્વીનો નકશો.

એક શ્રીમાનને પોતાના વૈભવનું બહુ જ અભિમાન હતું. ને હંમેશાં જેના તેના આગળ પોતાના વૈભવની વિવિધ વાતો કરી ભારે અભિમાન કરતો હતો. તેનો દીકરો નામે મોતીલાલ અંગ્રેજી સાતમું ધોરણ શીખતો હતો. તેને ખાનગી ટયુશન દેવાને માટે એક માસ્તર આવતો હતો. તે એક વખત પૃથ્વીનો નકશો કાઢી શેઠના દીકરાને પૂછતો હતો કે "ઇટાલી બતાવ?" પારીસ, અમેરિકા,

જાપાન, વગેરે સવાલ પૂછી છોકરાને પૂછ્યું કે “ તારા બાપના બંગલા બતાવ?” છોકરો ભોઠો પડી ગયો ને કહેવા લાગ્યોઃ—“સાહેબ! મારા બાપના બંગલા આ પૃથ્વીના નકશામાં હોય ખરા કે? જ્યાં હિંદુસ્તાન દેશ એક નાનો સોપારી આકારે દર્શાવાયો છે, ત્યાં મારા બાપના બંગલા શા હિસાબમાં?” શેઠ આ સાંભળી ભોઠો પડ્યો મનમાં વિચાર કરવા લાગ્યો કે હું ખોટું અભિમાન કરૂં છું. પૃથ્વીના પ્રમાણમાં મારી શું સ્થિતિ! તે દિવસથી તેણે ખોટું અભિમાન કરવાનું છોડી દીધું.

## જ્ઞાન પ્રકાશ દોહરા.

ઉદ્યમથી લક્ષ્મી મળે, મળે દ્રવ્યથી માન;
દુર્લભ પારસ જગતમાં, મળવો મિત્ર સુજાન.
મતિ વિનાના મૂઢને, પંથ ન સુઝે કાંઈ;
બળદ ઘાંચીનો ઘાણીએ, ઘુમે જેમ ઘરમાંહિ.
દયા વૃક્ષ દુનિયા માટે. સરસ ફળદ છે એજ;
સેવા કર નર સમય પર, હાથે તે સાથે જ.
મન કાળું તન ઉજળું, એનો જડે ન ભેદ;
કપટ જાળ વિકરાળ છે, ખલક કરે સહુ ખેદ.
ન્યાય નિયમ સૌ રંકને, સમર્થને સૌ માફ;
વાઘે માર્યું માનવી, તેનો શો ઇન્સાફ.






## ૧ વિવિધ જ્ઞાન દર્શન.

### દોહરા.

ધર્મ થકી ધન સાંપડે, ધર્મે સુખીઆ હોય;
ધર્મે યશ વાધે ઘણો, ધર્મ કરો સહુ કોય.
ધર્મ કરે જે પ્રાણીઆ, તે સુખીઆ ભવ માંય;
જગમાં સૌ જીજી કરે, આવી લાગે પાય.
ધર્મ ધર્મ સહુકો કરે. ધર્મ ન જાણે કોય;
ધર્મ શબ્દ જગમાં વડો, વિરલા બુઝે કોય.
ચારે ગતિ ભમતા થકી જીવે કીધા અહાર;
તોપણ ભૂખ્યો પ્રાણીઓ, સમતા નહિ લગાર.
રવિ મંડળમાં રાત તણું, દુઃખ નવ નડે;
પારસ પામે ધન, દુર્બળતા જાય જો.
પતિ આજ્ઞા લોપે નહિ, પતિવ્રતા છે જેહ;
પ્રભુ આજ્ઞા પામે સદ, સેવક કહીએ તેહ.
પાળે આજ્ઞા પ્રભુ તણી, સેવક તેનું નામ;
આજ્ઞાનું ખંડન કરે. તે નર લુણ હરામ.
અઠયાસી હજાર ઋષિ, વનમાં રહેતા જેહ;
પાળી આજ્ઞા દેવની, મૂક્ત થયા છે તેહ.
દાસ થઇરે પ્રભુ તણો, કરે ન કોઈની આશ;
આધિન થઇ રહે ઈશને, એ કહીએ હરીદાસ.
ઈશ્વરનું ધાર્યું બને, જીવનું ધાર્યું ન થાય;
તો નિર્બળીઆ જીવથી, સ્વામી કેમ થવાય.
પોષણ આપે તે પ્રભુ, તેથી જીવે જીવ;

તે માટે ઈશ્વર તણો, જીવો દાસ સદૈવ.
સ્વામિનું હિત આચરે ગુણ સ્વામીના ગાય;
કહ્યું કરે સ્વામી તણું, દાસ તેજ કહેવાય.
સાધુ વેશે રાવણે, કર્યું જાનકી હરણ;
કાલ નેમી હનુમંતને, છળતા પામ્યો મરણ.
ઇન્દ્રે સઘળા દેવને, કહી સંભળાવી વાત;
આત્મજ્ઞાન આવ્યા વિના, સુખ ન મળે સાક્ષાત.
દાનવ શત્રુ આપણાં, છિદ્ર તણા જોનાર;
ભેદ ન જાણે આપણો, કરવા તેહ પ્રકાર.
વિદ્યા યશ ને રૂપ ગુણ, બળ આયુષ્ય આરોગ્ય.
બ્રહ્મચર્યથી થાય છે, જીવ મોક્ષને યોગ્ય.
નર્ક રૂપ નારી તણો, દેખે સઘળો દેહ;
અષ્ટાંગે મૈથુન તજે, બ્રહ્મચર્ય દૃઢ તેહ.
માટે સુખ ને દુઃખનું, કારણ દેહ અભ્યાસ;
દેહ વિના સુખ દુઃખ નથી, જો જો કરી તપાસ.
વ્યાસે તો વેદાંતમાં, કહી નામાંકિત કાય;
પ્રસિદ્ધ કરી પુરાણથી, ઘણાં શ્લોકની માંય.
ભાવ ભક્તિ કોઇને, તજે ધર્મ ને જ્ઞાન;
વિવેકથી વર્તન નહિ, ઉરમાંહે અજ્ઞાન.
હેત જ ગાઈ જગતકો, હરે તિમિર અજ્ઞાન;
સાર અસાર દેખ વહી, સજ્જન સુરજ સમાન.
સજ્જનકો ચિત્તનાણે, પરે વિપત્તિ કોય;
ઘણા કોધા હીરા સહે, કકરા સહે ન કોય.
વાસ સુમનકી તીલ મહે, ગ્રહી શકે ન ગમાર;
દુરીજનકો ઉર ના રહે, વેદશાસ્ત્ર કો સાર.
સજ્જન સબકો સુખ કરે, બસે કદાપી દૂર;
સુરજ બસે આકાશમેં, તેજ હરે ભરપુર.

સજ્જનકી નિંદા કરે, દુરીજન દોષ લગાય;
ડારે ધૂલી આકાશમેં, ઉલટી આંખ પૂરાય.
સજ્જ ને દૂરીજનમેં રહે, સો દૂરીજન ના હોય;
ફણિધરકે શીર મણી રહે, ગુણ ના પલટે કોય.
સજ્જન દૂરીજન સંગતે, સજ્જનતા નહિ જાય;
રહે કોકિલા કાગમેં, સ્વર ન તાહિ પલટાય.
સજ્જન હુકમ ના કરે, પડે વિપત્તિ આય;
ભૂખ્યાકા ભૂખ્યા મરે, સિંહ ઘાસ ન ખાય.
મહાપુરુષ મૂં નહિ, સત્ય ધર્મ મરજાદ;
ખપ ઋતુ રવિ શશિ મેઘકો, નીમ ન જાવે બાદ.
સંપત્તિમેં વિપત્તિમેં, બડા ન ચૂકે ચાલ;
ઉગતા સુરજ લાલ હૈ, અસ્ત ભયા પુની લાલ.
સંપત્તિ દેખી ના છકે નહિ વિપત્તિમેં કલેશ;
ઉષ્ણ વર્ષામેં સિન્ધુ જ્યું, સજ્જન ત્યુંહિ હમેશ.

## દુનિયા એ મુસાફરખાનું છે.

કાયા કાચો કુંપોરે, તું તો ચેતરે હીણભાગી હંસા;
અવિચળ પદવી તું પેખરે, હીણભાગી હંસા.
બે દિનના છે ઘર જીવ સઘળાં, બે દિન અહીં રહેવાનું છે;
બે દિનના સગાંસંબંધી, બે દિન સુખ લેવાનું છે.
બે દિનનો છે પંખી મેળો, આખર ઉડી જવાનું છે;
લોકો જેને દુનિયા કહે છે, એક મુસાફરખાનું છે.

## સાચા બ્રહ્મજ્ઞાની જવલ્લેજ મળે છે.

ધરા વિષે લીમડાના વૃક્ષ છે અનેક પણ,
ચંદનના વૃક્ષ હશે કોઈક ઠામમાં;
પાષાણોથી પરિપૂર્ણ, પૃથ્વી છવાઇ પણ;
વૃજમણિ સાચે સાચી, હશે કોઇ ધામમાં;
કામવાણી પ્રતિદિન, શ્રવણમાં આવે પણ;

કોયલના ધવલની સંભળાય કોઈ ધામમાં.
બ્રહ્મઋષિ પ્રભાકર, જ્ઞાની હશે ઘણાં પણ,
સાચો બ્રહ્મજ્ઞાની હશે, કોઇ એક ગામમાં.
નીતિ વિનાનું જીવન નિષ્ફળ છે,
નીતિ વિણ સંસારમાં મળે નહિ સનમાન;
તે માટે નીતિ વડે, ચાલો સહુ વિદ્વાન,

## વિવેક એ વશીકરણ છે.

વિનય તણે વિવેક, સજ્જન સઘળાંમાં શોભે;
વિનય તણી વિદ્યાય, તેજ સ્થિર સ્થાવર શોભે.
વિનય થકી સહુ લોક, સુજન આપે વળી ઝાઝા;
વિનય થકી વિખવાદ, રંક કે કહે ન રાજા.
છે વિનય મોટો વિશ્વમાં, વિનય ધર્મ મારતા ધસે;
સામળ વિદ્યા વશીકરણની, વિનય વિષે વાસો વસે.

## ઐકયતા વિષે.

### મનહર છંદ.

ઐકયતાથી કાર્ય સહુ, ત્વરિત સફળ થાય;
ઐકયતાથી મહત્તા, આ વિશ્વમાં અપાર છે.
પંચતત્વ ઐકયતાથી, વિચરે છે વેળુ વિષે;
ત્યાંસુધી અસાર દેહ, માંહી બહુ સાર છે.
ઐકયતાથી ઇંદ્રિયોની ખુબી ખરેખરી દીસે;
ઐકયતા ઉપર આપી, સદા બલિહારી છે.
બ્રહ્મ ઋષિ પ્રભાકર. અભેદ હે ઐકયતાને;
વિરોધની વિદ્યાપર, હજાર ધિક્કાર છે.

## ખબરદાર હશે તે ખાટશે.

### મનહરવૃત.

ખરેખર ખલકમાં ખેલવું ખાંડાની ધાર;
હશે જે ખબરદાર, તે ખચીત ખાટશે.

બોધરૂપી બંદુકમાં, જ્ઞાનરૂપી ગોળા ભરી;
હરામી છ શત્રુઓ જે, હોંશથી હટાવજે,
શાંતી આદિ સૈન્ય સજી દેહ રંગભૂમી વિષે;
દાનરૂપી દંદુભિ વગાડી જેહ ઘૂમશે;
બ્રહ્મઋષિ પ્રભાકર, તેવા શૂરવીર નર,
જીવન મુક્તિના હીંચોળમાં બેસી ઝુલશે.

## કુસંગ વિષે.

કુસંગથી ખરેખર જગતમાં કષ્ટ થાય,
કુસંગથી સારો જન, દુષ્ટમાં ગણાય છે;
કુસંગથી ખરેખર નિંદા થાય સજનોમાં;
કુસંગથી પુણ્ય કર્મ પૂર્વના પ્રલાય છે;
કુસંગથી આવરદા, લાંબીમાંથી ટુંકી થાય,
કુસંગથી અધોગતિ, અંતિમ પ્રલાય છે.
બ્રહ્મઋષિ પ્રભાકર, કુસંગથી માનવીની,
ખરેખર સંસારમાં, અવનતિ થાય છે.

## દુર્જનનો સંગ સારો નથી.

સર્પ ડસે જો કછુ નહી તાલક,
વીછુ લગેશો ભેલા કરી માનઉ;
સિંહ હું ખાય તો નાંહી કછુ ડર,
જો ગજ મારત તો નહી હાનઉ;
આગી જરી જરી ડુબી મરો.
ગીરી જાય ગીરઉ કછુ ભેમત આનો;
સુંદર ઓર ભલે સબહી પુની,
દુર્જન સંગ ભલો નહી જાનો.

## ચેલાની તપાસ.

પાઇથે-ગોરસ પાસે કોઇ પણ શિષ્ય ભણવા આવતો ત્યારે તેને પોતાનો ચેલો બનાવવા આગમચ તે પહેલાં યુવકને તેના મિત્રોનું

નામ પૂછી લેતો. અને તેને જવા કહેતો. પાછળથી આ મહાપુરૂષ પેલા છોકરાના મિત્રોની તપાસ કરતો અને જો તેઓ સારા હોય તોજ પેલા છોકરાને ચેલો બનાવતો.

## એક વચનમાં સર્વ સિદ્ધિ મળી ગઈ

એક અંધ મનુષ્ય દરિદ્રપણામાં મહાન દુઃખથી પીડાતો હતો. તેણે એક વખતે શીવ ઉપર તપ આદર્યું. તેની તપશ્ચર્યાથી શીવજી પ્રસન્ન થયા અને એકજ વર માગવાનું વચન આપ્યું. આ અંધ પુરૂષ મનમાં વિચાર કરવા લાગ્યો કે હું જો લક્ષ્મી માંગુ તો અંધપણું કાયમ રહે. ને નેત્રનું દિવ્યપણું માગુ તો લક્ષ્મી મળે નહિ, ને સ્ત્રી માગું તો દરિદ્રપણું અને અંધપણુ કાયમ રહે. માટે કરવું શું? તેનો વિચાર પોતાની બુદ્ધિથી કરી તેણે એકજ વચન માગ્યું કે, "હે વિશ્વંભર! તમે મારા પર પ્રસન્ન થયા હો તો મારા પૌત્રને સોનાના પારણામા હીચોળા ખાતો જોવાની અભિલાષા રાખું છું." આ વચનથી શીવજી તેના ઉપર ભરે પ્રસન્ન થયા. ને એક જ વચનથી સર્વે વાતે સુખી થયો. માટે બુદ્ધિની પરીક્ષા આ વખતે થાય છે.

## અજગરો.

ઓસ્ત્રીઆ અને મધ્ય આફ્રિકામાં બહુ મોટા અજગરો થાય છે. કેટલાક ૩૦ ફીટ લાંબા જણાય છે. એવો જમીન ઉપર ચાલે છે. ઝાડપર સરસર ચઢી જઈ શકે છે. અને આ ઉપરાંત પાણીમાં પણ તરી શકે છે. જંગલી હરણ અને જંગલી બકરાને તો ઝટ ગળી જાય છે.

## હેકાયતે સાદી.

દુશ્મનની ચાપલુસીખોરી વલણ ઉપર ઝનહાર લોભાતો ના, જો તારો શત્રુ પોતાની મેળે તારી સાથે મિત્રાચારી કરવા આવે તો તેને માફી બક્ષજે, પરંતુ તેનાથી ચેતીને ચાલજે, કારણકે કદાપી આમ દોસ્તી કરવામાં તેની કાંઇક ભૂંડી નેમ હશે. ઘણીવાર એવું પણ બને છે કે એક શત્રુ જ્યારે આપણું બુરૂ કરી શકતો નથી

અને તે જ્યારે આપણી ઉપર વેર લઇ શકતો ત્યારે તે આપણી જોડે દોસ્તી કરી આડકતરી રીતે આપણી ઉપર કીનો લે છે.

## આત્મપરીક્ષા.

જે સત્યને વળગી રહે છે તે નિરંતર એટલું તપાસશે કે, મેં શું કર્યું, મારે શું કરવાનું છે, મેં કર્યું તેમાં અયોગ્ય શું છે, હવેથી મારે શું સાચવવાનું છે, આનું નામ આત્મ–પરીક્ષા કહેવાય છે. ને તે પ્રત્યેક માણસે ઘડીવડી કરવી જોઇએ. થોડામાં થોડી દિવસમાં એકવાર એટલે સુવાને સમયે ઘડીવડી કરવી જોઇએ. એમ કરવાથી સત્યનિષ્ઠામાં વિક્ષેપ પડતો નથી. ને સદ્દવૃત્તિનું મૂળ દૃઢ થતું જાય છે. એક સત્યનિષ્ઠાથી સદ્દવૃત્તિ સિદ્ધ થતી નથી, ઉદારતા અને ન્યાય તથા પ્રેમ એ સદ્દદ્વૃત્તિના મુખ્ય લક્ષણ છે. મનનું જે સાંકડાપણું આપણુને બીજાના દોષ જોવા ઉપર દોરે છે કે આપણા પોતાના ગુણ ગાવાના અભિમાનમાં પડે છે. તેને તજી સર્વને આદરથી જોવા એનું નામ ઉદારતા છે. ન્યાય એનું નામ કે આપણે આપણને જ યોગ્ય હોય કે તે કરતાં અધિક ઇચ્છવું કે લેવું નહિ, તેમ બીજાને તેને જે યોગ્ય હોય તે નિરંતર આપવામાં પાછું પડવું નહિ. જ્યારે ઉદારતા અને ન્યાય બે સત્યનિષ્ઠાથી જોડે હોય ત્યારે તે બીજાને સ્વભાવિક રીતે પ્રેમ પેદા થાય છે. જે સુખ આપણુને હોય તે બીજાને પણ ભોગવાવવું. એવો સર્વ ઉપર અત્યંત સમાનભાવ પોતાની મેળે પેદા થાય છે, એનું જ નામ પ્રેમ. સત્યનિષ્ઠા, ઉદારતા, પ્રેમ, ન્યાય, એ ચાર સદ્દવૃત્તિના મુખ્ય લક્ષણ છે. "મ. ન. દ્વિવેદી"




## સન્નારી શકુંતલા.

ગોમતી નદીના તટ ઉપર તપશ્ચર્યા કરતાં કૌશીક ઋષિના તપમાં ભંગ પાડવા દેવતાઓએ મેનકા નામની અપસરા મોકલી હતી. તે અપસરાને શકુંતલા નામે પુત્રી થઈ. તેને છોડી કૌશીક ઋષિ જતા રહ્યા, ત્યારથી તે દયાળુ કશ્યપઋષિના આશ્રમમાં ભરણપોષણ પામી મોટી થઇ. તે સમયે કસ્યપ ઋષિ શકુંતલાનું કાંઈ ભાવિ અનિષ્ટ દૂર કરવાને તપ કરવા ગયા હતા. તેવામાં મૃગયા રમતો રમતો દુસ્યંત રાજા ઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યો. આશ્રમને દેખી રાજાએ મૃગયા બંધ કરી અને તપસ્વીને કાંઇ વિઘ્ન થયું તો નથી! તે જોવા તથા ઋષિઓને અભિવંદન કરવા પોતે અંદર ગયો, ત્યાં તેણે શકુંતલાને તેની સખીયો સાથે વૃક્ષને પાણી પાતી જોઈ. અને એ બાળાના રૂપથી બહુ આશ્ચર્ય લાગ્યું, કે આ તપોવનમાં આવી અનુપમ બાળા કયાંથી! વળી પોતે ક્ષત્રિય છતાં પોતાને બ્રાહ્મણની કન્યા ઉપર બહુ પ્રીતિ થતી જોઇને પણ બહુ વિસ્મય થયો, કે મારા જેવા અતિ ધર્મચુસ્ત અને નિયમવાળાને એવી વૃત્તિ થાય જ નહી. માટે એ કન્યા કોની હશે? આવા વિચાર કરતો રાજા વૃક્ષ પછવાડે ઉભો છે, ને સખીઓની એક બાજુ પ્રતિ ચાલતી ટોળબાજી સાંભળી શકુંતલાના ગુણ ઉપર વધારે વધારે લોભાતો ગયો. એટલામાં એક ભમરો ગણગણાટ કરવા લાગ્યો. શકુંતલા બહુ ગભરાઇ ગઇ ને સખીઓને ધાઓ, ધાઓ, કહી બૂમો પાડવા લાગી. પણ તેણે એવો ઉપહાસ કર્યો કે, “મહારાજા દુસ્યંતને વહારે બોલાવ?” આ સાંભળી દુસ્યંત રાજા પોતે છતા થયા. પ્રથમ દર્શનથી રાજા અને શકુંતલાના મનમાં અન્યો અન્ય પ્રેમ ઉત્પન્ન થયો. તે વખતે કસ્યપ ઋષિ ઘેર નહતા. માટે તે બંને ગાન્ધર્વ વિવાહથી પરણ્યાં. પછી રાજા ત્યાંથી

જવાને નીકળ્યો ત્યારે તેણે શકુંતલાને પોતાની એક વીંટી આપીને કહ્યું કે, "આ વીંટી ઉપર જે નામાક્ષર છે તેને તું ગણજે, તેટલા દિવસ પહેલાં તને મારા માણસ મારા અંત:પુરમાં તેડી જવા આવશે. એટલામાં દુર્વાસાઋષિ જ્યારે આશ્રમમાં આવ્યા ત્યારે શકુંતલાને એબાકળી જોઈ, તથા પોતે વડીલ છતાં અનાદર કરી માનસિક કાર્ય કરવાથી દુર્વાસા ઋષિએ શ્રાપ આપ્યો કે, "તું જેનું સ્મરણ કરે છે તેજ તને ભુલી જશે." આથી કરીને સન્નારી શકુંતલા દેવીને ઘણું દુઃખ અને અનાદર ભોગવવો પડયો હતો.

### પ્રસન્નતા.

જેનામાં પ્રસન્નતા નથી તે માણસ દુઃખી છે. પ્રસન્નતાનો એટલો બધો ચમત્કાર છે કે, તેથી ઘણાંક રોગો થતા અટકે છે કે થયા હોય તે ઓછા થાય છે, એટલે અપ્રસન્ન માણસ મનમાં જ દુઃખી રહે છે કે કલેષ પામે છે એટલું જ નહિ પણ તેનું શરીર પણ નઠારૂં થઇ જાય છે. વળી અપ્રસન્નતા અનેક દુર્ગુણના પણ બીજ રૂપે છે. જે માણસ બહુ અસંતોષી અને અપ્રસન્ન છે તેનામાં ઇર્ષા અને લોભ એ બે મહાદુર્ગુણો પ્રવેશ કરે છે જે લોક પોતાના કરતાં પ્રસન્ન અને સુખી હશે તેની તેને ઈર્ષા થશે અને ગમે તે રીતે પણ પ્રાપ્ત કરવાની ઇચ્છા થવારૂપી તેમને લોભ પેદા થશે. ઇર્ષા અને લોભથી માણસો કુકર્મ કરે છે ને જે દુ;ખ જાતે વેઠે છે તથા સર્વદા પીડાય છે તેના દૃષ્ટાંત આપણે નિત્ય દેખીએ છીએ. એક કુકર્મ બીજા દશ કરાવે છે, કેમકે તે વિના પ્રથમનું કુકર્મ ઢંકાતું નથી પણ પરિણામે બધાએ છતાં થાય છે અને અત્યંત પીડા કરે છે. અપ્રસન્નતાની ટેવમાંથી અનેક અનર્થ ઉપજે છે માટે સર્વદા પ્રસન્ન રહેવાનો પ્રયત્ન કરવો.

## તપસ્વી ફતેહ મોસલી.

મહર્ષિ ફતેહ મોસલી કહે છે કે, "મેં ત્રીસ ધર્માચાર્યોનો સહવાસ કર્યો છે તે બધા મહાપુરુષો જ હતા. તેમણે સૌએ મને

એક ખસ વાત કહી છે અને તે એ કે વિષયી લોકોના સહવાસથી દૂર રહેજો અને ભજન અલ્પ કરજો."

## સંસારમાં સૌથી ઉત્તમ કાર્ય.

આ સંસારમાં સર્વોત્તમ કાર્ય કયું? ઇશ્વર સિવાયની બીજી કોઇ પણ બાબત તરફ મન વળગવા માગતું હોય તો ત્યાંથી તેને પાછું વાળીને આપણી જાતને તેમાં પડતી બચાવવી એ જ આ સંસારમાં સૌથી ઉત્તમ કાર્ય છે.

## અનુભવિ મહાવાકયો.

૧ શ્રેષ્ટ કાર્ય તેજ છે, કે જે કરાયું છે, અને શ્રેષ્ટ જ્ઞાન તેજ છે કે જે અમલમાં મૂકાયું છે.

૨ ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલવું એનાથી ઉત્તમ વાત બીજી નથી.

૩ યાચના નહિ કરનાર જ સંતોષ મેળવી શકે છે.

૪ એક રાત્રિ પણ ઉંડા ભાવથી ઇશ્વરનું ભજન કરવું તેને રણાંગણમાં જવા કરતાં પણ હું વિશેષ માનું છું.

૫ સંસારિક કામનાઓ અને વ્યવહારોથી છૂટકવામાં જ શાંતિ ને મુક્તિ છે.

૬ જે માણસ પોતાને નીચો સમજે છે તેને પ્રભુ ઉંચો દરજ્જો આપે છે.

૭ આજ્ઞાધિનતા અને દેહાભિમાન બંને સાથે રહી શકતાં નથી.

૮ જેણે પ્રભુ ભક્તિનો રસ ચાખ્યો છે તેને અન્ય બાબતોમાં રસ નથી.

૯ જે નરકથી બીહતો નથી તેને સ્વર્ગમાં જવાની ગતિમતિ શેની થાય?

૧૦ તૃષ્ણાઓ ટાળ્યા વિના જે ભક્ત હોવાનો દાવો કરે છે તેને ઢોંગી સમજવો.

## સાચી પ્રતિજ્ઞા.

અબુ ઉમરે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, "ચાલીસ વર્ષ સુધી અમારે પ્રભુ પાસે તેના સંતોષ સિવાય બીજું કાંઈ માંગવું નહિ." તેમને એક પુત્રી હતી તેને અબ્દુલ રહેમાન સલ્મી નામના આચાર્ય સાથે પરણાવી હતી, તે પુત્રી કોલેરાના રોગે પીડાતી હતી અનેક વૈદોની દવાઓ કરી પણ દરદ મટયું નહિ ત્યારે તેને તેના પતિએ કહ્યું, "આ રોગનું અકસીર ઔષધ તારા પિતાની પાસે છે.

સ્રીઃ—"શું ઔષધ ?"

પતીઃ—"જો તારો પિતા એક પાપ કરે તો પરમેશ્વર તારૂં દરદ તર્તજ મટાડી દે."

સ્રીઃ—"આતો ભારે નવાઈની વાત ?"

પતીઃ—"તારા પિતાની પ્રતિજ્ઞા છે કે, ચાલીસ વર્ષ સુધી પ્રભુ પાસે માત્ર તેના સંતોષ વિના કાંઇ પણ માગવું નહિ. જો એ પ્રતિજ્ઞાનો ભંગ કરીને તારા આરોગ્ય માટે તેઓ પ્રાર્થના કરે તો જરૂર પ્રભુ તને નિરોગી બનાવે. આ સાંભળી અબ્દુલ રહેમાનની સ્રી સાંજે ડોળીમાં બેસીને પિતાને ઘેર ગઇ. તેને જોઇ અબુ ઉમરે કહ્યું. વીસ વર્ષથી તું એકવાર પણ અહીં આવી નથીને આજ શાથી આવી ? તેણે કારણ બતાવ્યું. ત્યારે પિતાજી બોલ્યા, "મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવો યોગ્ય નથી. વહેલું કે મોડું સૌને મરવાનું છે. તો પછી મને પાપમાં નાંખીશ તો તું કુસંતાન ઠરીશ." તેણે પોતાની સાચી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ.

## સુવાકયો.

૧ સંસાર અને ધર્મ એ બંને એકબીજાથી વિપરિત બાબતો છે. છતાં પણ એ બનેની વચ્ચે તમારે જીવન ગાળવાનું છે.

૨ મીઠાં વચનો બોલવાં, કોઇનું મન દુખાય તેવું વચન કદી બોલવું નહિ. કારણ તરવારનો ઘા રૂઝાશે પણ વચનરૂપી ઘા કદી રૂઝાતો નથી. સારાં વચન બોલવાથી સંસારમાં આબરૂ વધે છે ને

નઠારા વચનો બોલવાથી મનુષ્યમાંથી વિશ્વાસ ઉઠી જાય છે. માટે સારાં વચન જ્યાંસુધી બોલાય ત્યાંસુધી કદી કુવચન ઉચ્ચારવું નહિ.

૩ યોગી લોકો જે પગથીઆદ્વારા ઉંચાં ચઢે છે તે પગથીઆ ક્યાં? સંસારિક પદાર્થો તરફથી દોડ બંધ કરવી. સંસારિક વિષયો પ્રત્યે વિરક્તિ ધારણ કરવી. પરમાત્મ યોગનો માર્ગ પકડવો. નિર્મળતા અને પ્રભુપ્રેમ પ્રાપ્ત કરવા.

## ભાઇભાઇમાં કુસંપ.

બે ભાઇઓ હતા તે જુદા જુદા ગામમાં રહેતા હતા. તે બંને ગામની વચ્ચે એક નાનો પાણી પીવાનો વીરડો હતો. ઉનાળાના દિવસમાં તે બંને ગામને પાણીની ભારે ખેંચ પડતી હતી. નાનાભાઇના ઘેર હંમેશાં ડહોળું પાણી આવતું હતું. તેથી તકરાર થતી. નાનાભાઇની સ્ત્રીએ વાતમાં ને વાતમાં પોતાના પતિને ઝેર ચડાવ્યું કે, "હું શું કરૂં? પ્રભાતના પહોરમાં મારી જેઠાણી પાણી ભરી બાકીનું પાણી બગાડી ગઇ. તે કોઇનું માનતી નથી." આ શબ્દોથી તેના પતિને ઝેર ચઢી આવ્યું. ને પોતાની સ્ત્રીને કહે, "આજ રાત્રે તેનો ઘાટ ઘડી કાઢીશ." રાત્રે બાર વાગે પોતે મોટાભાઇના ગામમાંના સીમાડામાં આવ્યો ત્યાં સ્મશાન હતું. ત્યાં એક નીવારસ કુંભારણનું મુડદું દાટેલું હતું. તેને ઘોડા ઉપર બેસાડી રાતના બે વાગે મોટાભાઈના ઘર પાસે આવ્યો. ને તેના ઘરને આગ લગાડી. મોટાભાઇની વહુને ઉઠાડી, તેને કાંઈ પણ ન બોલવાની ધમકી આપીને પેલા કુંભારણના મડદાને પથારીમાં સુવાડી દીધી. તે પછી ઘરને આગ લગાડી પોતે ઘોડા પર સ્વાર થઇ મોટાભાઇની સ્ત્રીને લઇ ચાલતો થયો. ઘર સળગવા માંડયું. નારસિંહ તૂર્ત જાગી ઘર બહાર નીકળ્યો. સ્ત્રીને ઉઠાડવા જાય છે ત્યાં તો ઘર અર્ધું બળી ગયેલું હતું. ઘણી મહેનત કરી પણ સ્ત્રી ઉઠે નહિ. તેથી જાણ્યું કે, તે મરી ગઈ હશે. તેની આશા મેલી ઘર બહાર આવી ચોરામાં બેઠો. બીજે દિવસે લોકો ખરખરે આવ્યા. તેથી પોતે પણ ખરખરે આવ્યો ને મોટા-

ભાઈને સમજાવી કારજ કરાવ્યું ને પછી બીજું ઘર તયાર છે, એમ બોલી બીજું ઘર કરાવ્યું. ગામના લોક મરી ગઇ છે તે તેનીજ સ્ત્રી છે એવી ખાત્રી બધાને થવા છતાં, જ્યારે પેલી સ્ત્રીએ બધી વાત જાહેર કરી ત્યારે નારસિંહને જણાયું કે, મને મોટી નુકસાનીમાં ઉતારનાર મારો ભાઈજ છે, તેની સ્ત્રીએ પણ સઘળી વાત કહી. આ રીતે સહેજ બાબતમાં સ્ત્રીઓ ભાઇ ભાઈમાં મોટો કુસંપ પેદા કરે છે. માટે સ્ત્રીના બોલવા ઉપર વિશ્વાસ રાખી કદી પણ સાહસ કર્મ કરવું નહિ.

### જનસેવક.

એક બંગાળી પુરૂષ બહુ ધનવાન હતા. તેઓ સ્વભાવે બહુ દયાળું અને ભલા હતા. જનસેવા તેમનો મુખ્ય મુદ્રાલેખ હતો. પોતાની સગવડોનો પણ ભોગ આપીને તેઓ ગરીબ ગુરબાઓની વહારે ધાતા. એક વખતે સાદા લુગડાં પહેરી ઠંડીમાં એ ણે થરથરતા જોઇ એક મિત્રે પૂછ્યું. 'આપ સેંકડોને ગરમ ઓઢણી આપો છો તે છતાં આપ પોતે આમ કેમ કરો છો?" આ સમજી એઓએ જવાબ કર્યો, "સાહેબ! જયારે હું પોતે જ આ ટાઢનું દુઃખ ભોગવું છું, ત્યારે હું ગરીબોનું દુઃખ સમજી શકું છું. ગરીબોનું દુઃખ પુરતી રીતે સમજવાને મારે આપણે પણ થોડીક મુશ્કેલીઓ ઉઠાવવી જોઇએ. કારણ કે તોજ તેમની વેદનાઓનો આપણને પુરતો અનુભવ થાય." હા તે ખરો જનસેવક! એનું નામ તે મનુષ્ય, બન્ધુઓ! મનુષ્ય અવતાર તો આપણને મળેલો છે, પરંતુ મનુષ્ય અવતાર લઈને મનુષ્ય તરીકે જીવવું એ સાચા શુરવીર પુરૂષનું કર્તવ્ય છે. સુખ તેનેજ છે કે જેનાથી બીજા આજુબાજુઓનાને પણ આનંદ અને તેનો વૈભવ મળે છે.

### જંતુઓ.

એમની સંખ્યા દુનિયામાં જ્યાં જશો ત્યાં હદ વિનાની માલમ પડશે. દુનિયામાં દરેક ઠેકાણે ભિન્નભિન્ન પ્રકારના જંતુઓ સૃષ્ટિના સરજનહાર સાહેબે પેદા કર્યા છે. જંતુઓ તમને ક્યાં ન મળે, હવામાં,

પાણીમાં, પવનમાં જ્યાં જોશો ત્યાં તેઓ નજરે પડશે. એક નવીન શોધ પરથી જણાય છે કે, વરસ દિવસે નીકળતા પાક માંહેથી દશમો ભાગ જંતુઓ નાશ કરે છે. અને પોતાના ઉપયોગમાં લે છે.

## હેકાયતે સાદી.

ભૂડો સ્વભાવ મનુષ્યોનો સખ્ત શત્રુ છે. જે ભૂડા સ્વભાવનો છે તે એક દુષ્ટ દુશ્મનના હાથ નીચે સપડાયેલો છે. આ શત્રુ તો એવો બદખાહ છે કે તે પેલા પુરૂષને કદી પણ પોતાની જાળમાંથી છટકવા દેતો નથી! એ બલાના હાથની આકાશ પર બદબદો કબી બચીને જાય, પોતાની ભૂંડી સમેસલતે ત્યાં પણ બલામાં ગીરફ્તાર થાય છે.

## ધીરજવંતુ પતંગીઉં.

મધમાખ બહુ ધીરજવંતુ પતંગીઉં ગણાય છે. એ માખીઓને આપણે માટે એક રતલ જેટલું મધ બનાવવા માટે લગભગ ૫૦,૦૦૦ ઉપરાંત ફૂલો ચુસવા પડે છે.

## મોટરનું નવું બળતણ.

મી. અરનેસ્ટ ગોડવાર્ડે મોટરમાં બાળવા માટે એક નવીન જાતનું હલકું તેલ શોધી કાઢ્યું છે. એવું કહેવાય છે કે, આ તેલનો ઉપયોગ ફીડાડેલફીઆની એક મોટરબસ કંપનીએ કર્યો છે. આ જાતનું તેલ ઉપયોગમાં લેવા માટે એક નવું યંત્ર મોટરમાં મૂકવું પડે છે.



